धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥५॥
युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥६॥

હોય क्रोधनः=ક્રોધી હોય मद्यपः=મદ્યપાન કરતો હોય वृद्धः=ઘરડે હોય अविदग्धः=ચતુર ના હોય मूकोऽन्धोबधिरः=મુંગો, આંધળો કે બહેરો હોય सततं=હમેશાં अपि=તો પણ साध्व्या=પતિવ્રતા સ્ત્રીએ भर्तुः=પોતાના ધણીને विषमं=ખરાબ લાગે તેમ कथंचन=કોઇ પણ પ્રકારે न कार्यं=ન વર્તવું પરંતુ वाक्काय कर्मभिः=વાણીથી, શરીરથી, કામથી देव वत्=દેવની માફક पूज्य=પૂજા કરવી.

અથવા તો વ્યાધી વાળો, કુકર્મ કરનારો કે ક્રોધી હોય, મદિરાપાન કરતો હોય, ઘરડો હોય, ચતુર ના હોય, મુંગો હોય, આંધળો હોય અથવા તો બહેરો હોય તો પણ પતિવ્રતા સ્ત્રીએ કોઈ પણ દિવસ પોતાના ભર્તારને ખરાબ લાગે તેમ વર્તવું નહિ પણ નિત્ય મન, વાણી, તથા કાયા વડે દેવની પેઠે પૂજા કરવી.

अहंकारं विहायाथ काम क्रोधौ च सर्वदा ॥
मनसो रंजनं पत्युः कार्यंनान्यस्य कुत्रचित् ॥२९॥

अहंकारं=અહંકારનો काम क्रोधौः=ખરાબ વિચારનો તથા ક્રોધનો विहाय=ત્યાગ કરીને सर्वदा=હમેશાં पत्युः=પતિના मनसः=મનને रंजनं=રીઝાવવું અને अन्यस्य=પતિના સિવાય બીજા कुत्रचित्=કોઇ પણ ઠેકાણે મન રાખવું નહિ.

સ્ત્રીએ અહંકારનો, મનના ખરાબ વિચારનો, તથા ક્રોધનો હંમેશાં ત્યાગ કરવો જોઇએ અને પોતાના પતિના મનને રીઝાવવું અને પતિ સિવાય બીજે કાંઇ પણ મન રાખવું જોઇએ નહિ.

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥७॥

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥८॥

क्षेत्राद्वनाद्वाग्रामाद्वा भर्तारं गृहमागतम् ।
प्रत्युत्थायाभिनंदेत आसनेनोदकेनच ॥ ३० ॥

કોઇપણ કારણુસર **ग्रामात्**=ગામમાંથી **क्षेत्रात्**=ક્ષેત્રમાંથી **वनात्**-વનમાંથી **गृहमागतंभर्तारं**=પાછા ઘર આવેલા ધણીને તે વખતે **प्रत्युत्थाय**=તરતજ ઉઠીને **अभिनंदेत**=ખુશી થઇને નમસ્કાર કરવા તથા **आसनेन**=બેસવાને આસન આપીને અને **उदकेन**=પીવાનું પાણી આપીને કુશળ ખબર પુછવી.

કોઇ પણ કારણુસર પોતાનો પતિ નગરમાં ક્ષેત્રમાં અથવા તો વનમાં ગયો હોય ત્યાંથી પાછા ઘર આવે તે વખતે તરતજ ઉઠીને તેને પ્રણામ કરવા તથા બેસવાને આસન તથા પિવાને પાણી આપી તેમની કુશળ ખબર પુછવી.

प्रसन्न वदनानित्यं काले भोजन दायिनी ।
भुक्तवंतंतु भर्तारं नवदेद प्रियं कचित् ॥ ३१ ॥

**प्रसन्नवदनानित्यं**=હમેશાં પ્રસન્ન મુખ રાખીને **काले** વખતોવખત **भोजनदायिनी**=રસોઇ કરીને પતિને વખતસર ભોજન કરાવનાર સ્ત્રી **भुक्तवंतं भर्तारं**=ભોજન કરતી વખતે પતિને **अप्रियं**=ખોટું લાગે તેવું વચન **नवदेत्**=ન બોલવું.

હમેશાં ચિત્તને પ્રસન્નરાખી સમયપર પતિને ભોજન કરાવવું તથા ભોજન કરતાં હોય તે વખતે કોઇ પણ દહાડો પતિને અપ્રિય લાગે એવું વચન કદી બોલવું નહિ.

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीवितः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्ध विशारदाः ॥९॥
अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं तदस्माकं बलं भीमाभिरक्षितम् ॥१०॥

आसने भोजने दाने सन्माने प्रिय भाषणे ।
दक्षया सर्वदा भाव्यं भार्ययागृह मुख्यया ॥ ३२ ॥

**गृहमुख्यया**=ઘરમાં બીજી સ્ત્રીઓથી વડીલ **भार्यया**=સ્ત્રીએ **सर्वदा**=હમેશાં **आसने**=આસને બેસાડવામાં **भोजने**=ભોજન કરાવવામાં **दाने**=દાન આપવામાં **सन्माने**=સન્માન આપવામાં **दक्षया**=ચતુરાઇથી **भाव्यं**=વર્તન કરવું.

જે સ્ત્રી પોતાના ઘરમાં બીજી સ્ત્રીઓ કરતાં વડીલ હોય તેને પોતાને ઘેર કોઇ પણ પરોણો અથવા તો સગાં સબંધી આવે તેઓને હંમેશાં બેસવા માટે આસન, ભોજન, દાન તથા સન્માન અને મીઠી મીઠી વાતો કરી ડહાપણ ભરી રીતે વર્તવું.

गृह व्यय निमित्तं च यद्द्रव्यं प्रभुणार्पितम् ।
निवृत्य गृह कार्यं सा किंचिद्बुद्ध्यावशेषयेत् ॥३३॥

**प्रभुणा**=પતિએ **गृहव्ययनिमित्तं**=ઘરના ખર્ચને સારૂ **यद्द्रव्यं**=જે કાંઇ ધન **अर्पितम्**=આપ્યો હોય (તેમાંથી) **गृहकार्यं**=ઘરનો ખર્ચ **निवृत्य**=કરીને **बुद्ध्या**=બુદ્ધિથી **किंचित्**=કાંઇ પણ **अवशेषयेत्**=બચાવવું

પતિએ ઘરના ખર્ચ સારૂ જે કંઇ ધન આપ્યું હોય તેમાંથી ઘરનો ખર્ચ કરવો પરંતુ પોતાની બુદ્ધિથી વિચાર કરીને તેમાંથી કાંઇ પણ બચાવવું.

त्यागार्थमर्पिते द्रव्ये लोभात्किंचिन्नधारयेत् ।

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥११॥
तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥१२॥

भर्तुराज्ञां विना नैव स्वबंधुभ्यो दिशेद्धनम् ॥३४॥

**त्यागार्थम्**=ધર્મને અર્થે **अर्पिते**=આપેલું **द्रव्ये**=ધનમાં **लोभात्** =લોભ કરીને **किंचित्**=કાંઇ પણ **न धारयेत्**=અચાવવું નહિ તેમજ **भर्तुराज्ञांविना**=પતિની આજ્ઞા સિવાય **स्वबंधुभ्यः**=પોતાના ભાઇને **नैवदिशेत्**=નહિ આપવું.

ધણીએ ધર્મ કરવાને જે કાંઇ ધન આપેલું હોય તે લોભ કરી અચાવવું નહિ તેમજ પોતાના ભાઇ ભાંડુએ ગરીબ અવસ્થામાં હોય તોપણ પોતાના પતિની આજ્ઞા વિના કાંઇ પણ ધન આપવું નહિ.

नवसेद्दूरतः पत्युः स्थेयं वल्लभसांनिधौ ।
निर्दिष्टे च महा भागा वल्लभाभिमुखं वसेत् ॥३६॥

સ્ત્રીઓએ **पत्युः**=પતિથી **दूरतः**=દૂર **नवसेत्**=રહેવું નહિ, હમેશાં **वल्लभसांनिधौ**=પતિની પાસે **स्थेयम्**=રહેવું **निर्दिष्टे**=કંઇ પણ કામ પતિ કરવાનું ફરમાવે તો **महा भाग**=મારૂં મોટું ભાગ્ય છે એમ બોલી **वल्लभाभिमुखं**=તરતજ પતિની સન્મુખ જઇને **वसेत्**=તે કામ કરી દેવું.

સ્ત્રીઓએ કારણ વિના પોતાના પતિથી દુર રહેવું નહિ પરંતુ હમેશાં પતિની પાસેજ રહેવું અને કાંઇ પણ કામ કરવાનું પતિ કહે કે તુરત તેના સન્મુખ જઇ તે કામ કરવું.

गार्गतं पतिं दृष्ट्वा भवेदानंदतिष्ठता

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥१३॥
ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥१४॥

---

भर्तुःसमीपे न स्थेयं सोद्वेगं व्यग्रचित्तया ॥३६॥

**गायंतं** = ગાયન કરતાં **पतिं** = પતિને **दृष्ट्वा** = જોઇને **भवेदानंदनिर्वृता** = ઘણાજ ખુશી થવું તથા કોઈ પણ વખતે **सोद्वेगं** = મનમાં ઉદ્વેગ રાખીને **व्यग्र**[redacted] = ચિંતા રાખીને **भर्तुसमीपे** = પતિની પાસે **न स्थेयम्** = બેસવું નહિ.

પોતાના પતિને ગાયન કરતાં જોઇને ઘણાજ ખુશી થવું તથા કોઇ પણ વખતે મનમાં ઉદ્વેગ અને ચિંતા રાખીને પતિ પાસે બેસવું નહિ.

कथ्यमाना कथा भर्त्रा श्रोतव्या सादरं स्त्रिया ।
पत्युः संभाषणस्याग्रेनान्यत्संभाषयेत्स्वयम् ॥३७॥

**भर्त्रा** = ધણીથી **कथ्यमाना कथाः** = કહેવાતી વાતો **स्त्रिया** = સ્ત્રીએ **सादरम्** = આદર પૂર્વક **श्रोतव्या** = સાંભળવી **पत्युः संभाषणस्याग्रे** = પતિની વાત ચાલતી હોય ત્યાં સુધી **स्वय** = પોતે **अन्यत्** = બીજી **न संभाषयेत्** = કરવી નહિ.

પતિ વાત કરતા હોય ત્યારે સ્ત્રીએ તે આદર પૂર્વક સાંભળવી પણ પતિની વાત ચાલતી હોય ત્યાં સુધી પોતે બીજી કાંઇ પણ વાત વચ્ચે કરવી નહિ.

व्यथिताऽपि भयं त्यक्त्वा करे गृह्णीत वल्लभं ।
उच्चैर्न रोदनं कुर्यान्नो वा क्रोशेच्चतंप्रति ॥३८॥

**व्यथिताऽपि** = પતિએ કોઇ પણ કારણસર મન દુભાવ્યું હોય તો

पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः ॥१८॥
अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥१६॥

---

પણ ઘરમાં **उच्चैःरोदनं न कुर्यात्** = મોટે સાદેથી રડવું નહિ **तंप्रति नैवाक्रोशेत्** = પતિના સામુ પણ બોલવું નહિ **भयं त्यक्त वा** = પણ નિર્ભય થઇને **कंठे**=ગળે **गृह्णाति**=આલિંગન કરવું.

પતિએ કાંઇ પણ કારણસર મન દુખવ્યું હોય તોપણ મનમાં તેને માટે ક્રોધ કરીને મોટે સાદે રડવું નહિ તથા મોટી બુમ પાડી પતિના સામું બોલવું નહિ પરંતુ નિર્ભય થઇ પતિના કંઠમાં આલિંગન કરીને તેને પ્રસન્ન કરવાનો પ્રયત્ન કરવો.

उत्सवादिषु बंधूनां सदनं यदि गच्छति ।
लब्ध्वा नुज्ञां तदा पत्युर्गच्छेदध्यक्षरक्षिता ।
नवसेत् सुचिरं तत्र प्रत्यागच्छेद्गृहं सती ॥३९॥

**उत्सवादिषु** = જ્યારે કોઇ પણ સારા તહેવારના દીવસમાં **बंधूनाम्** = પોતાના માબાપના **सदनं**=ઘરે **यदि गच्छति** = જવું પડે તો સ્ત્રીએ **पत्युः अनुज्ञां लब्ध्वा**=પતિની આગ્યા લઇને **अध्यक्षरक्षिता** = ચાકરને સાથ લઇને **गच्छेत्** = જવું **तत्र**=ત્યાં પણ **सुचिरं**=ઘણો વખત **न वसेत्** ન રહેવું **सती** = પતિવ્રતા સ્ત્રીએ **गृहं**=પોતાને ઘેર કામ થયું કે તરતજ **प्रत्यागच्छेत्** = પાછા આવવું.

જ્યારે કોઈ પણ પર્વના સારા દિવસમાં પોતાના માબાપને ત્યાં જવું પડે ત્યારે પતિવૃતા સ્ત્રીએ ધણીની આજ્ઞા લઇ ચાકરને સાથે લઇને જવું. પણ ત્યાં ઘણો વખત રહેવું નહિ કામ થઇ રહે એટલે પાછું પોતાને ઘેર ચાલ્યા આવવું.

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकीश्चापराजितः ॥१७॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शंखान्दध्मुःपृथक्पृथक् ॥१८॥

---

नावलोक्यं दिशः स्वैरं नावलोक्यः परोजनः ।
विलासैरवलोक्यं स्यात् पत्युराननपंकजम् ॥४०॥

**स्वैरं**=પોતાની મરજી પ્રમાણે **दिशः**=ગમે તે દિશામાં **नावलोक्यं** =જોયા કરવું નહિ તેમ **परोजन**=પર પુરૂષને **नावलोक्यं**=જોવો નહિ પરંતુ **विलासैः**=પ્રસન્ન મનથી **अवलोक्यं स्यात्**=હંમેશાં જોવું **आननपंकजम्**= મુખકમળ.

સ્ત્રીઓએ પોતાની મરજી પ્રમાણે ગમે તે દિશા તરફ જોવું નહિ તેમ પર પુરૂષને પણ (ખરાબ ચિત્તથી) જોવો નહિ પરંતુ હંમેશાં પ્રસન્ન મનથી પોતાના પતિનું મુખ કમળ જોવું.

नैकाकिनी क्वचिद्गच्छेन्न नग्ना स्नानमाचरेत् ।
भर्तृविद्वेषिणीं नारीं साध्वीनोभावयेत् क्वचित् ॥४१॥

**एकाकिनी** = એકલાં **क्वचित्**= કોઈ પણ જગાએ **नगच्छे**=જવું નહિ **नग्ना**=વસ્ત્ર પહેર્યા વગર **स्नानं न आचरेत्**=નહાવું નહિ **भर्तृविद्वेषिणी नारी**=પોતાના પતિનો દ્વેષ કરનારી સ્ત્રીઓ **साध्वी**=પતિવ્રતા સ્ત્રીએ **न भावयेत्**=વાતચીત કરવી નહિ **क्वचित्**= કદાપિ.

પતિવ્રતા સ્ત્રીએ કોઇ પણ જગાએ એકલાં જવું નહિ તેમ વસ્ત્ર પહેર્યા વગર નહાવું પણ નહિ તથા પતિનો દ્વેષ કરનાર સ્ત્રીઓ સાથે કોઇ પણ દિવસ વાતચિત કરવી નહિ.

नोलुखले न मुसले न वर्धिन्यां दृषद्यपि ।
न यंत्र केऽपि देहल्यां सती चोपविशेत् क्वचित् ॥४२॥

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥१९॥
अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥२०॥

---

**सती** = પતિવ્રતા સ્ત્રીએ **उलूखले** = ખાંડણીઆ પર **मुसले** = મુસળ ઉપર **वर्धिन्यां** = સાવરણી ઉપર **दृषद्यपि** = વાટવાના પથ્થર પર પણ **यंत्र** = ઘંટી ઉપર **देहल्याम्** = ઉમરા ઉપર **क्वचित्** = કોઈ પણ વખત **नउपाविशेत्** = બેસવું નહિ.

પતિવ્રતા સ્ત્રીએ, ખાંડણીઆ, મુસળ, સાવરણી, ઓરશીઆ વગેરે વાટવાની શીલા ઉપર કે યંત્રના ઉપર અથવા તો ઉમરા ઉપર બેસવું નહિ.

तीर्थ स्नानार्थिनी नारी पति पादोदकं पिबेत् ।
शंकरादपि विष्णोर्वा पति रेकोऽधिकःस्त्रियः ॥४३॥

**तीर्थ स्नानार्थिनी नारी** = તિર્થમાં સ્નાન કરવાની ઇચ્છા વાળી સ્ત્રીએ **पतिपादोदकं पिबेत्** = પતિના બન્ને ચરણો ધોઈને તેનું જળ પીવું કારણ કે **एकःस्वामि** = સ્ત્રીને તો એકલો પોતાનો પતિજ **शंकर** = મહાદેવ **वा** = અથવા **विष्णोर्वा** = વિષ્ણુથી **अपि**=પણ **अधिक** = અધિક છે.

જે સ્ત્રીને તિર્થમાં સ્નાન કરવાની ઇચ્છા થાય તેણે પોતાના પતિના બન્ને ચરણો ધોઈને તે જળ પીવું; કારણ કે પતિ શંકર તથા વિષ્ણુ કરતાં પણ સ્ત્રીને અધિક છે.

भर्तादेवो गुरुर्भर्ता धर्म तिर्थ व्रतानिच ।
तस्मात् सर्वं परित्यज्य पतिमेकं समर्चयेत् ॥ ४४ ॥

**भर्तादेवः**=ધણી તેજ દેવ **गुरुर्भर्ता**=ગુરૂ પણ પતિ **धर्म तीर्थ**

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते
अर्जुन उवाच
सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥२१॥

---

**व्रतानिच**=ધર્મ, તીર્થ, વ્રત, જે કાંઈ કહીએ તે ભરથાર જ છે. **तस्मात्**= તેટલા માટે **सर्वंपरित्यज्य**=સર્વનું ત્યાગ કરીને **एकंपतिं**= એક પતિનુંજ **समर्चयेत्**= પુજન કરવું જોઇએ

અને દેવ, ગુરૂ, ધર્મ, તીર્થ, વ્રત, જે કાંઈ કહીએ તે પતિજ છે માટે તેઓએ સર્વનો ત્યાગ કરીને એક પતિનું જ પૂજન કરવું જોઇએ.

**कार्येषु मंत्री करणेषु दासी भोज्येषु माता शयनेषु रंभा ।**
**धर्मानुकूला क्षमया धरित्री षाड्गुणमेतद् पतिव्रता नाम ॥४८॥**

**पतिव्रतानां**=પતિવ્રતાઓના **एतद्**=આ **षाड्गुणं**=છ ગુણો હોયજ છે **कार्येषुमंत्री** = કોઇ પણ કામમાં વિચાર કરતી વખતે પ્રધાન તરીકે પતિને મદદ કરેછે. **करणेषुदासी**=ઘરના કામ કાજમાં દાસીની માફક મદદ કરેછે. **भोज्येषु माता**=ભોજન કરાવતી વખતે માતા જેવો પ્રેમ રાખે છે. **शयनेषु रंभा**=શયનની વખતે રંભાની માફક વર્તેછે **धर्मानुकूला**=ધર્મના કામમાં હમેશાં અનુકુલ રહે છે. **क्षमया धरित्री**=ક્ષમાને ધારણ કરનારી છે.

પતિવ્રતા સ્ત્રીઓમાં નીચેના છ ગુણો હમેશાં સમાયલા હોય છે.

(૧) કોઇ પણ કાર્યના વિચાર વખતે પતિને પ્રધાનની માફક મદદ કરે છે. (૨) ઘરના કામકાજમાં દાસી તરીકે મદદ કરે છે. (૩) ભોજન કરાવતી વખતે માતાની માફક વર્તે છે. (૪) શયનમાં રંભા તરીકે વર્તેછે. (૫) ધર્મનાં કાર્યમાં અનુકુળ રહે છે (૬) અને પોતાના પતિનો અપરાધ થયા છતાં પણ પૃથ્વીની પેઠે ક્ષમાને ધારણ કરે છે.

यावदेतान्निरीक्षेहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥२२॥
योत्स्यमाना नवक्षेऽहं य एतेत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥२३॥

---

वीक्षिता वीक्षते नान्यैर्हासिता न हसत्यपि ।
भाषिता भाषते नैवसा साध्वी साधुलक्षणा ॥४६॥

**अन्यैः**=દુરાચારી પુરૂષોએ **वीक्षिता**=સામુ જોયું હોય તો પણ **नवीक्षते**=તેના સામુ જોતી નથી તેમ **हासिता**=હસાવે તો પણ **न-हसति**=હસતી નથી **भाषिता**=બોલાવે તોપણ **नैवभाषते**=કદી બોલતી જ નથી **सा साधुलक्षणा**=આવા સારા ગુણવાળી સ્ત્રી **साध्वी**=પતિવ્રતા કહેવાય છે.

દુરાચારી પુરૂષો પોતાની સામુ જુએ તોપણ જે સ્ત્રી તેની સામુ જોતી નથી તેમ હસાવે તોપણ હસતી નથી અને વખતે ખોટું કારણ બતાવી બોલાવે તોપણ બોલતી નથી આવા સારા લક્ષણવાળી સ્ત્રી પતિવ્રતા કહેવાય છે.

इत्येते विधिना प्रोक्ताः स्त्रीणां धर्माः सनातनाः ।
ता नौकाः परमाः प्रोक्ताः भवसंसार तारणे ॥४७॥
વ્યાસ સંહિતા

**इत्येते**=આ ઉપર લખેલા **सनातनाः**=શાસ્ત્રોના સનાતન **धर्माः**=ધર્મો **विधिना**=બ્રહ્મદેવથી **प्रोक्ताः**=કહેવાયા છે, **भव संसार तारणे**=સાગર રૂપી સંસારને તરવાને **परमा**=ઉત્તમ **नौकाः**=નૌકાની ગરજ સારનારી **प्रोक्ताः**=ગણાયલી છે.

આ સુવાસની સ્ત્રીઓના શાસ્ત્રોક્ત સનાતન ધર્મો કહ્યા તે સંસાર રૂપી સાગરના પાર ઉતરવાને સ્ત્રીઓને ઉત્તમ નૌકાની ગરજ સારે છે.

संजय उवाच

एवमुक्तो हृषिकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥२४॥

---

સારાંશ—આ ઉપર બતાવેલા ધર્મ સુવાસની સ્ત્રીઓના છે અને દરેક સ્ત્રી જાતીને અતિ લાભકારી છે. જે સ્ત્રીએ પતિવ્રતા થવું હોય અને સતી સ્ત્રીઓમાં નામ ગણાવવું હોય તો તેને આ પાઠ રૂપ સમજી હંમેશાં એનું મનન કરવું. ઉક્ત રીતે ના બને તો જેટલુ વંચાય તેટલુ વાંચી તે પ્રમાણે વર્તન કરવુ જેથી સ્વામી સહિત પોતાના જન્મનું સાફલ્ય કરશે.

ઇતિ શિવં.

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५॥
तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा॥२६॥

---

## ચારિત્ર અને આખ્યાનો.

( એક બનેલી ખરી વાર્તા. )

### અમ્રિત બઝાર પત્રિકામાંથી ઉતારો.

કેટલાંક વરસ ઉપર કલકત્તાના બાદશાહી શહેર પાસે ચોવીસ પરગણામાંના હુરિવાના ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તે પોતાની પાછલી અવસ્થામાં આંધળો થયો. તેના કુટુંબમાં માત્ર બેજ માણસ હતાં, એક તેની વૃદ્ધ અને નાકૌવત મા, અને બીજી તેની શ્રદ્ધાળુ અને પતિવ્રતા સ્ત્રી. આ ગરીબ અને પવિત્ર બ્રાહ્મણની અંધતાથી જોઈ,તેની પતિવ્રતા સ્ત્રીને કારી ઘા લાગ્યો. જે દુઃખ તેણીના ધણી ઉપર પડયું હતું. તે દુઃખ દૂર કરવાને તેણીએ સઘળા યત્ન કરવાનો, અને અંતઃકરણ તેમજ આત્માથી અજમાવવાનો નિશ્ચય કર્યો, તે એક બહુજ પવિત્ર સ્ત્રી હતી. પરમેશ્વરની પૃથ્વીપરની હયાતી અને તેનાં છોકરાંઓ તરફ તેની અનહદ દયા અને પ્રીતિને તે સંપૂર્ણ રીતે શ્રદ્ધા પૂર્વક માનતી હતી. તેણીનો દૃઢ નિશ્ચય હતો કે પોતાના પતિની અંધતા એ તેના આ જન્મ અને પૂર્વ જન્મના પાપ કર્મોનું પરિણામ છે. આથી તેણીએ કોઈ પણ માણસની સલાહ લીધા સિવાય શિવ કે જે હિંદુ શાસ્ત્રમાં જગતને સંહારનાર કહેવાય છે. તેનું આરાધન કરવું એવું નક્કી કર્યું.તેણી પોતાની સાસુ અને પતિને "તાડકેશ્વર" કે જ્યાં શિવની મૂર્તિ ઘણા પુરાતન વખતથી છે ત્યાં લઇ ગઇ. આ સ્થળ પ્રસિદ્ધ છે, એટલે હિંદુઓ એથી અપરિચિત નજ હોઈ શકે. સેંકડો અને હજારો લોકો પોતાના તથા પોતાના સ-

श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौंतेयः सर्वान्बंधुनवस्थितान् ॥२७॥
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवित् ।

। अर्जुन उवाच ।

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥२८॥

---

ગાં વહાલાંનાં દુઃખ દૂર કરવા આ દેવની બાધા રાખે છે. અને તેમાંથી ભાગ્યેજ કોઇ નાસીપાસ થતું હશે. અસ્તુ હવે પેલી સ્ત્રીએ તાડકેશ્વર પહોંચ્યા પછી શિવની મૂર્તિ સામું ધારણા રાખી બે દિવસ સુધી બેઠી. બે દિવસમાં કંઇ પણ સ્વપ્ન થયું નહિ. તેમ આદેશ પણ થયો નહિ. પછી તેણી ભોંય ઉપર સૂઇને પ્રાર્થના કરવા લાગી. એમ આઠ દિવસ સુધી અન્ન જલ ત્યાગ કરી કેવલ શિવ સ્તુતિમાં લીન થઇ ગઈ. આથી પણ કંઇ ચમત્કાર ન જણાયો, ત્યારે તેણીએ કપડું પાથર્યું અને તેના ઉપર પ્રાર્થના કરવા લાગી. એવી રીતે કરતાં પણ ત્રણ દિવસ વ્યતિત થયા, સાંજ પડી, મધ્ય રાત્રી થઇ રાત્રી પણ પૂરી થવા આવી. આ પતિવ્રતા સ્ત્રી જેમ અશક્ત અને દુર્બલ થવા લાગી, તેમ તેનું મન પ્રાર્થનામાં વધારે ને વધારે લીન થવા લાગ્યું. છેવટે સવારના નવેક વાગ્યાને સુમારે તે સમાધિષ્ટ થઇ. અને એ અવસ્થામાં તેની નજરે હાથમાં ત્રિસૂલ ધારણ કરેલા દૂતો પડયા. એ દૂતે પોતાના હોઠ ફફડાવ્યા, અને બોલ્યા હે બાલે, હવે તારે વધારે વાર આ સ્થિતિમાં રહેવું જાઇએ નહિ; તારા પતિએ જોવાની શક્તિ પાછી મેળવી છે. મૂર્તિના પગ આગલથી વહેતા પવિત્ર પાણીથી તેમાં નવાઈ જેવો સાદ થયો "હે પુત્રી! ઊઠ, ઊભી થા. પરમેશ્વર તારા ઉપર ખુશ થઇ ગયો છે." તે સદ્‌ગુણી બાઈ ધીમેથી અને કંઇ પણ બોલ્યા વગર ઊભી થઈ. જે દેવ વાણી તેણીએ સાંભળી તેનો એક પણ શબ્દ તેણી બોલી નહિ. તેણીનું

सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥२९॥
गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥३०॥

---

હૃદય ખુશીમાં, બીકમાં, ભક્તિમાં, અને શંકામાં ખૂબ જોસથી ધબકવા લાગ્યું. જે કરવાને દેવ વાણીએ તેને સલાહ આપી હતી તે તેણીએ ધીમેથી કર્યું.

પૂર્ણ શ્રદ્ધાથી થોડું ચરણામૃત તેણીએ પોતાના પતિને આ-પ્યું. અને તેની આંખ ઉપર છાલક મારી ધોઇ નાંખી. તેણી દરેક શ્વાસ પરમેશ્વર ઉપર પોતાના ખરા ભાવથી કાઢતી તેણીનું કપાલ તેજ વગરનું થઇ ગયું હતું, તથા ખોરાક વગર તેણી છેક પાતલી અને ફીકી થઈ ગઇ હતી, તોપણ આ વખતે તેનામાં હાથી જેટલું બલ હતું.

તેણીના પતિએ પૂછ્યું, તેં મારી આંખો ઉપર શું છાંટ્યું છે? તે સ્ત્રીએ જવાબ દીધો;—સ્વામિન્, પાણી. પરમેશ્વરની પ્રાર્થના કરો અને તે દયાળુ નિયંતા તમારૂં દુઃખ દૂર કરશે. તેના પતિ અશ્રદ્ધાળુ હોવાથી તેને આ શબ્દો ખરા લાગ્યા નહિ, તોપણ પોતાની પવિત્ર અને પતિવૃતા સ્ત્રીના કહ્યા પ્રમાણે ખરા મનથી તેણે પરમેશ્વરની પ્રાર્થના કરી. અને વારંવાર દંડવત્ નમસ્કાર કર્યા. તેની સ્ત્રી આ વખતે શાંત થઇ બેઠી હતી, પણ આંસુ તેના આગળ પડતા ગાલ ઉપરથી તેની છાતીપર એક પછી એક ગબડવા લાગ્યાં. કેટલાક દંડવત્ પ્રણામ કરી તેનો ધણી એકાએક બેઠો થયો. તેણે એકી નજરે પોતાના જમણા હાથના અંગુઠા તરફ જોયું; પછી તે મૂર્તિ તરફ એકી નજરે જોવા લાગ્યો છેવટ તેણે પોતાની સ્ત્રીની તરફ તાકીને જોયું નજરે નજર મળી, તેઓ બંને બોલી શકયા નહિ. પણ જોવાની સઘળી

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥३१॥
न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥३२॥

---

મતલબ સ્રી સમજી ગઇ ખુશાલીથી ગાંડી થઇ ગઈ; દુનીઆને ભૂલી ગઈ. તેની હાલની સ્થિતિ અને પાસે ઉભેલા માણુસોની હાજરી પણ ભૂલી ગઈ તેના ખભા ઉપર તેના લાંબા અને કાળા વાળ લટકી રહ્યા હતા. એવી સ્થિતિમાં તે કપડા ઉપર આળોટી અને ઊઠીને પોતાના પતિને પકડીને દેહેરાના બારણા આગળ લઇ ગઇ. ત્યાં તેઓએ જમીન ઉપર સાથે વારંવાર દંડવત્ પ્રણામ કર્યા. લોકોનું ટોળુ આ દેખાવ બહુ આશ્ચર્ય સાથે, જોઇ રહ્યું હતું. છેવટે તે સુખી જોડું માન અને આભારની લાગણી સાથે હર્ષાશ્રુ સહિત તથા તેજસ્વી આંખ સાથે મૂર્તિની સામે બેઠું. અને ઘણીવાર સુધી ખરા ભાવથી, પૂર્ણ ઉમળકાથી પોતાની આસપાસ કોણ કોણ છે તેનું પણ ભાન ભૂલી, કેવલ ગાંડી અવસ્થામાં હોય એવાં દેખાતાં ઇશ્વર પ્રાર્થના કરી અને અનંતવાર દયાળુ દેવનો ઉપકાર માન્યો. તે સ્રીની સાસુ કે જે અત્યાર સુધી અહીં નહોતી, પણ નહાવા ગઈ હતી, તેણે આવીને આ સ્થિતિ જાણી તેથી બહુજ ખુશી ખુશી થઇ; અને દેવને ઘણી વાર દંડવત્ નમસ્કાર કર્યા, તથા પુત્રવધુ તરફ માયાળુ નજરથી જોઇ તેને ચુંબન કર્યું અને કહ્યું;—

"માતા! તું પવિત્રતાનો અવતાર છે" આટલું કહેતામાં તે મૂર્છાંગત થઇ. લોકોનાં ટોળાંએ જય જયકારનો પોકાર કર્યો, થોડીવારે તે સચેત થઇ અને તેઓ ત્રણે લોકોના જય જયકારપોકાર વચ્ચે પોતાના ઘર તરફ ચાલી નીકળ્યાં આ ઉપરથી સારાંશ એમ નથી લેવાનો કે દરેક સ્રીએ શ્રી મહાદેવના મંદીરમાં

येषामर्थे कांक्षितं नो राज्यं भोगाःसुखानि च ।
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ॥३३॥
आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबंधिनस्तथा॥३४॥

---

બેસી, જપ, પૂજા વગેરે કરી પોતાના માતપિતા, અગર સ્વામીની સેવાનો ત્યાગ કરવો. પણ પોતાના સ્વામીની સેવા મહાદેવ તુલ્ય કરવી. અને જો સ્વામી ન હોય તો માત પિતાની પૂર્ણ સેવા કરવી; અને તેમાંનું કોઇ પણ ન હોય તો પોતાના સ્વામીની છબી મનમાં લાવી તેના બાકી રહેલા સંસ્કાર તેની જોડે ભોગવવા ઈચ્છી તેને ફરી મળવા યત્ન કરી પોતાનો વખત નળ દમયંતીની માફક ગાળવો. એજ ઉત્તમ સ્ત્રીઓનાં લક્ષણ છે.

વળી એજ માહાદેવને માટે બીજી ગાથા એવી છે કે કોઈ નાઘોરીની ગાયને દૂધને બદલે લોહી નીકળતું તેણે માનતા લીધી કે જો ગાય દૂધ દેશેતો પહેલા દિવસનું દૂધ માહાદેવજીને અર્પણ કરીશ. બીજે દિવસે દૂધ દેવા માંડયું એટલે માનતા મુજબ દૂધ લઈ તે માહાદેવજીને ચઢાવવા નાઘોરાએ પૂજારીને વિનંતિ કરી. પણ પૂજારીએ નાઘોરી જાણી ના કહી બિચારો નાઘોરી નિરાશ થઇ દૂર ઝાડ તળે બેસી રડવા લાગ્યો. એટલે શ્રી માહાદેવ વૃદ્ધ ડોસાનું રૂપ લઇ તે નાઘોરી કને આવી પૂછયું કે મને દૂધ પાસે. ત્યારે નાઘોરીએ વિચાર કરી (જ્યારે પૂજારી નથી માનતો ત્યારે એ ડોસાને પાવું ઠીકછે) હા કહી દૂધ આપવા કહ્યું એટલે તે વૃદ્ધ ડોસાએ એક ચાંદીનો કટોરો ધર્યો. (કે જે કટોરામાં રોજ તેમને દૂધ ધરાતું હતું.) નાઘોરીએ દૂધ પાઇ દીધું અને નમસ્કાર કરી જવા માંડયું, એટલે ડોસાએ કહ્યું ભાઈ આ ચાંદીનો કટોરો પેલા પૂજારીને આપી તું જજે. તે નાઘોરી પૂજારીને ચાંદીનો કટોરો આપવા ગયો. પૂજારી ઘણો અચંબો પામી જાણી ગયો કે આ નાઘોરી શ્રદ્ધાળુ છે માટ-

एतान्न हंतुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ।
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥३५॥
निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥३६॥

તે શ્રી શંકરે તેને દર્શન દીધાં અને નાઘોરીને કહ્યું કે તું ફતેહ કર એ કટોરો લાવનાર શ્રી શંકર હતા. અને તારૂં દૂધ તેમણે પીધું કારણ કે એ કટોરો અહીં મારી ચોકીમાંથી શંકર સિવાય કોઇ લઇ જઈ શકે નહીં ને વળી તારા દૂધ પાયા પછી તે એટલામાં ક્યાં જતા રહે (અલોપ થઈ ગયા) તે આપણે બેજણ જોઇએ છીએ પણ જણાતા નથી. માટે તમારૂં સુભછે એમ સમજજો. નાઘોરી પગે લાગી તેને ઘેર ગયો. એવા ઘણા ચમત્કાર માલમ પડે છે. પણ તેથી બાલકોએ, તેમ સ્ત્રીઓએ પોતાની ફરજો ચુકવાની નથી. જેકોઇ પોતાની ફરજો બરોબર સમજી તે પ્રમાણે ચાલેછે તેનેજ તે શ્રી શંકર સહાય થાય છે,

इति शिवम्

## એક ભીલડીની પતિવ્રતતા.

"શિવલીલામૃતના ૯મા અધ્યાયની કથામાં નૈમિષારણ્યને વિષે સુતપુરાણી શૌનકાદિ ઋષિઓને કથા કહે છે."

એક વામદેવ નામે મહા જ્ઞાની બ્રાહ્મણ હતો. તે શિવધ્યાનમાં લીન સાંત બુદ્ધિનો દાતા, અને આધિ, વ્યાધિ, ઉપાધિ, એ ત્રણે સંતાપોથી રહિત થઇ કૌંચા અરણ્યમાં ફરતો હતો. એક દિવસે તેને તે અરણ્યને વિષે ફરતાં ફરતાં. એક મોટો રાક્ષસ કે જેણે કપાલને વિષે સિંદુરનો લેપ કરેલો હતો તે મહાઘોર

तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥३७॥
यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥३८॥

---

જેવો તે રાક્ષસ વામદેવને અડકયો, કે તુરતજ પાપ મુક્ત થઈ ગયો, અને તેને જ્ઞાન, બુદ્ધિ પેદા થઇ. વામદેવને ખબર નહોતી કે રાક્ષસે ભક્ષણ માટે પોતાની બાથમાં લીધો હતો; તેતો શિવધ્યાનમાં લીન હતો. રાક્ષસને આથી એક હજાર વરસનું જ્ઞાન થયું. પછી વામદેવે તે રાક્ષસને ભસ્મનો વિધિ કહ્યો, કે જે વિધિ સનત્કુમારને શિવજીએ કહ્યો હતો.

પાંચાલ દેશમાં એક સિંહકેતુ નામનો રાજા હતો. તે એક દિવસે મૃગયા કરવા અરણ્યમાં ગયો. તે વખતે તેણે પોતાની સાથે ભીલો વિગેરેનું સૈન્ય લીધું હતું. તે સૈન્યમાં સબર નામનો એક ભીલ મહા શ્રદ્ધાલુ અને ભકિતમાન હતો. તે ભીલે અરણ્યને વિષે એક ભાંગી ગયેલાં શિવાલયમાં પ્રવેશ કર્યો. શિવાલયમાં મહાદેવનું બાણ બહુજ ઉત્તમ જોયું, તેથી તે હર્ષ પામી શાંત થયો, અને સ્તુતિ કરવા મંડયો, રાજાએ આ જોઇ તે ભીલને કહ્યું બાણ ઉત્તમ છે માટે વિધિ પૂર્વક પૂજા કરે તો ઇચ્છિત ફળ મળશે આ સાંભળી ભીલે રાજાને વિધિ પુછી. રાજાએ નમ્રતાથી કહ્યું કે, પૂજાના વિધિ બહુજ છે પણ ઉત્તમ પ્રકારનું તને કહું તે સાંભલ. હમેશાં એ શિવના બાણ ઉપર નવી નવી ચિતા ભસ્મ ચઢાવવાનો નિયમ રાખી રોજ નવી ચિતા ભસ્મ ચઢાવ્યા વગર નૈવેદ્ય ધરવું નહિ. એ મુખ્ય શિવનિષ્ટા છે. અને એજ નિયમ ઉત્તમ છે. સબર તે બાણને પોતાને ઘેર લાવ્યો અને તેની સ્ત્રીને બધું વૃત્તાંત કહ્યું. સ્ત્રી બહુ આનંદ પામી. સારા મુહુર્ત્તમાં શિવબાણની સ્થાપના કરી; અને એક નિષ્ટા પૂર્વક પૂજા કરવા લાગ્યા. ગમે ત્યાંથી શોધી અને મહા કષ્ટે પણ દરરોજ નવી

कथं न ज्ञेय मस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३९॥
कुलक्षये प्रणश्यंति कुल धर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥४०॥

---

ચિતાભસ્મ ચઢાવવા લાગ્યા, અને પછી સ્તુતી કરી આરતી ઉ-
તારતાં. આ પ્રમાણે તે બેઉ સ્ત્રી પુરૂષે ઘણા દિવસ સુધી ચાલુ
રાખ્યું. પછી તેમની શ્રદ્ધા જોવા સારૂ એક દિવસ શિવે કંઈક
ચમત્કાર કર્યો, તે એવોકે આખા ભૂમંડલમાં સબરને ચિતા ભ-
સ્મ મલીજ નહિ. સબરે પોતાની સ્ત્રીને ભસ્મ ન મળ્યાની હ-
કીકત કહી. તે સાંભળી તે ચિંતામાં પડી. પછી વિચાર કર્યો કે
નવી ચિતા ભસ્મ વગર મારા સ્વામી નૈવેદ્ય અર્પણ કરશે નહિ.
અને અન્ન જળ પણ લેશે નહિ, તો આ દેહ સ્વામીને અર્પણ ક
ર્યો છે માટે એની ભસ્મ કરી આજે સાર્થક કરૂં. એવો વિચાર
કરી તેણે પોતાના સ્વામીને કહ્યું કે હું રાંધવાની ઓરડીમાં એ
સી બળી જાઉછું. અને તે ભસ્મ થયા પછી આપ અંગિકાર ક
રજો, અને તમારો નિયમ પૂર્ણ કરજો, સુખ દુઃખના આપણે ભા
ગીઆ છીએ માટે તમારો નિયમ રહે એ ઉત્તમ છે. આટલું ક
હી પોતે ઓરડીમાં ગઇ અને બળી ભસ્મ થઇ ગઇ. સબરે તે
ભસ્મ શિવ ~~સ્તુતી~~માં આરૂઢ થઈ બાણને ચઢાવી. તે વખતે તેનું
મન શિવમાં એવું લીન હતું કે આ ભસ્મ પોતાની સ્ત્રીની છે
તેની ખબર પણ નહોતી, પણ માત્ર નવી ચિતા ભસ્મ છે. એટ
લુંજ જાણી હમેશની માફક આરતી ઉતારી. ચપટી વગાડી (સ
બરે મોટેથી બુમ પાડી કે સબરી) નૈવેદ્ય લાવો. કારણકે મહા
દેવજી વિલંબ થવાથી ક્ષોભ પામશે. મહાદેવની આજ્ઞાથી બુમ-
ની સાથેજ સ્ત્રી સજીવન થઇ નૈવેદ્ય લઇ પતિ પાસે હાજર થઇ.
પછી બંને જણે સ્તુતિ કરી. સ્તુતિ પૂર્ણ થતાં સબરે જોયું તો
પોતાની સ્ત્રીને સજીવન દીઠી. આ આશ્ચર્યથી, પોતાની શિવભ-

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥४१॥
संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदक क्रियाः ॥४२॥

---

ક્તિનું પ્રત્યક્ષ ? પ્રમાણ જોતાં પોતે શિવરૂપ જેવો બની ગયો અને એ રીતે તે બંને જણાના ખરા પ્રેમના ભાવથી તેમને સ્વર્ગ માં (કૈલાસપુરીમાં) લઇ જવા એક દિવ્ય વિમાન આવ્યું. જે-માં તેમને બેઉને બેસાડયાં વાજીંત્રના મોટા નાદ થયા અને પુ-ષ્પની વૃષ્ટિ થઇ રહી. તે પુષ્પની સુગંધ પેલા સિંહકેતુ રાજાને આવી. જેણે મશ્કરીમાં સબરને નવી ચિતા ભસ્મ શિવ બાણને ચઢાવવા કહ્યું હતું. સિંહકેતુ આશ્ચર્ય ! ચકિત થઇ વિમાનને જોવા લાગ્યો. પણ વિજળીના વેગે તે વિમાન દૃષ્ટિ મર્યાદાની બ હાર અદૃશ્ય થઇ ગયું. રાજા સબર અને તેની સ્ત્રીની સ્તુતી કર-તાં રાજપાટ છોડી દઈ શિવનો આરૂઢ ભક્ત થઇ ગયો જે કોઇ આ વૃતાંત વાંચશે અગર સાંભળશે તેની શિવલોકમાં ગતિ થશે.



## પાઠ ૧ લો.

## સુશીળ સ્ત્રી.

કુલવાન અને પોતાનું સાર્થક કરનારીના ગુણો.

પેહેલુ—સ્વચ્છતા (ઘર સંભાળવાની રીતિ) એટલે સુઘડ-તાથી ઘરમાં ખુણા વિગેરે સાફ રાખવા અને પોતાનું શરીર સ્વચ્છ રાખવુ તેમ લુગડાં વિગેરેની સંભાળ રાખતા શીખવું.

બીજું—આવડત હમેશાં ઘરમાં કર કસર અને ગરીબાઇ થી કેમ રહેવાય તે સમજી સ્થિતિને અનુસરી ચાલવું તે.

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥
उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥४४॥

---

ત્રીજું—જેમાં પોતાના માબાપની આબરૂ જાળવીને રહેવું, તેનું નામ ડહાપણ. (પોતાનું કોઈ પણ અંગ બનતા સુધી કોઈને સ્પર્શ થાય નહિ અગર કોઇ પુરૂષનો વિશ્વાસ રાખી અજાણે પણ પોતાના અંગનો કોઇ પણ ભાગ બનતા સુધી જોવાય નહિ તેમ રહેવું.)

ચોથું—ઘરમાં કોઈ ચીજ બગડે નહિ; તેમ ફેંકી દેવાનો વખત પણ આવે નહિ; કોઈને વળી નકામી થઈ આપી દેવાય નહિ; તે તથા પોતાનું વર્તન જોઈ બીજા સુધરે, તેનું નામ ચતુરાઈ.

પાંચમું—પતિવ્રત એ લક્ષણ સર્વોપરિ છે (પોતાના સ્વામીને હંમેશાં પ્રસન્ન રાખવા) માટે તે પ્રમાણે ચાલવા જે યત્ન કરે છે તેજ સ્ત્રીઓમાં શ્રેષ્ટ છે.

છઠું—દરેક વખતે પોતાના સ્વામીને તથા કુટુંબીઓને પોતાનાથી બને તેટલા પ્રયાસે મદદ આપવી તથા જરૂરની વખતે દ્રવ્ય ખરચવામાં મન મોકળું રાખવું, તેનું નામ ઉદારતા.

સાતમું—દરેકના વાસ્તવિક તથા સ્વભાવિક ગુનાઓમાં પોતાનું મન નહિ દોડાવતાં દરેક ઉપર સમદ્રષ્ટિએ જોઇ કારભાર ચલાવવો, અને યોગ્ય પ્રાણીઓને તેના ગુનાની શિક્ષા નહિ કરવા ઇચ્છા રાખવી, તેનું નામ ક્ષમા.

આઠમું—પોતાને ઇશ્વર કૃપાથી જે મળ્યું હોય તેટલામાં પોતાનો નિભાવ કરી રહેવું, તેનું નામ સંતોષ.

નવમું—સત્ય, એ સર્વથી શ્રેષ્ટ છે. માટે તેની સંભાળ રાખી

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥४५॥
यदि मामप्रतिकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४६॥

---

હમેશાં સત્ય જાળવવું. ( સત્ય બોલવું )

વળી ગુણી સ્ત્રીઓને મુખ્ય સંતોષ, ઉદ્યોગ, દયાળુપણું, વિદ્યા, પ્રીતિ, પ્રભુ ભક્તિ, ધૈર્ય, અને સહનશીલતા, જરૂરનાં છે. માટે બનતે પ્રયાસે ઉપર પ્રમાણે વર્તવાને યત્ન કરવો એ ઉત્તમપણાનાં લક્ષણ છે.

——:o:——

## પાઠ ૨ જો.

### પતિવ્રતા આમેના.

હરેક સ્ત્રીઓને ધર્મ, નીતિ અને પોતાના સ્વામીની ભક્તિ એ મુખ્ય છે. કદાચ કોઈ સ્ત્રી એમ ધારે કે આપણા હિંદુઓ-માંજ પતિવ્રતપણું હશે અને બીજાઓમાં કેમ નહીં હોય ? તો એ તેની ભૂલ છે. તે નીચેની વાતથી સમજાશે. આમેના નામે એક બાઈ હતી, જેને પેટે મહમદ પેગંબર નામે મુસલમાની ધર્મ સ્થાપનાર પુત્ર થઈ ગયો. એ આમેનાના પતિ-વ્રત ધર્મનું મુખ્ય ફળ છે. આમેના પોતાના પતિના મરી ગયા બાદ મક્કામાં જઈને રહી હતી. કેટલેક દિવસે પુત્ર સાથે ઘેર આવતી વખતે પોતાના ધણીની કબર આગળ બેસી (ફરી જન્મો-જન્મ આવોજ ધણી મળે એવી આજીજી કરી અને પ્રાર્થનામાં પોતાના પતિને શિરતાજ રૂપ માની નમન કર્યું) શોકાતુર થઈને તેના તરફ અંતઃકરણથી રડતાં પતિને ફરી મળવા આજીજી કરી ઘેર આવી. જુઓ, આ સ્ત્રીનું ફરજન આપણને પતિવ્રત ધર્મ ઉત્તમ છે; એ સાબીત કરી આપે છે.

। संजय उवाच ।
एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥४७॥
इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेऽर्जुन
विषादयोगो नाम प्रथमोऽध्यायः ॥१॥

---

કોઈ શંકા કરી કહેશે કે શ્રી કર્માબાઈ પરણ્યા વગર મોક્ષને પામ્યાં એ કેવી રીતે? કર્માબાઈએ પોતાના પતિની પૂર્ણ પ્રીતિ મેળવી હતી. માત્ર પોતાના કાંઇક પાપને લીધે પૂર્વના સંસ્કાર ભોગવવાને માટે દેહ ધારણ કરી ભૂક્તમાનને ભોગવી સ્વર્ગને પામ્યાં. તેમની હકીકત ઉપરથી એમ જણાય છે કે તેમનું ચિત્ત શ્રી કૃષ્ણમાં લીન હતું. એજ એમના પૂર્વના શુભ સંસ્કારનું ચિહ્ન છે, અને જન્મ તે એમના પૂર્વના પાપનું ચિહ્ન છે, માટે એ ઉપરથી જેમ કર્માબાઈએ પોતે પરણવાની ઇચ્છા ન કરી તેમ સ્ત્રીઓએ કરવાનું નથી; પણ તેનો સાર સમજી જેમ કર્માબાઈએ એક તરફથી પોતાના વિષ્ણુ ભગવાનને હૃદયમાં સ્થાપી, આ સઘળો સંસાર ત્યાગ ( અસાર ) ગણી, માત્ર તેમાંજ લીન થયાં. હતાં અને સઘળી ઇંદ્રિઓ તથા મન કર્માબાઈએ પોતાનેજ સ્વાધીન રાખ્યાં હતાં. તેવી રીતે એવી સ્થિતિને કોઇ પણ સ્ત્રી પામી નથી ત્યાં સુધી તેને પોતાના પતિ રૂપ પરમાત્માની સેવા અવશ્ય લાભકારી છે, અને મોક્ષપદને પ્રાપ્ત કરાવનારી છે એમ સમજવાનું છે.

—:o:—

## પાઠ ૩ જો.

### ઈશુની મા મરીયમ વિષે.

ઈશુની મા મરીયમના ગુણ તથા ઉપદેશ ગ્રહણ કરવા લાયક છે. ઓ મારી વહાલી બેનો, તમે જેમ પ્રભુને આધીન થાઓ છો,

। संजय उवाच ।

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥

। श्री भगवानुवाच ।

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्य जुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥२॥

---

તેમ તમારા પતિને આધીન રહો, કેમકે પતિ એ સ્રીનું શિર છે. પુરૂષો, તમે તમારી સ્રી પર ખરો પ્રેમ રાખી તેને કડવા ન થઇ પડો. હંમેશાં પતિએ સ્રીનું રક્ષણ કરવું એ ઉત્તમ ધર્મછે. છોકરાઓ, તમે તમારાં મા બાપને પ્રભુ તુલ્ય માનો, માબાપની આજ્ઞા પાળવાથી તમારૂં કલ્યાણ થશે અને આયુષ્ય લાંબુ વધશે. મહાન્ મરીયમ આવા પવિત્ર આચરણથી ખ્રિસ્તી ધર્મમાં દેવી તુલ્ય થઇ ગઇ છે.

ચોપડીના લંબાણ થવાના સંભવને લીધે બહુ સ્ફુટીકરણ કીધું નથી. તેમજ વળી;—

## સતી પાર્વતી વિષે.

પાર્વતી નામે એક સ્રી ભોજ રાજાના વખતમાં થઇ ગઇ. જેનો નિયમ પોતાના પતિની સેવા કરવી અને કોઇ પણ બીજા પુરૂષનું મુખ જોવું નહિ એ હતો. મહાન્ ભોજરાજાએ એક પ્રસંગે કાળિદાસ નામે એક વિદ્વાન કવિને પૂછ્યું કે આપણા શહેરમાં કોઈ સતી સ્રી છે? જો હોય તો તેનાં મારે દર્શન કરવાં છે. કવિ રાજે રાજાને પ્રસન્ન મુખે કહ્યું કે આપણા ગામમાં એક દેવશર્મા નામે અગ્નિહોત્રીની સ્રી છે, પણ તેનો નિયમ એવો છે કે કોઈ પણ પરપુરૂષને જોવો નહિ તેમ તેને પણ કોઇ જોઇ શકે નહિ તેવી રીતે રહે છે, માટે આપને દર્શનની ઇચ્છા હોય તો સંન્યાસી બનીને ભિક્ષા લેવા જાઓ એટલે તમે તેને જોઇ શકશો

क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥

। अर्जुन उवाच ।

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥४॥

---

( એ અગ્નિહોત્રી પણ પૈસાના લોભી હતા નહિ ) આથી રાજાએ તેમ કીધું, પણ ભિક્ષા આપતી વખતે તે સુશીલ બાઇએ રાજચિહ્ન જાણી લઈ તેમને કહ્યું કે રાજા હંમેશાં પ્રજાનો માબાપ છે. તેમણે કોઇનો નિયમ ના તુટે એવી યોજના કરવી જોઇએ, પણ તમે તો જાતેજ આવી રીતે વર્તો છો તો પછી અમારા જેવા (જેમ માબાપના અપ્રેમથી પુત્ર સુખી થતા નથી તેમ રાજાના પ્રજા ઉપરના અપ્રેમથી પ્રજા સુખી થતી નથી.) કેવી રીતે પોતાનો નિયમ જાળવી શકે. આથી રાજા મનમાં ઘણોજ પસ્તાવો કરીને તે સ્ત્રીની પાછળ પાંચ સાત વાર પ્રદક્ષિણા કરી નમસ્કાર સાથે આજીજી કરવા લાગ્યો. તે બાઇ વિચારવંત અને ક્ષમાવાન હતી. તેણે સમજી રાજાને કહ્યું કે તમે પુત્રભાવથી અર્થાત્ કપટબુદ્ધિથી આવ્યા નથી, માટે તમને મારા નમસ્કાર સાથે માત્ર હવે પછી આવી રીતનું વર્તન ન થાય એવી સાવચેતી રાખવા મારી ભલામણ છે. તમો તો અમારા પિતા છો, માટે તમને વધુ કહેવાય નહિ. આથી રાજાએ તે દંપતીની માતા પિતા તુલ્ય સેવા કરી. આનો સાર સ્ત્રીઓને એટલોજ ગ્રહણ કરવા યોગ્ય છે કે પતિ કરતાં અધિક કોઇ નથી, એવો મનમાં નિશ્ચય રાખવો. ૬૭ પ્રેમ એજ મનુષ્યનું ઉત્તમ સાધન છે. આ પ્રેમ વગર શ્રી દયાળુ ઇશ્વર રાજી થતો નથી તો મનુષ્ય કેમ રાજી થાય?

गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव भुंजीय भोगान्रुधीरप्रदिग्धान् ॥५॥
न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः॥६॥

---

## પાઠ ૪ થો.

### કલાવતી વિષે.

કલાવતી નામની એક પતિવ્રતા સ્ત્રી હતી. તે દંપતીનું ધૈર્ય તથા પ્રેમ કેવો હતો તે જાણવાથી સર્વને ઉત્તમ લાભ છે. એક વખતે કલાવતીના પતિને લડાઈમાં ઝેર પાએલી તરવારથી શત્રુ-ઓએ ઘા કર્યો. તેમને બચવાની આશા સૌએ મુકી હતી, અને વૈદે કહ્યું કે જો કદાચ આ ઘાને કોઇ ચુસી લે તો રાજા કરણસિંહને સારૂ થાય. આ વાત કલાવતીને ગમી. જ્યારે રાજા કરણસિંહ નિદ્રાવશ થયો ત્યારે બધા ઘા કલાવતીએ ચુસી લીધા. આ વાતની ખબર કોઇને નહીં પડવાથી તે મરણ પામી. રાજાએ આ હકીકત જાણી ત્યારે તેના પ્રેમની પ્રશંસા કરી. અને પોતાનું પત્નીવ્રત ભંગ નહીં થવા દેવા પરણ્યા વગર (દરેક મનુષ્યે પત્નીવ્રત પાળવું એ ઉત્તમ છે. તેથી સંતતિ સારા લક્ષણની થાય છે) તેનાજ પ્રેમમાં રહી જીંદગી પુરી કરી. પ્રેમ માત્ર સ્વરૂપ હોય છે, અને જાતિ નિયમ જાણતા નથી તેજ દુઃખી થાય છે. માટે પ્રભુ તુલ્ય પતિમાં પ્રેમ રાખવો.

(સંકટ વેઠવામાં કંટાળો નહિ ગણતાં દુઃખ સહન કરનારી બાળાઓ કે જેનાં નામ લેવાથી, જેનું વૃત્તાંત જાણવાથી, અને તે પ્રમાણે ચાલવાથી સંસારનુ ખરૂં સુખ મળે છે, માટે સ્ત્રીઓએ ધ્યાનમાં લેવું)

તે નીચે પ્રમાણેઃ—

પ્ર૦—જંગલમાં સ્વામી જોડે રહી કોણે દુઃખ વેઠયું?

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढ चेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्॥
नहि प्रपश्यामि ममापनुद्याद् यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥

---

ઉ૦—શ્રી રામચંદ્રજીની સ્ત્રી સીતાજીએ.

પ્ર૦—દુઃખમાં અને શીયળ સાચવતાં સીતાએ શું કર્યું?

ઉ૦—શિરછત્ર સ્વામી રામચંદ્રજીનું સ્મરણ.

પ્ર૦—આંધળા તથા વૃદ્ધ પતિ જોડે ખુશીથી કોણ પરણ્યું?

ઉ૦—સતી સુકન્યા સર્યાતી રાજાની પુત્રી.

પ્ર૦—આંધળા પતિની સેવામાં સુકન્યાને શો ફાયદો મળ્યો?

ઉ૦—તેના સ્વામી ચક્ષુથી દેખતા તથા યુવાન થયા.

પ્ર૦—કયો પુત્ર માતાથી વખણાયો?

ઉ૦—શ્રી સતી તારાનો પુત્ર અંગદ કે જેની અંગદવિષ્ટિ કહેવાયછે.

પ્ર૦—પોતાના પતિ જોડે બળી મરનાર કઇ સ્ત્રી હતી?

ઉ૦—સતિ સુલોચના.

પ્ર૦—સુલોચનામાં વિશેષતા શી હતી ને શેનાથી?

ઉ૦—પતિવ્રત ધર્મનું રક્ષણ અને ત્રિકાળ જ્ઞાન.

પ્ર૦—શ્રી શંકરના મુખમાં પહેલી સતી કોણ ગણાઇ?

ઉ૦—સતી અનસૂયા. તેણે પતિવ્રત ધર્મનો પ્રચાર કર્યો અને તેમાં સુખ છે એમ સાબીત કર્યું.

પ્ર૦—ઘણી સ્ત્રીઓને સુધારનાર કોણ?

ઉ૦—સતિ અનસૂયા.

પ્ર૦—મહા દુષ્કાળમાં ભૂખ્યાં તરસ્યાં રહી પોતાના પતિની કોણે સેવા કરી?

ઉ૦—અનસૂયાએ.

પ્ર૦—અનસૂયા પાસે શ્રી ભાગીરથી ગંગાજીએ શું માગ્યું?

ઉ૦—એક વર્ષનું પતિપૂજાનું ફળ.

। संजय उवाच ।

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविन्दमुक्त्वा तूष्णीं बभूव ह ॥९॥
तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥१०॥

---

પ્ર૦—આજે દક્ષિણમાં અત્રિશ્વર અને અત્રિગંગા પ્રસીદ્ધ છે અને દુષ્કાળમાં પણ સુકાતાં નથી એ કોનો પ્રભાવ ?

ઉ૦—તે અનસૂયાના પતિ સેવાનો પ્રભાવ.

પ્ર૦—સ્ત્રીઓનું અખંડ તપ શું ?

ઉ૦—પતિસેવા.

પ્ર૦—પતિને ધર્મમાં સહાય કરનાર કોણ ? અને તે કોના પ્રબળથી.

ઉ૦—સતી શ્રી સાવિત્રી જગત માતા તે સ્વામી બ્રહ્માના પ્રતાપથી.

પ્ર૦—બાપના ઘરમાં રહી સારૂ શિક્ષણ કોણે મેળવ્યું ? કેવા સંકટમાં અને કોનું સ્મરણ કર્યું ?

ઉ૦—સતિ મહાલશાએ. તેને રાક્ષસ પાતાળકેતુ જંગલમાં લઇ ગયો હતો, પણ ત્યાં શીયળ સાચવી તેને પિતા સમજી પતિ ઋતુધ્વજ મળતા સુધી પોતાના પિતાશ્રીનું સ્મરણ કર્યું અને દુઃખમાંથી છુટી.

પ્ર૦—ખરો પ્રેમ કઈ સ્ત્રીએ પતિ જોડે બાંધ્યો કે જેમ સીતા, રામને અને શ્રીરામ, સીતાને તેમ કઇ સ્ત્રીને પતિ આપત્તિ વખતે સ્મરણમાં રાખતો અને ગાંડો જેવો થઇ ગયો ?

ઉ૦—મહાલશાએ. વિખુટાં પડતી વખતે મહાલશા માત્ર "ઋતુધ્વજ" અને ઋતુધ્વજ "મહાલશા" એ પ્રમાણે ધ્યાન ધરતાં હતાં, અને પાછળથી તેને મેળવી સુખ પામ્યાં.

પ્ર૦—કઇ સ્ત્રી પોતાના પતિ માટે બજારમાં વેચાઈ ?

ઉ૦—સતી તારામતી શ્રી હરિશ્ચંદ્ર રાજાની સ્ત્રી.

। श्री भगवानुवाच ।

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥११॥
न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥१२॥

---

પ્ર૦—કુટુંબમાં સંપ રાખી શીયળવ્રતમાં ઉત્તમ કોણ હતું? અને તેમાં વિશેષ શું હતું?

ઉ૦—સતી સુભદ્રાએ શીયળવ્રત સાચવી પોતાના કુટુંબીને સુખ આપ્યું છે. જાણવા લાયક એ છે જે જેમ કોઈના મરણ પછી દાન દક્ષણા આપે તેમ પ્રીતિથી પોતાના પુત્ર અભિમન્યુના મરણ કાલે ધૈર્ય રાખી તેને નીચે પ્રમાણે આશિષ આપી છે. હે વત્સ, સત્યવ્રતથી ચાલનાર મુનીઓને, બ્રહ્મચર્યથી રહેનારને, પત્નીવ્રત રાખનારને, અને અપતિગ્રહ પાળનારને, જે ગતિ મળે છે તે તારી થાય એવી મારી પ્રભુ પાસે પ્રાર્થના છે. રાજાઓ તથા સુરવીરો. અને મનુષ્ય માત્ર જે પોતાના સ્વધર્મમાં રહીને જે ગતિ મેળવે છે તે તારી થાવ, એવી મારી પ્રભુ પ્રત્યે યાચના છે. ગુરૂ સેવામાં રહેનારાઓને જે ગતિ મળે છે તે તને મળો એવી દયાળુ પ્રભુને મારી પ્રાર્થના છે. આહાહા? આવો આવો ઉચ્ચભાવ હવેની બાળાઓમાં આવે એવી મારી શુદ્ધ અંતઃકરણ પૂર્વક માગણી છે; જેથી આ આર્ય પ્રજા સુધરે. ધન્ય છે શ્રી સતી માતા સુભદ્રાને.

પ્ર૦—સ્ત્રીઓએ કેમ રહેવું એ કોણે જાણ્યું અને કોની પાસેથી?

ઉ૦—શ્રી જગદમાતા લક્ષ્મીજીએ. પોતાના શિરછત્ર સ્વામી શ્રી કૃષ્ણ ભગવાનથી.

પ્ર૦—પતિ કરતાં પિતાને અધિક કોણે નથી ગણ્યો?

ઉ૦—શ્રી જગદમાતા પાર્વતીજીએ, જે મનુષ્યને જ્ઞાન વૈરાગ્ય

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतर प्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥१३॥
मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥१४॥

---

સિદ્ધ કરવાને અન્ન આપે છે.

પ્ર૦—બ્રહ્મજ્ઞાન કઈ સ્ત્રીએ અને કોની પાસે મેળવ્યું? તેમાં આશ્ચર્ય શું?

ઉ૦—મનુની પુત્રી સતી દેવહુતીએ. જેણે શ્રી કર્દમઋષિ સાથે પાણી ગ્રહણ કર્યું હતું. મુની મહાન વૈરાગ્યવાન હતા. તેમણે પોતાની સ્ત્રીને સારૂં જ્ઞાન આપી તપશ્ચર્યા કરવા જવાની ઇચ્છા બતાવી. ત્યારે આ બાળાને માત્ર બ્રહ્મજ્ઞાનની જરૂર હતી. તેથી તેણે પોતાના શિરછત્ર પતિ પાસે જતી વખતે બ્રહ્મજ્ઞાન માગ્યું. મુની ત્રિકાળ જ્ઞાની હતા. એટલે તેમણે તે દેવહુતીને કહ્યું કે તારી ઇચ્છા પૂર્ણ થશે. એમ કહી તેના ગર્ભમાં રહેલા બાળકને મુનીરાજ આજ્ઞા કરતા હોય તેમ આ ગર્ભમાંથી ઉત્પન્ન થનાર પુત્ર તને બ્રહ્મજ્ઞાન સમજાવશે, અને તારી પૂર્ણ સેવા કરશે, જેથી તને બ્રહ્મજ્ઞાન થશે; એમ કહી મુની તપશ્ચર્યા માટે ગયા. બાદ દેવહુતીને કપીલ નામે પુત્ર થયો. તેણે પોતાની માતુશ્રીને બ્રહ્મજ્ઞાન સમજાવ્યું, તે કપીલશાસ્ત્ર કહેવાયું એનું પ્રમાણ એ છે કે એ જ્ઞાન સિધપુરમાં સરસ્વતી કીનારે બિંદુ સરોવર ઉપર આપેલું હતું કે જેથી હાલમાં માતૃગયા સિધપુરમાં થાય છે. આ ઉપરથી ખરેખર સાબીત થાય છે કે સ્ત્રીઓએ જ્ઞાન મેળવવા માટે પોતાના પતિ પાસેજ યાચના કરવી અને કદાચ તેથી અધુરૂં રહે તો પુત્ર પાસે સમજવું એજ ઉત્તમ ધર્મ છે.

—:૦:—

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःख सुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥१५॥
नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽतस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥

---

## શ્રી નિત્ય નિયમ.

### (વિધવા સ્ત્રીઓને માટે)

૧. સવારમાં ઘણું વહેલું ઉઠી પથારીનો ત્યાગ કરવો. સવારે ગુરૂ મંત્રની ઓછામાં ઓછી એક માળા કર્યા સિવાય બીલકુલ કોઈ ચીજ ખાવી નહિ.

૨. જ્યારે ખાતાં હો ત્યારે તમે બોલતાં નહિ.

૩. પરમેશ્વરને અર્પણ કર્યા સિવાય કાંઇ પણ વસ્તુ ખાવી યા પીવી નહિ, એટલે કે પરમાત્મા શ્રી હરિ હું તમને આ વસ્તુ અર્પણ કરૂં છું, અને તેથી આપ સંતુષ્ટ થાવ. એવી રીતે બોલવું પછી ખાવું યા પીવું.

૪. દરેક વિધવા સ્ત્રીઓએ એકાદશીનું વ્રત કરવું, અને શ્રીમદ્‌ભાગવત (એકાદશ સ્કંધ) નું શ્રવણ કરવું, અને વ્રતને દિવસે ગુરૂ મંત્રની દરરોજ કરતાં ચાર ગણી વધારે માળાઓ કરવી. શ્રીમદ્‌ભાગવતનું શ્રવણ કરવું અશકય હોય તો તે સિવાય કોઈ પણ ભક્તિ ગ્રંથ વાંચવા યા શ્રવણ કરવા.

૫. કોઈ પણ અજાણ્યા માણસની સાથે બહુ પરિચય રાખવો નહિ. પછી તે કોઈ સાધુ હોય કે મહાન્ યોગી હોય, પણ તમારી યથાશક્તિ પ્રમાણે તેમની સેવા કરવી.

૬. કોઇ પણ વસ્તુને માટે અતિશય પૈસાનો ખર્ચ કરવો નહિ. તમારો દરરોજનો હિસાબ રાખવો, અને તમારી આવકના પ્રમાણમાં મધ્યમ રીતે હંમેશાં રહેવું કે જેથી તમારો ખર્ચ આવક કરતાં વધી જાય નહિ.

अविनाशि तु तद्विद्धि येन सर्व मिदं ततम् ।
विनाशमव्ययस्य स्य न कश्चित्कर्तुमर्हति ॥१७॥
अंतवंत इमे देहा नित्यस्योक्ताःशरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्धयस्वभारत ॥१८॥

---

૭ જે કોઇ ઇશ્વરથી ડરતાં નથી, અને જેઓ પોતાની તરફ પણ ચોખ્ખા દીલથી વર્તતા નથી તેમનો સંગતનો ત્યાગ કરવો.

૮. સંધ્યાકાળે ઇશ્વર સ્તુતિ કરવાનું ચુકશો નહિ.

૯. જ્યારે તમે ઉંઘવાને માટે રાત્રે પથારીમાં જાઓ ત્યારે દિવસે કરેલાં સારાં અને નઠારાં કૃત્યનો વિચાર કરી સારા કામને માટે ઇશ્વરનો આભાર માનો અને ખરાબ કર્મને માટે પ્રશ્ચાતાપ કરો એટલે તમારી આંખ ઉઘડશે. પછી પોતાની ફરજમાં જે ગફલત યા ગેરવર્તણુક થઇ હોય તેને માટે હાથ જોડી પરમેશ્વરની માફી માગો અને ભવિષ્યમાં કાંઇ પણ નઠારૂં કૃત્ય નહિ થાય એમ પરમેશ્વરની ખરા દીલથી પ્રાર્થના કરો. બીજે દીવસે સવારમાં ઉઠો કે તરતજ આગલા દિવસના સઘળાં કૃત્યોને યાદ કરો, અને પરમાત્માને સંતોષ થાય એવી દરેક જાતની તમારી ફરજો બજાવવાને તમારામાં પૂરતી શક્તિ આવે એવી પરમેશ્વર પાસે અંતઃકરણથી માગણી કરો.

૧૦. જે ઉપર દર્શાવેલા નિયમો પ્રમાણે ખરા અંતઃકરણથી ચાલશે. તે ખરેખર આ લોક તેમજ પરલોકમાં સુખી થશે.

---

## વિધવા સ્ત્રીઓનું કર્તવ્ય.

પતિના સુખની ઇચ્છાવાળી કુળવાન સ્ત્રીઓનો શ્રેષ્ઠ ધર્મ એ છે કે તેણે સ્વામીના જીવતાં કે મરી ગયા પછી પણ તેનું અહિત ઇચ્છવું નહિ. પતિના મરણ પછી કંદમૂળ વગેરે ખાઇ પોતા-

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥१९॥
न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥

---

ના સ્વર્ગવાસી થએલા પતિને મળવા ઇચ્છા રાખી હંમેશાં સ્વાદિષ્ટ પદાર્થોનો યથાક્રમે ત્યાગ કરવો, અને દિનપ્રતિદિન પોતાના પતિને માટે ચિંતન રાખી માતા પિતા અથવા એવા કોઇ બીજા પૂજનીય પાસે એક યોગ્ય મંત્રનો ( **श्री नमः शिवाय** અગર **श्री कृष्ण शरणं मम** ) તુલસી આગળ બેસીને જેટલો બને તેટલો જપ કરવો. પાઠ વાંચવા કરતાં જપમાં વધારે વખત કાઢવો એ ઉત્તમ છે. કોઇ વિધવા સ્રીને સંતાન ન હોય તેણે નીચેનાં નામો દઇ પોતાના પતિનું ભલું થવા ચિંતન કરવું, અને તેની જોડે રહેલા સંસ્કાર ભોગવવા ઈચ્છા રાખી પાસેનાં નામો લેવાં. **सनकाय नमः सनातनाय नमः सनत्कुमाराय नमः सनन्दनाय नमः** કારણ કે ઉપર લખેલા સનક, સનાતન, સનત્કુમાર, અને સનન્દ એ ચારે પુત્ર વિના સ્વર્ગને પામ્યા છે. જે સ્રી ઉપર પ્રમાણે વ્રત કરતી નથી, ઇશ્વર ઉપર આધાર રાખતી નથી, અને કુકર્મ કરે છે તે અઘોર નર્કમાં લક્ષાદિ વર્ષ પર્યંત દુઃખ ભોગવે છે; એ નિઃસંશય છે. વળી વિધવા સ્રીએ બને ત્યાં સુધી કોઇનું મોઢું જોવું નહિ, અને કોઇની સાથે બોલવું નહિ. જરૂર પડે તો માત્ર માતા, પિતા કે કુળવાન કુટુંબી માણસો સાથે જરૂર જેટલી વાત કરવી.

इति शिवं.

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥२१॥
वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देहि २२॥

## આ કર્તવ્યની મહત્તા તથા ઇશ્વર સ્તુતી.

વાર્તાના આરંભમાં શ્રી પરમાત્મા પ્રભુરૂપ શ્રી સદ્‌ગુરૂના અર્વાવિંદને નમન કરૂંછું. સર્વને સુખ આપનાર, ત્રણે ગુણથી પર, ત્રણે ગુણના ઇશ્વર, ત્રણ ભુવનના કર્તા, જગતને વંદનીય; સાક્ષાત્ તત્સ્વરૂપ પરમાત્માના ચરણકમળને અભિવંદન કરૂંછું. જે લક્ષ્ય, અલક્ષ્ય, અપાર, ચલાયમાન નહિ અને અવિચ્છિન્ન આનંદરૂપ છે. વળી પાણી, પવન, આકાશ, અન્ન ઇત્યાદિના સૃજનાર, અવિનાશી, પવિત્ર, અનુપમ, અજર, અમર, વિકારરહીત, પાપ હરનાર, અજીત, અજન્મા, ભયને હરણ કરનાર, પૃથ્વીને ધારણ કરનાર, ભક્ત તથા દેવો ઉપર દયા રાખનાર, જગતના જીવનરૂપ, દેવના પણ દેવ, દોષરહિત, કાળના પણ કાળ, કૃપાના સાગર, તથા જેની મૂર્તિ રમ્ય અને મનોહર છે એવા સાક્ષાત્ પરમાત્માને નમન કરૂંછું. તથા જે કાર્ય કારણ અને તરણતારણ રૂપ છે, અશરણના શરણ છે, ઘટઘટમાં સર્વદા વ્યાપી રહેલા છે, બળવાન તથા અવર્ણનીય છે, કલેશ અને દ્વેષ વિનાના છે, મહાદેવ તથા શેષ જેનું હંમેશાં રટણ કરેછે, જેની કૃપાના કટાક્ષ માત્રથીજ પાપનાં મહાન્ રાશી નાશ પામે છે, જેને વેદ નેતિનેતિ કહી ગાય છે, સરસ્વતિ પણ જેનો પાર પામતી નથી, શુક, સનકાદિ મહાન સંતોની ચિત્તવૃત્તિ જ્યાં વિરામ પામે છે, જે એક છતાં અનેકરૂપે વિલાસ કરી રહ્યા છે, જેણે ઇચ્છા માત્રથી સકલ વિશ્વ રચના રચી છે, છતાં પોતે તેથી અલગ રહ્યા છે એવા દેવનાદેવનાં હું નિત્યસેવા

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥२३॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥

---

ચાહુછું. હે દયાળુદેવ તારા જ્ઞાન સ્વરૂપનું હું ચિંતન કરૂંછું. તથા તારા ચરણકમલમાં મગ્ન રહુંછું. હે દેવ મને તારો દીન-સેવક અથવા બાળક સમજી આશિષ આપ. હે મહારાજા, મને ગરીબ જાણી મારી લાજ રાખ. હે કૃપાસાગર સતીનું પવિત્ર ચરિત્ર પ્રકટ કરવા મારા મનમાં પ્રબળ ઇચ્છા થઇ છે તો કરૂણા કરી મને—આપના સેવકને તે ઇચ્છા પૂર્ણ કરવા સદ્બુદ્ધિ આપ. હું અલ્પમતી આપનો બાળક છું, માટે મારો હાથ ગ્રહી ઉદ્ધાર કરી આપની અમૃતમય દૃષ્ટિથી મારા મનની અભિલાષા પૂર્ણ કરીને મારાં વિઘ્નોનો સંહાર કર. જેમ કોઈ અપંગને પર્વત ઉપર ચઢવાની કે કાયરને રણ સંગ્રામમાં જય મેળવવાની અભિલાષા થાય, તેમ ગજા વગર આ શુભ આખ્યાન રચવા મારી ઇચ્છા થઇ છે. તો હે અવિનાશી પ્રભુ, મારા હૃદયકમળમાં સર્વદા નિવાસ કરી રહેલા તમે મારી એ તૃષ્ણા પૂર્ણ કરો. કે જેથી આ પવિત્ર કામમાં હું આપનો ચર્ણરજ સેવક સર્વદા સંતોષ પામું.

વળી વર આપનારમાં શ્રેષ્ઠ અને પવિત્ર હે વિજયા, હે કમલભૂ (બ્રહ્મા) ની કન્યકે, હે સબલે, હે વીણાપુસ્તકધારીણી, હે કારણરૂપ, હે વિશ્વંભરી, હે અખીલેશ્વરી, હે અનુપમ આનંદ સ્વરૂપ સરસ્વતિ મા તમને વંદન કરૂંછું. હે સતી તમારૂં મંગળનામ સાંભળતાંજ દુઃખ અને દારિદ્રય દૂર જતાં રહે છે, અને અખૂટ ધન સાથે નવેનિધિ તથા અષ્ટમહાસિદ્ધિ તારા સેવક સમક્ષ આવી તેની ઇચ્છા પૂર્ણ કરે છે. તથા કવીઓ અહોનિશ તારા પવિત્ર ગુણોથી ભરપુર તથા કરૂણાના ધામરૂપ

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥
अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥२६॥

---

નામનું રટણ કરે છે. હે દેવી મારા મનના વ્યાધીઓ ટાળી હિંમત આપ, જેથી આ આખ્યાન પૂર્ણ કરવા શક્તિમાન થાઉં. વળી તારી ઉપકારી વૃત્તિથી સૂર્ય છત્રધારી થયા છે, અને અસંખ્ય માણસો તારો પ્રસાદ મેળવી સર્વત્ર તારા યશનું ગાન કરે છે. તને સેવીને શુક, વ્યાસ અને વાલ્મિકાદિ મહા મુનિઓ સુખી થઇ અમર કીર્તિ પામ્યા છે, અને તેમની જરા પણ આશા બાકી રહી નથી. તમારી પ્રભુતા અમાપ છે. શિવ શેષ અને સનકાદિ ઋષિઓ અહોનિશ તમારા જાપ જપે છે. તમે ત્રણે લોકમાં પોષક, તત્વ સ્વરૂપ અને ભક્તજનોનાં દુઃખ હરનાર છો. દેવતાઓમાં શિરોમણી, અગાધ પરાક્રમવાળાં, અશરણનાં શરણ હે સતી મને તારા ઉત્સંગમાં ઉંચકી લઇ સહાય આપ. હે નારદના પવિત્ર ભગીની, સુખની અમોઘ ખાણરૂપ હે દેવી હું તને નમ્ર વિનંતી કરૂંછું કે તમે મારી જીહ્વા વિષે વાસો કરો, જેથી આ સતી ચાંદાયની માંદાયનીનું પરમ પવિત્ર તથા મનોહર ચરીત્ર કથવાને હું સમર્થ થાઉં.

હાલમાં આ પવિત્ર ભારતભૂમિના કેટલાક આર્ય રાજાઓ અપવિત્ર થઇ ગયા છે, તેઓ પ્રાચીનનો સારો રસ્તો છોડી દઇ હંમેશાં ન કરવાનાં કામોમાં મગ્ન થયા છે, માનવ ધર્મ સમજતા નથી, અને તેમના ગૃહવ્યવહાર પણ અધર્મયુક્ત છે. વળી પોતે અધર્મી છતાં જાણે મોટા ધર્મી હોય એવો આડંબર રાખી દાંભિક થઇ ગયા છે. 'યથા રાજા તથા પ્રજા' તે પ્રમાણે કેટલાક માણસો પણ જાણે બાહ્ય ઉપચારથીજ પવિત્ર થવાય છે એમ સમજી શરીર સાફસૂફ રાખી ઉજળાં દૂધ જેવા ફરે છે; પણ તે-

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥
अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८॥

---

ઓ અંતર શૌચ કરી મનની મલીનતા તજતા નથી અને અસત્ય ભાષણમાં નિપુણતા પામેલા કેવલ અસુર-રાક્ષસ જેવી કૃતી આચરતા થઇ ગયા છે, એટલુંજ નહિ પણ હંમેશાં છુપી રીતે દગા ફટકા કરવામાં તૈયાર હોય છે; અને શાસ્ત્રના યતકિંચીત તો સાર સમજતા નથી, અને વહેમરૂપ જાળમાં સપડાયલા રહેછે. ઘણાં દંપતીઓ દુઃખગ્રસ્ત ફરે છે. તેમનામાં સંપ જોવામાં આવતો નથી. તેમની સંતતિ સારી નીકળતી નથી, અને વાણીમાં સત્યતા હોતી નથી. પત્ની પતિવ્રત પાળતી નથી કે પુરૂષ પત્નીવ્રત પાળતો નથી. જેથી ઉભયના પ્રેમ ઉપર મોટા પડદા ઢંકાયલા રહે છે, અને તેમનાં મન મળતાં નથી. પોતાનું રક્ષણ કરતાં નથી તેથી ભ્રમિત સરખાં થઇ ફરે છે, અને સદ્દધર્મ વગરનાં તેઓ ક્ષણેક્ષણે અન્યાય આચરે છે. આ તેમનો સંસાર કેવળ સંકટમય થઇ તેમનો અમુલ્ય મનુષ્યાવતાર વ્યર્થ જાય છે. મુક્તિ કે ભક્તિની યુક્તિ સમજતાં નથી તેથી છેવટ પસ્તાય છે. એવાં અજ્ઞાન જનોના ઉપદેશાર્થે આ વાર્તા કે જેમાં પિતૃભક્તિ તથા દંપતીના ધર્મોઉપરાંત મનુષ્યે આ સંસારમાં કેવાં શુભ કર્મો કરવાં તેનું વર્ણન કરવામાં આવ્યું છે, જે કર્મો સતી અનસૂયાજીએ સીતાજીને સમજાવ્યાં હતાં.

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥२९॥
देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥

---

## પ્રકરણ ૧ લું.

### સતિ અનસૂયાજીએ સતી સીતાજીને કહેલા સતીના ધર્મ અને માતાપિતાના મરણથી ચાંદ્રાયનની માંદ્રાયનીનું દક્ષને ઘેર જવું.

પૂર્વે એક સમયે પિતાની પ્રતિજ્ઞા પાળવા માટે દશરથ નંદન શ્રીરામચંદ્ર અયોધ્યાનું રાજ્ય તજી વનને વિષે ગયા. તેમની સાથે તેમની સર્વાંગ પવિત્ર ધર્મપત્ની સીતા, તથા કનિષ્ઠ બંધુ લક્ષ્મણ એ બંને હતાં. તેઓ અત્રિઋષિના આશ્રમે થોડા દિવસ રહ્યાં. આ સમાગમથી શ્રીરામચંદ્ર તથા અત્રિઋષિને અપાર આનંદ થયો. આશ્રમમાં દરરોજ સવારસાંજ શાસ્ત્રવેત્તા સભ્યજનોની સભા થતી હતી, અને તેમાં જ્ઞાનચર્ચા ચાલતી. જેથી અનેક સંશયો જેમ સૂર્યનારાયણના ઉદયથી તત્કાલ તિમિર નાશ પામે છે તેમ નાશ પામતા હતા. ઋષિપત્ની અનસૂયાજી સતી સીતા ઉપર અનહદ પ્રેમ દર્શાવતાં હતાં. તેમજ અન્ય મહર્ષિપત્નીઓ પણ પૂર્ણપ્રેમથી સીતાજીના દર્શનાર્થે આવતાં હતાં. તદપી પોતાના પતિ શ્રીરામચંદ્રનું વનવાસનું સંકટ અવલોકીને જનકતનયા મનમાં ઉદાસ રહેતાં હતાં. એ ઉદાસીનતા દૂર કરવા વનિતામંડલ સીતાજી પાસે બેસી વિવિધ વિનોદ વાર્તાઓથી સતીને આનંદ આપતું હતું. બીજી તરફ શ્રીરામચંદ્રજી પણ જેણે જન્મ ધરીને સૂર્ય દેવતાનો તાપ નજરે પણ જોયો નહોતો, તેવી પોતાની સહચારિણિભાર્યા કાંટામાં રખડે તે જોઈ શોક પામતા હતા; પણ અત્રિઋષિ તથા ઈતર પુરૂષો ઉપદેશક

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥३१॥
यदृच्छया चोपपन्नं स्वर्गद्वार मपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥३२॥

---

મનોરંજક વાર્તા ચલાવી તેમનું મન શાન્ત કરી પરિતાપ દૂર કરતા હતા શ્રીરામચંદ્રજીને અત્રિઋષિ પુરૂષના ધર્મો અને કર્મોનો ઉપદેશ આપતા હતા. વળી અનસૂયા સ્ત્રી મંડળમાં સ્ત્રીઓના ધર્મોનું વિવેચન કરતાં હતાં. એક દિવસે અનસૂયા પ્રત્યે સતી જાનકીજી શાન્ત ચિત્તે બોલ્યાં કે હે પાદ પુજ્ય મા, મને સ્નેહ પૂર્વક સતી સ્ત્રીઓનો ઇતિહાસ કહો. મારા મનમાં એજ અભિલાષા છે, અને એથી મારૂં મન તૃપ્ત થશે. હું તમારી દાસીછું. સતીનો ધર્મ સાંભળવા અધિકારી ગણી મને એક સુંદર વૃત્તાંત કહો કે જેથી હું પાવન થાઉં, અને મારૂં દુઃખ મટે. વળી શ્રી રામચંદ્રજીના ચરણની સેવા [1]જન્મોજન્મ મળે, તથા મન અને કાયા નિર્મળ થાય જેથી શ્રીરામચંદ્રજીને રીઝવાય. (આ વાક્ય સ્ત્રીઓને બહુજ ભાવથી મનન કરવા યોગ્ય છે. તેનું રહસ્ય જે પોતાના પતિ પાસે સમજશે તે ઉત્તમ, પિતા પાસે સમજશે તે મધ્યમ, અને કોઇ સાધુ માણસ પાસે સમજશે તે કનિષ્ટ છે)

સીતાનાં આ વચન સાંભળી અનસૂયાજી બોલ્યાંઃ–હે રાણી તમને ધન્ય છે. તમારો તમારા પતિ ઉપર આવો અગાધ અને નિર્મળ પ્રેમ જોઈ હું બહુ પ્રસન્ન થઇછું. હે સીતે, તમે સતીઓમાં શ્રેષ્ઠછો. નીતિશાસ્ત્રનાં સઘળાં સારાં આચરણો

---

[1] त्वदनन्यामदोषांमां धर्मज्ञोऽसिदयापरः । त्वत्समीपे स्थितांराम कोवामांधर्षयेद्वने ॥ फलमूलादिकं यद्यत्तवमुक्तावशेषितं । तदेवामृततुल्यं मेतेनतुष्टारमाम्यहम् ॥ अध्यात्म २.

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३॥
अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४॥

---

તમે સારી રીતે જાણોછો તમે તમારા ધર્મનું સારી રીતે પાલન કરોછો. તમને કંઈ પણ અજાણ્યું નથી, પણ તમારી બુદ્ધિને બોધ દેવા માટે હું એક સુંદર વાર્તા કહુંછું. સર્વ ધાતુઓમાં જેમ સુવર્ણ શ્રેષ્ઠ છે, અમરોમાં જેમ ઇંદ્ર શ્રેષ્ઠ છે, ભોજનમાં જેમ દૂધપાક શ્રેષ્ઠ છે, ગ્રહોમાં જેમ ચંદ્રમા શ્રેષ્ઠ છે, ધર્મમાં જેમ સુનીતિ અને [1]પોતાનોજ ધર્મ શ્રેષ્ઠ છે, કર્મમાં જેમ ષટ્‌કર્મ શ્રેષ્ઠ છે, ચારે આશ્રમોમાં જેમ ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે, મણિઓમાં પારસમણિ શ્રેષ્ઠ છે, પર્વતોમાં મેરૂ શ્રેષ્ઠ છે, તેમ સર્વ સુખનું મૂળ સત્યતા છે. (કારણ કે સત્ય પાળવાથી જે સુખ થાય છે તે લાખો મણ સોનું વાપરવાથી પણ થતું નથી. માટે સત્ય એ સુખનું મૂળ છે. શાસ્ત્રમાં પણ લખેછે કે કદાચ જીવ જતો હોય તોપણ જુઠું બોલવું નહિ, પણ કોઈનો જીવ બચાવવો હોય તો માત્ર યુક્તિથી બોલવું; માટે સત્ય બધા સુખોમાં શ્રેષ્ઠ છે.) વળી દાન કરવામાં કોઈને આશ્રય આપવો એજ સર્વોત્તમ છે. શુભ કામ એ સંપમાંજ રહ્યું છે (માટે ઉત્તમ બુદ્ધિથી વિચારપરાયણ થઇ સંપને સેવવો.) સઘળાં કામોમાં જેમ પરોપકાર શ્રેષ્ઠ છે તેમ સ્ત્રીઓને સર્વ તપનો સાર જે પતિવ્રત તેજ શ્રેષ્ઠ

---

[1] स्वधर्म,-स्वस्ववेदादिविहितो धर्मः । આપણે લાયક વેદાદિમાં કહેલા આચારાદિ ધર્મ ॥

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ॥
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।

ભગવદ્‌ગીતા. અ. ૩ મંત્ર ૩૫.

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥
अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।
निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥

---

છે. સમુદ્રમાં જેમ સઘળી નદીઓ રહે છે, તેમ સ્ત્રીને, તીર્થવ્રત અને દાન સઘળું પોતાના પતિના ચરણમાં રહેલું છે. આમ સમજી પોતાના પતિનીજ સેવા કરવી. જ્ઞાનમાં જેમ આત્મજ્ઞાન શ્રેષ્ઠ છે તેમ સ્ત્રીઓ માટે પતિપરાયણતા સર્વોત્તમ છે. સતીઓનું મહાત્મ્ય સતીઓનેજ સારૂં લાગે છે, અજ્ઞાન સ્ત્રીઓ એનો ભેદ ક્યાંથી સમજે? એવી વાતો તેઓના ધ્યાનમાં ઉતરતીજ નથી. અમૃતની ઇચ્છા સર્વને થાય, પણ બિચારો ગધેડો એમાં કયાંથી આનંદ પામે? સતીના પ્રભાવથીજ સંસાર શોભેછે. વિધાતા અને વિષ્ણુ સતીને આધીન રહે છે, તથા [1]યમરાજ સતીથી હાર પામે છે. (બીએ છે.) હે સીતે! સતીનો મહિમા અલૌકિક છે. એ સંબંધી એક અતિ જુનો ઇતિહાસ કહુંછું તે મનમાં ઉલ્લાસ સાથે શ્રવણ કર. એ આખ્યાન સતી ચાંદ્રાયની અને માંદ્રાયનીનું છે. તે ઘણું જ ઉત્તમ છે. આ સતીઓનું ચરિત્ર જે કોઇ સાંભળશે અને તે પ્રમાણે વર્તશે તે ઘણીજ પવિત્ર થઇ, સંસાર સુખનો લાભ લઇ, અવસાને શ્રી પ્રભુના પરમ પદને પામશે; એ નિઃશંક સમજવું.

---

## માંગલ્યમુનો.

સરસ્વતી નદીને કીનારે એક અનુપમ રમણીય ઉપવન હ-

---

[1]સતિ સાવિત્રિ ચરિત્રમાં યમ રાજાએ સાવિત્રિને કહ્યું છે કે તમો સતિત્વ માટે તમારી સાથે હું બોલ્યો ને તેનાપર પ્રસન્ન થઇ તે સાવિત્રિના પતિને ૪૦૦ વર્ષનું આયુષ્ય (સજીવન કરી) યમરાજાએ આપ્યું છે.

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥३७॥
सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥३८॥

---

તું. જેમાં અથાગ મહિમાવાળા કપિલમુની નામના પરમ પવિત્ર મહર્ષિ રહેતા હતા. આ શોહામણું સ્થાનક મહર્ષિના અતૂલ તપના પ્રભાવથી નિત્ય ભયમુક્ત હતું. જે તેમાં વાઘ અને બકરી ભેળાં રમતાં, તથા અન્ય પશુઓને પણ જરાએ દુઃખ નહોતું. સિંહ મૃગનો શિકાર કરતા નહિ, એ પ્રમાણે સઘળાં પ્રાણી નિર્ભય હતાં. એ ઉપવન સ્વાભાવિક રીતેજ ઘણું રળિયામણું હોવાથી તે જોતાં સર્વને સુખ અને આનંદ ઉત્પન્ન થતો હતો. આ વન હજારો આંબાનાં, દાડમનાં, નાળિએરનાં અને ફણસનાં વૃક્ષોથી આચ્છાદિત થએલું હતું. તરેહ તરેહનાં ઝાડો અને વેલા ઘણા હતા, અઢારે જાતની વનસ્પતિ પણ ત્યાં પુષ્કળ હતી. જાઇ, ચંપેલી, ચંપા, ડોલર, મોગરો, પંકજ પારિજાતક, હજારી અને ગુલાબના ગોટા ખીલી રહ્યા હતા. કેતકી, કદળી, અને પપૈયાનાં સારાં પાંદડાંથી વૃંદાવન જેવું થઈ રહ્યું હતું. મંદમંદ સારી સુગંધ ને ઠંડા પવનની લહેરોથી સરસ્વતી નદી વહેતી હતી, સુશોભિત પુષ્પોની સુગંધથી ભ્રમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા. મધુરભાષી પક્ષીઓના સુસ્વરથી અત્યંત આનંદ થતો હતો. અહીં કેવળ સુખનીજ સત્તા હતી. કોયલના ટહુકા બહુ પ્રીય લાગતા. સારસ, હંસ, સૂડા, પોપટ, મેના વગેરે પક્ષીઓ શોભાયમાન શબ્દો બોલી રહ્યાં હતાં. હંમેશાં સરિતાનું સુખદાયક પાણી વહ્યા કરતું હતું. આવા રમણીય ઉપવનની વચ્ચોવચ્ચ ઋષિઓ રહેતા હતા. તેઓ પૂર્ણ શ્રદ્ધાથી શ્રીહરિનું ભજન કરતા હતા. પોતાનાં જપ, તપ, વગેરે ક્રિયા નિષ્કામ વૃત્તિથી કરી, કોઇ પણ માયિક વસ્તુની ઇચ્છા રાખતા

एषातेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।
बुद्धा युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥३९॥
नेहाभिक्रमनाशोऽस्ति प्रत्य वायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥

---

હતા. આ પ્રમાણે ઋષિઓ તથા ઋષિપત્નીઓ પોતપોતાનો ધર્મ પ્રથાનીધિ બજાવતાં, અને પોતાની સંતતિને પણ યોગ્ય ધર્મો શીખવી આનંદમાં રહેતાં હતાં.

માંગલ્યમુની સર્વ ઋષિઓમાં શ્રેષ્ઠ, નિપુણતપસ્વી અને ત્રિકાલજ્ઞાની હતા. તથા તેમની પત્ની બુદ્ધિશાળી, નીતિનિપુણ, હસમુખી, દરરોજ હરી હરી શબ્દ બોલનારી, પરમેશ્વરની પૂજા કરનારી, દુઃખની વેળાએ પણ જૂઠું ન બોલનારી, અને પતિની સેવામાં તત્પર રહે એવી સુમતી નામની હતી. આ સતી સ્ત્રીએ બે દીકરીઓને જન્મ આપ્યો. બંને રૂપગુણમાં સમાન હતી. આવી બાળાઓને જોઇને સતીને અને ઋષિને અત્યંત આનંદ થયો. આ કન્યાઓ શુક્લપક્ષના ચન્દ્રની પેઠે વૃદ્ધિ પામવા લાગી. મોટી છોકરીનું નામ ચાંશાત્યની અને નાનીનું નામ માંદાયની હતું. તે બે કન્યાઓ અત્યંત સુખ ઉપજાવે એવી હોવાથી તેમને લાડથી રમાડી જમાડી તે દંપતી મનમાં ખુશ રહેતાં હતાં. ઘર પુત્રીઓથી શોભતું હતું, અને તેમનાં વચનથી દરેક જણને સુખ થતું હતું. આમ પુત્ર વાત્સલ્યમાં ચાર વર્ષ વીતી ગયાં. ત્યારે માંગલ્યમુની તથા તેમની સ્ત્રી રોગથી મરણ પામ્યાં. આથી તે બે કન્યાઓ ઉપર અણધાર્યું (કુહાડાના ઘા જેવું કોમળ હૃદયમાં વજ્ર સમાન) અસહ્ય દુઃખ આવી પડ્યું. તેમનું રક્ષણ કરનાર હવે એક ઇશ્વર સિવાય બીજું કોઇ ન રહ્યું. આ ભયંકર પ્રસંગ જોઇ આજુબાજુનાં સર્વ રૂદન કરવા લાગ્યાં. જે કાને સાંભરે તે રડે, આ પ્રમાણે બધે શોક ફેલાઇ ગયો. આશ્રય વગરની કન્યા-

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥४१॥
यामिमां पुष्पितांवाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥४२॥

---

એઓનાં મોઢાં જાણે રોગથી અથવા અત્યંત ઉદાસીથી એવાં નિસ્તેજ થઇ ગયાં કે તે જોઇને કઠણ હૈયાના માણસને પણ દયા આવ્યા વિના રહે નહિ. સર્વનાં મન તેમના તરફ ખેંચાયાં. બાળાઓ શરીર પછાડવા મંડી, અને મા, મા કહી રૂદન કરવા લાગી. આ દેખાવ ઘણો કરૂણાજનક હતો. ગાંડુઘેલુ બોલી શોક કરતી કન્યાઓને જોઇને બીજા માણસોનાં કાળજાં કોરાઇ જવા લાગ્યાં. ઇશ્વરની કૃતિને કોઈ જાણી શકતું નથી. આશા ઘણીજ લાંબી છે. ભવિષ્ય ભુલવણીનો હેતુ સમજવા મનુષ્યની બુદ્ધિ ચાલતી નથી. મુક્તાથી મોંઘી અને ધૂળથી સોંઘી પ્રભુની માયા કળી શકાતી નથી. પ્રભુ મેરૂપર્વતને તૃણ સરખો બનાવવા સમર્થ છે. મોતના ખરાબ જોર આગળ શાણા અને સૂરા લોકો પણ હાર પામે છે, મોતનો ઝરો હંમેશાં વહ્યાં કરે છે, તેની આગળ કોઇનો જરા પણ ઉપાય ચાલતો નથી. માયારૂપી માર માણસો ઉપર એવી રીતનો છે કે, તેથી બધું જ્ઞાન ગુમ થઈ જાય છે. ભાગ્યહિન મનુષ્યોથી આ માર સમજાતો નથી. મારા પિતા દક્ષે જ્યારે આ દુઃખી બાળાઓને જોઈ ત્યારે તેના મનમાં દયા આવી તેથી તેઓ હેતથી તેમને પોતાને ઘેર લાવ્યા. હવે તેમને જરા પણ ફીકર રહી નહિ. આ બંને બાળાઓ નાની વયની છતાં કોમળ કાનથી વાતો સાંભળે અને ધ્યાનમાં રાખે, તથા પ્રેમથી હળી મળીને ચાલે એવી હતી. મારા બાપે ઘણાં દુઃખો વેઠી તે બાળાઓને ઉછેરી અને ઘણા હેતથી તેમને લાડ લડાવ્યાં. મારી મા પણ ઓછુંવત્તું ન ગણતાં તેમને પોતાનાં છોકરાંથી પણ વ્હાલાં ગણતી, અને ત્રણે જણ એકજ પથારીમાં સૂતાં. કોઈ

कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥४३॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥

---

કોઇને જરા પણ જુદાં ગણે નહિ. મને પણ તેમના ઉપર ઘણું જ હેત આવતું, અને તે બંને બેનો મને બહુ ગમતી. આએ જોડે રમીએ અને જોડે જમીએ. કોઈના વગર કોઇને ચાલે નહિ. અમારામાં કંઇ પણ જુદાઇ નહોતી. દેહ જુદા પણ મનતો[1] ત્રણે એકજ હોય તેમ ગણી અમને બાપે વિદ્યા, ધર્મ, અને વિવેક શીખવ્યાં.

## પ્રકરણ ૨ જું.

**(चांद्रायनी मंदायनीनो जन्म संबंधी संवाद. मंदायनीनुं वनमां जवुं ने चांद्रायनीनो जन्म )**

અનસૂયા પ્રેમથી બોલ્યાં—હે સતી જનકતનયા સાંભળો. તે બંને બાળકીઓ સુખ પામી માબાપને ભૂલી ગઈ. મારી મા પૂર્ણ હોંસથી તેમને ચહાતી હતી. એમ કરતાં દિવસ, રાત, મહિના, અને વર્ષ વીતી ગયાં. બાળાઓ પુખ્ત ઉમરે પહોંચી. તેઓની ઉમર વર મેળવવાને યોગ્ય જણાવા લાગી. ગુણ અને રૂપમાં પૂર્ણતાને પામેલી એવી તે બંને બાળાઓનાં મુખડાં અતિ સુંદર દેખાવા લાગ્યાં. આ ઉત્તમ પુતળીઓને જોઇ દેવો પણ હર્ષ પામ્યા. તેમનાં મુખ પૂર્ણિમાના ચંદ્ર જેવાં ખીલી રહ્યાં હતાં. તેમનો અવાજ કોકીલાના સ્વર સરખો હતો, અને

---

૧ "મળી આપણ જણ ત્રણે બેન, સંપે રમીએ તો સ્વર્ગ છે."
(એ કવિતા અહીંઆં શોભે છે)

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ।।४५।।
यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ।।४६।।

---

વાણી મીઠાશ ભરેલી હતી. તેમની ઉમર યુવાવસ્થાને યોગ્ય થવાથી માતાના મનમાં વિચાર થયો અને એકાંતમાં પોતાના પતિ આગળ વાત કહી કે પુત્રીઓ પરણુવા લાયક થઇ છે. માટે વિવાહની તજવીજ કરો. યોગ્ય વર શોધી કાઢી તેમને કન્યાદાન આપો કે જેથી તેઓ સુખી થાય. માટે યોગ્ય વરની તજવીજ કરવી જોઇએ. ગાય અને દીકરી એમનું કંઇ જોર ચાલતું નથી. એમને જ્યાં [1]દોરીએ ત્યાં જાય છે. છોકરી એ પારકું ધન છે. તેટલા માટે માબાપનો ધર્મ છે કે, વિચાર કરી વિવાહનું કામ કરવું. કુળવાન, વિદ્યાવાન, અને રૂપગુણુથી ભરપુર એવો વર જોવો. આ સઘળી વાતો મારા બાપે સાંભળી ને મનમાં હોંસ લાવી વર શોધવા માંડયો. પછી મારી માએ અમારો વિચાર પૂછયો કે, બેનો તમારી ઇચ્છા કોની જોડે વરવાની છે. તમો જરા પણુ શરમ રાખ્યા વિના તમારો વિચાર જણાવો મેં તથા ચાંદાયનીએ કહ્યું કે તમારી જ્યાં મરજી હશે ત્યાં અમે વરીશું. અમારી એમાં બુદ્ધિ શું? ગુણુલક્ષણુની અમને શી સમજણુ પડે? તમે કરશો તે અમારા કરતાં વ્યાજબીજ કરશો, કારણુકે તમે જન્મથી હેતસ્વીછો. જેની સાથે હોંસથી પરણાવશો તેને સાક્ષાત દેવ માનીશું, ધર્મ પાળી ખુશીમાં રહીશું અને આશીષ દઇશું.

એટલામાં ત્યાં નારદમુની આવી પહોંચ્યા, તેઓ દક્ષ પ્રત્યે બોલ્યા કે હે દક્ષ સાંભળો. શ્રુતિકારો કહે છે કે વિવાહનું

---

[1] દીકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥४७॥
योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते॥४८॥

---

કાર્ય અતિ કઠણ છે. જેનામાં સંપૂર્ણ બુદ્ધિ અને અનુભવ હોય તેનાથીજ તે કામ યોગ્ય રીતે થઇ શકે છે. કન્યા બળવાનવરને ચાહે છે. મા રૂપથી ખુશ થાય છે, અને બાપ ગુણ, જ્ઞાન, સુકીર્તિ અને પૈસાથી પ્રસન્ન થાય છે. સુખના સમયમાં સાસરૂં વહાલું, અને દુઃખમાં પિએર વહાલું એવો કન્યામાં ગુણ હોય છે. માટે હે આર્ય, તમે લગ્નનું ઉત્તમ કામ કરો, એવું કહીને નારદ ઋષિ ચાલતા થયા અને તે દંપતી ઘણાં ખુશી થયાં. પછી નાની બેન માંદાયનીને કહ્યું કે તું કેમ કંઇ બોલતીજ નથી તારી ઈચ્છા હોય તે કહી દે. તારી આશા ઇશ્વર પૂર્ણ કરશે. માંદાયની બોલી. હે મા મારી મરજી પરણવાની નથી. મને એ વાત કહેશો નહિ. મારે તો શ્રી પ્રભુના નામના જાપ જપવા છે કે જેને માથે બીજો ઈશ્વર કે દેવ નથી. પુતળા જેવું આપણું પાંચ તત્ત્વથી બનેલું શરીર મળમૂત્ર આદિથી ભરેલું છે; એમ જાણ્યા છતાં પરણવું અને તે પેદા કરનારને ભૂલી જવો એ સારા માણસનું કામ નથી માટે મારે પરણવું નથી, પણ કુંવારાં રહીને તપ કરવું છે. ત્યારે માતા કહે છે. હે બેન સાંભળ નિયમને તોડીને નવાઇ કરીએ નહિ. દુનીઆને રસ્તે ચાલે તે ચતુર કહેવાય. માટે મમત મૂકી દે. માંદાયની કહે છે, હે માતા, આ જુઠા સુખમાં મારૂં મન પરોવાતું નથી. આ સમુદ્રરૂપી સંસાર તુચ્છ આશાનો ભરેલો છે, અને વળી તે દ્વેષ, કંકાસ અને આપત્તિઓથી ભરપૂર છે. એમાં પડેલા માણસનો પાર આવતો નથી. તેઓ વ્યાધિ અને વ્યવહારથી મુક્ત થતા નથી. ભોગ વિલાસ એ સ્વપ્નાની ઝંખના જેવા છે. તે અસલ નહોતા અને પાછળ પણ

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥४९॥
बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥५०॥

---

રહેવાના નથી. ઘર્યું અને ઘર્યુંઆણ્યું એ એક નાટકના જેવા વેષ છે. એ નાટકમાં ક્ષણમાં આનંદનો પડદો પડે છે અને ક્ષણમાં દુઃખનો દેખાવ દ્રષ્ટિગોચર થાય છે. મરણ પછી કંઈ પણ સગાઈ રહેતી નથી. આ સઘળી બાજી દુઃખદાયી છે. ફાંદામાં પડી, પરતંત્ર બની, બીજાના હાથનું વાજીંત્ર સાંભળવામાં લેશ પણ આનંદની આશા થવાની નથી. એવી રીતે બંધનમાં બંધાયાથી કોટીકલ્પ સુધી ભ્રમણામાં ભટકવું પડે છે. માયા જીવને સર્વ રીતે ઘેરી લે છે, અને જીવ કેટલાંક શારીરિક દુઃખો વહોરી લે છે. મારૂંતારૂં, માનઅપમાન, ક્રોધ, મોહ વિગેરે નર્કનાં સ્થાન છે. જન્મમરણ, તારૂણ્ય, વૃદ્ધાવસ્થા, દોલત, અને વ્યાધિ એ હર્ષ અને શોકના બળવાન ઉપાધિ માત્ર છે. આવી રીતે ગૃહસ્થાશ્રમમાં સઘળી ગુંચવણ છે. તેથી મને તો એ દુઃખનો ખાડોજ દેખાય છે. જો સુખેથી જગત્કર્ત્તાને ભજતા નહિ, તો મૃત્યુને ઈશ્વર તરીકે માની મનમાં એવો વિચાર લાવો કે મૃત્યુ આવશે, તેથી બીકને લીધે પણ ઈશ્વરની સ્તુતિ કરાશે. આ દુનીઆનું પરિપૂર્ણ દુઃખરૂપી ગાડું શકટ વહ્યા કરવું એના કરતાં તો કુંવારાં રહેવું ઘણું સારૂં છે. સાચા સ્વામી તો એક શ્રીહરિજ છે, અને એજ સર્વ શક્તિ સ્વરૂપ છે. તે સકળ વિશ્વમાં વ્યાપ્ત છે. સ્ત્રી પુરૂષોના ખરા નાથ તો તેજ છે. એ શ્રીહરિનું શરણ શા માટે નહિ સ્વીકારીએ? શ્રીહરિને તન મન અર્પણ કરવાથી બેશક સુખી થવાય છેજ. જો સર્વ ઉપાધિથી દૂર રહીએ તો નિશ્ચય જીવન્મુક્ત થવાય. પરણીને પતિની સેવા કરવા કરતાં દેવના દેવ એવા પરમાત્માને પૂજવા એ શું ખોટું છે? ઘર છોડી દઈને ઠા-

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ॥
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥५१॥
यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ॥
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥

---

જાંને પાણી સીંચવાથી મૂલ્યવાન ફળ ક્યાંથી પ્રાપ્ત થવાનાં? મહોરો મૂકી દઇને ત્રાંબાના પૈસા તરફ દોડે, તેનું દારિદ્ર્ય શી રીતે દૂર થાય? કુવાનું નિર્મળ જળ તજી હવાડાનું મલિન પાણી પીવાથી તરસ કેવી રીતે છીપે? તેવી રીતે ઇશ્વર એ જગતનું મૂળ છે. એની શક્તિ અગાધ છે. એને તજી દઈ જે મનુષ્ય માણસમાં રાચે તે કલ્પવૃક્ષ તજી દઇ બાવળને સાખવા જેવું છે. મરણાધીન પુરૂષથી શું સુખ? એનો સંગ કરવો કષ્ટ ભરેલો છે. વિલાસનો વિયોગ એ એક વ્યાધિ છે. એ વ્યાધિ બહુ દુઃખકર્તા છે. માટે નિરાંતે અવિનાશી એવા શ્રી જગદીશ્વરને જપવા. મારે પુરૂષ પતિ નથી કરવો. મને આ સંસાર કડવો લાગે છે. મારી બેનોને શિખામણ દઉંછું કે તમે સાચા સુખની શોધ કરો. મનથી પુરૂષની દરકાર મૂકી દઇ તપની જીજ્ઞાસા કરી વનમાં વિચરો. એમ કરવાથી તમને અંતર્યામી (શ્રીપ્રભુ) મળશે, તેઃ પછી પુરૂષને પામી તમે અધિક શું મેળવશો? પરમેશ્વર લક્ષ ચોર્યાસીનો ફેરો ટાળે છે એના કરતાં માણસમાં ક્યાં વધારે સત્તા છે? જો તમને અચળ સુખની અભિલાષા હોય અને સંપૂર્ણ પ્રતાપી થવાની ઉત્કૃષ્ટ ઇચ્છા હોય, તો પરણવાની વાતજ માંડી વાળો. પરણવું એ સંસારમાં દુઃખમય શૂળી છે. આ વચનો સાંભળી ચાંદાયની તેની પ્રત્યે બોલી.

ચાંદાયની કહે છે કે માંદાયની સાંભળ. તેં ઉપર કહ્યું તેવી રીતે ચાલતાં પરમેશ્વર પોતે ખુશ થતા નથી, કેમકે સર્વ માણસો સન્યાસી બની જંગલમાં રહે, તેથી જો ઇશ્વર સંતુષ્ટ હોય તો પછી આ સંસારમાં કાંઇ રહેજ નહિ. જો પ્રભુની એ-

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥५३॥
। अर्जुन उवाच ।
स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥५४॥

---

વી ઇચ્છા હોત તો તેણે જગત પેદાજ કર્યું ન હોત. કોઈ પણ ન પરણતાં સઘળાં રાખોડી (ભસ્મ) ચોળી ત્યાગી થઇ જાય, તો પછી વંશની વૃદ્ધિ શી રીતે થાય ? અને વંશ વૃદ્ધિ વગર ઇશ્વરને કોણ સેવે ? તથા દુનીઆ કેવી રીતે ચાલે ? એનો બરાબર મનમાં વિચાર કરી ન્યાય પુરઃસર તુલના કરી, ઇશ્વર મેળવવાનો જે રસ્તો સારો હોય તે રસ્તાને અનુસર. હે બાલિકે, તું કેવળ બાળક બુદ્ધિથીજ આમ બોલે છે પુખ્ત વિચારથી તો નહિજ. * સુનીતિ કરતાં તપની જ્વાળાનું ફલ વધારે નથી. અર્થાત્ તપ કરતાં સુનીતિનો પ્રભાવ વધારે છે. શરીરને સુકવી નાંખીને અને મનને મારી નાંખીને પણ યોગીઓ તૃપ્તીને પામ્યા નથી. વેરાગીઓ આ પૃથ્વી ઉપર નકામા છે. જે યોગી ઉ

---

* तेषां त्रयाणां शुश्रूषा परंतप उच्यते ।
न तै रभ्य ननुज्ञातो धर्ममन्यं समाचरेत् ॥

मनु. अ २ २२५

માતા પિતા અને આચાર્ય એ ત્રણની સેવા ઉત્તમ તપ કહેવાય છે, કારણ કે તેઓની સેવાથી સર્વ તપના ફળની પ્રાપ્તિ થાય છે માટે જ્યારે કોઈને બીજા ધર્મનું આચરણ કરવું હોય તો તે ત્રણેની સંમતિ વિના કરવું નહિ.

સુનીતિ એટલે સદાચરણ સદાચરણથી ધર્મની પ્રાપ્તી થાય છે એવું મુનીઓએ જ્યારે જોયું ત્યારે તેઓએ સંપૂર્ણ તપશ્ચર્યાનું મૂળ સદાચરણજ છે. એમ માનીને સદા તેને સ્વીકાર્યું. જુઓ. મનુ. અ. ૧. ૧૧૦

। श्री भगवानुवाच ।

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥२५॥
दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥२६॥

---

ઉપરથી યોગ ધારણુ કરે છે પણુ અંદરથી ભોગની લાલસા રાખે છે તે નકામા (ઢોંગી) છે. મન ઇંદ્રિયોને વશ રહે તો તે નકામું છે. એથી વિમાસણુ થાય છે. ઇંદ્રિઓને વશ રાખવી એ કઠણુ છે. આવા ઘણા ઢોંગીઓ પેટ ભરવાને કારણે દેશોદેશ ભટકે છે. કેટલાકનું ચિત્ત ચળાયમાન હોય છે, તેથી તેઓ ઘણા પ્રકારનાં પાપ અને પ્રપંચ કરે છે. કેટલાકને ઘરબારનો બોજો અકારો થઇ પડવાથી તેને છોડી તેઓ ત્યાગી થાય છે, પણ જ્યારે તેમના ઉપર માયા પોતાનું બળ ચલાવે છે ત્યારે તેઓ ત્યાગી મટીને ભોગી થવા ઇચ્છેછે; આ અધવચ રઝળવા જેવું છે એટલે નહિ સંસારી કે નહિ ત્યાગી. એ ઉભય ભ્રષ્ટ થાય છે કારણુ કે ઇંદ્રિઓનો રોધ કરવો એ બહુ કઠણુ છે. ગૃહસ્થાશ્રમીને ઘેર ઇશ્વર પધારે છે, અને સુખનાં સાધનો પુરાં પાડે છે. ચારઆશ્રમોના ધર્મ પરમેશ્વરે નિર્માણુ કરેલા છે. તે સાચા સનાતન અને શાસ્ત્રના સિદ્ધાંત કરીને કરેલા છે. એ આશ્રમને તજી પોતાની કલ્પના પ્રમાણે વર્તે તેને શ્રીહરિ દર્શન આપતા નથી. જે સ્ત્રીપુરૂષ વિધિપૂર્વક મનુષ્ય ધર્મો જાણે, પ્રભુની આજ્ઞા પ્રેમથી પાળે, ઉલટે રસ્તે પોતાનું મમત્વ તાણે નહિ, સાર ખેંચી જે પરમેશ્વરની કૃતિને વખાણે, બધાં બાજુએ ફરીને પરમેશ્વરને ઓળખે, અને મન, વાણી તથા કર્મથી નિત્ય સત્ય પાળે તથા સુખના વખતમાં મનમાં કદી અહંકાર ન આણે, દુઃખના વખતમાં ધૈર્ય ધારણુ કરે, સરળ સ્વભાવથી રોજ સુનીતિથી વર્તે; આનંદી થઇ મનમાં સંતોષ રાખી વિચરે, શા

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥
यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५८॥

---

રીરના છ રિપુઓને (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ ને મત્સરને) જીતે, શાન્તિ, દયા, અને શીયળ વ્રતને ચૂકે નહિ તથા પરમેશ્વરને વહાલાં કર્મો કરે તે આ સંસારરૂપ દરીઆને તરી જાય છે સંસારમાં રહ્યા છતાં જો પરમેશ્વરની સારી નિષ્ઠાથી ભક્તિ કરે તો તેને જન્મ મરણનો ફેરો ટળે.

* સત્યથી પરમેશ્વર જરા પણ આઘા નથી. ઈશ્વર સંસારી સદ્ગુણી માણસોને મોંએ માગ્યાં સુખ હંમેશ આપે છે. માટે હે બાળા હું તને તારા હિતની સારી શીખામણ કહુછું, કે તું સન્યાસી થવા અધિકારિણી નથી. માટે પ્રેમ પૂર્વક ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર. સરળ અને સીધો રસ્તો ત્યજી આડો અને ઉંધો રસ્તો ગ્રહણ ન કર. હે ચતુરા મનમાં ચેતીને સીધે રસ્તે ચાલ, અને પતિ સેવાની પ્રેમથી સ્વધર્મ પાળ. હે સુંદરી, સંસારનું સુખ તજી કોઇ કામની (સ્ત્રી) સુખી થઈ નથી, માટે પરણીને અને વિશુદ્ધ પ્રેમથી પતિવ્રત પાળો.

ચાંદાબાની કહે છે, હે બાળા હજુ પણ વધારે સાંભળ. સંસાર છોડી દઇને સ્ત્રી સ્વર્ગે ગઇ છે? પરણ્યા વિના કેટલી કુંવારી સ્ત્રીઓ સંસારને તરીને મુક્તી પામી? વેદ અને શાસ્ત્રના

---

* सत्यं ब्रह्म तपः सत्यं सत्यं विसृजते प्रजाः ।
सत्येन धार्यते लोकः स्वर्गं सत्येन गच्छति ॥

અર્થ—સત્ય બ્રહ્મ છે, સત્ય તપ છે, અને સત્ય પ્રજાને સૃજે છે. આ લોક સત્યને આધારે રહેલો છે. તથા સત્યદ્વારા લોકો સ્વર્ગમાં જાય છે.

મહાભારત શાંતીપર્વ અ ૧૯

विषया विनिवर्तंते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥
यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥६०॥

---

નિયમ પ્રમાણે માણસને માથે ધર્મ છે. નર અને નારીની જોડ પરમેશ્વરે કરી છે. ઇશ્વરની સ્વાભાવિક ઇચ્છામાત્રથી આ સૃષ્ટિ ઉત્પન્ન થએલી છે, અને તેમાં ગૃહસ્થાશ્રમને અનુસરતી ત્રણ પ્રકારની માયા પરમાત્માએ મૂકી છે. આ પ્રમાણે ગૃહસ્થાશ્રમનો નિયમ પરાપૂર્વથી અવિચ્છિન્ન પ્રવર્તે છે. દંપતીનો પરમ પવિત્ર ધર્મ મહાત્માઓએ પણ માન્ય કરેલો છે, અને એ મુજબ સંસારચક્ર ચાલ્યું જાય છે. આ પવિત્ર રસ્તે દેવ, અસુર અને મનુષ્યો હમેશાં ચાલે છે. એ રસ્તામાં પુરૂષ પત્નીનું પોષણ કરના, અને સ્ત્રી પતિની સેવા કરવા સરજાએલી છે. સ્ત્રી એ પુરૂષનું અર્ધું અંગ છે, અને પુરૂષની સાથેજ શોભે છે. તેમજ પુરૂષને સ્ત્રી વગર ચાલે નહિ. સ્ત્રી પુરૂષ વગર વગોવાય છે. તેણી તેજ વગરના મોતીની પેઠે સ્વામી વિના નિસ્તેજ દેખાય છે. પરણીને સ્વામીની સેવા કર્યા વગર સ્ત્રી પવિત્ર થતી નથી. એવી સ્ત્રીથી ઇશ્વર સદા વિમુખ રહે છે, અને તેને સ્વર્ગ પ્રાપ્ત થતું નથી. અધિકાર વિના કોઇ હાંભિકનર પૃથ્વીમાં અમલ ચલાવવા તત્પર થાય તો રાજાને (ઇશ્વરને) ઉલટી રીસ ચડે, અને તેની સેવા સ્વીકારતા નથી. વળી જેમ કોઇ અજ્ઞાની નૌકા વગરસમુદ્ર તરી જવાનું સાહસ કરે તો તેનું પરિણામ એજ થાય કે પાણીમાં ડુબી મરે અને મનોરથ મનમાંજ રહી જાય. તેજ પ્રમાણે કુંવારી સ્ત્રીથી પુરૂષ રૂપ નૌકા વગર સંસારસમુદ્ર તરી શકાતો નથી. વળી બીજું ઉદાહરણ કહું છું. તે એ કે આ સૃષ્ટિમાં વૃષ્ટિ એ મોટા આધાર રૂપ છે, તથાપિ તે ઋતુને અનુસરીને આવે તોજ કામની, નહિતર નકામી થઇ પડે છે બલ્કે નુકશાન કર્તા થઇ પડે છે. જેમ,

यानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ।।६१।।
ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ।।६२।।

---

ઘોર અંધારીરાત ચંદ્રના પ્રકાશ વગર શોભતી નથી, તેજ પ્રમાણે સ્ત્રી પુરૂષ વગર અંધારીરાત્રી તુલ્ય છે. જેમ સુગંધ વગરનું ખૂબસુરતપુષ્પ તથા જળ વિનાનું સરોવર શોભતું નથી, તેજ પ્રમાણે પુરૂષ વગર સ્ત્રી શોભતી નથી. (તેણીની કીંમત ગણાતી નથી.) છએ પ્રકારના રસ લવણ (મીઠું) વિના સ્વાદિષ્ટ લાગતા નથી, તેજ પ્રમાણે અતિ સૌંદર્યવાન્ સ્ત્રી પણ પુરૂષ વગર શોભતી નથી. અશુભ પ્રસંગે કંસારનું ભોજન જેમ નિંદાને પાત્ર ગણાય છે તેજ પ્રમાણે જુવાન સ્ત્રી સ્વામી વિના નિંદાને પાત્ર ગણાય છે. આ જગતમાં જેમ દેહને છાયાનો સંબંધ છે તથા સુતરને જેમ તાણાવાણાનો સંબંધ છે તેજ પ્રમાણે સ્ત્રી-પુરૂષને પણ અન્યોઅન્યની અપેક્ષા છે. વહાલી બેન સાંભળ હજુ પણ વધારે કહું છું. પૂર્વે અંજનીએ પરણ્યા વિના ટેક ધરીને બ્રહ્મા પાસે તપ માગ્યું. તેથી બ્રહ્માએ તેણીને શાપ આપ્યો, અને તેનું ફળ એજ થયું કે તે કુંવારીને લાંછન (એબ) લાગ્યું. માટે હે માંદાયની મારી શીખામણ ધ્યાનમાં લઈ પરણવાની પેરવી કર. જેથી પતિવ્રત પાળીને પ્રભુને ભજતાં તું ઘેર બેઠાં સ્વર્ગને પામીશ. વળી રત્નાકરની (સમુદ્ર) તનયા જે લક્ષ્મી તે પણ શ્રીવિષ્ણુને પરણીને પતિવ્રત ધર્મ પાળેછે. શૈલસૂતા પાર્વતી પણ શ્રીશંકરને વર્યા છે, અને હંમેશાં પાતિવ્રત્યમાં તત્પર રહે છે. એજ પ્રમાણે સાવિત્રી આદિ ઘણી સ્ત્રીઓ પરણી સ્વામીની સેવામાં મહાલે છે.

વળી તેં સાંભળ્યું પણ હશે કે પવિત્ર નળરાજાની સ્ત્રી દમયંતી એ સતી કહેવાય છે. તેમજ તારામતીનો મહિમા ઇંદ્ર,

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥
रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥६४॥

---

ચંદ્ર વગેરે દેવતાઓ પણ વખાણે છે. એ પણ પરણેલીજ હતી. બેન ! પતિવ્રતા સ્ત્રીને બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણે દેવો હમેશાં આધીન રહે છે. તેની કીર્તિ સંસારમાં અચળ રહે છે, અને અવસાને તેઓ મોક્ષપદે વિરાજે છે. જપ, તપ, યજ્ઞ, વ્રત, યાત્રા વગેરે કોઇ પણ પતિવ્રતની તુલના કરી શકતાં નથી. ‡ભગવાન સુનીતિને વશ છે. આ સંસાર સજ્જનને સુખરૂપ છે અને દુર્જનને દુઃખરૂપ છે. એમાં જ્ઞાની જન ગુંચવાતા નથી. પણ અજ્ઞાની અટવાયા કરે છે. તૃષાતુરને મોંઢેથી ફક્ત પાણી પાણી બોલવાથી તૃષાની શાન્તી થતી નથી, પણ પાણી પીવાથીજ શાંતી થાય છે. તેજ પ્રમાણે અજ્ઞાનુસાર વર્તવાથી ઉપાધિ દૂર થાયછે. જાણ્યા વગર ફક્ત જાપ જપવાથી મુક્તિ મળતી નથી; માટે બેન માંહાયની, પરમાત્માના કરેલા નિયમ પ્રમાણે ચાલ. માબાપની એવી ઇચ્છા છે, કે તું પરણીને પતિવ્રત ધર્મ પરાયણ થા. ત્યાગી થઇ કોઇ મોક્ષ પદે ગયું નથી. ત્યાગમાં એટલું બધું બળ નથી. મોક્ષપદે ગએલાં સંસારીજ હોય છે, માટે જે નિયમે આ જગત વહેછે તે સીધો નિયમ પકડ. મોટી બેનનાં એ વચન સાંભળી માંહાયની બોલી. તમા-

---

‡ नदानै शुद्धते नारीनोपवास शतैरपी ।
न तिर्थ सेवयातद्वद्भर्तुः पादोदकैर्यथा ॥

ચાણક્યનીતિ.

પતિવ્રતા સ્ત્રી પોતાના પતિનાં ચરણોદક પીવાથી જેવી શુદ્ધ થાય છે, તેવી દાનો દેવાથી, સેંકડો ઉપવાસો કરવાથી, તથા તિર્થોના સેવનથી પણ શુદ્ધ થતી નથી.

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६८॥
नास्तिबुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
नचाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥६६॥

---

શાં એવાં વચનથી હું હિંમત હારી બેસનારી નથી. મારૂં મન ચલિત થવાનું નથી. મનોનિગ્રહ કરીને હું પરમાત્માનીજ સેવા કરીશ, એમ કહીને તપ કરવા માટે માંડવ્યના અરણ્યમાં ચાલી ગઈ.

અનસૂયા કહે છે હે સીતા, સતીનાં સુખ આપનાર ચરિત્ર સાંભળો. એ શુદ્ધ સુધારસનું પાન કરવાથી પાપી પવિત્ર થાય છે. જેમ ઔષધ વ્યાધિનું વિદારણ કરે છે, અને પાણી મલિનતાનો નાશ કરે છે, તેમ સંતોષથી શાંતિ મળે છે, અને યોગથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આ અનુપમ આખ્યાનથી માણસને જ્ઞાન મળે છે. અને અજ્ઞાનીનું અજ્ઞાનરૂપ અંધારૂં દૂર થાય છે. સર્પને અમૃત આપવાથી જેમ વિષ થાય છે, તેજ પ્રમાણે પવિત્ર ઉપદેશને પાપી માણસો ઉંધો માને છે. મૂર્ખ માણસને સારો ઉપદેશ પસંદ પડતો નથી. અગ્નિથી ઉષ્ણ થએલું જળ થોડી વારે શીતળ થાય છે, પણ મદમાં છકી ગએલા મનુષ્યોનું મમત્વ ઓછું થતું નથી. એ પ્રમાણે માંડવ્યની મનમાં ગર્વ ધરીને મમતે ચડી અને માતાપિતાની આજ્ઞાની અવજ્ઞા કરી તેણે અરણ્યમાં વાસ કર્યો. શરીરની શુદ્ધિ કરી ટેકથી તપ કરવું શરૂ કીધું, અને અગીઆરે ઇંદ્રિયો વશ રાખી એકાંત વાસ કીધો. ચોરાસી આસનો વડે અતિશય દેહદમન કરવા લાગી. પુરૂષનો પડછાયો પણ જોતી નહિ. આ રીતે મોહથી કેવળ વિરક્ત થઈ બેઠી. પોતાના મનમાં એક પરમાત્મા સિવાય બીજી કશી પણ ઇચ્છા રાખતી નહિ, અને શાંતચિત્તે એક પ્રભુનુંજ આરાધન કરવા લાગી. મોઢેથી મહા મંત્રના જાપ કરી પુરૂષ માત્રને ધિ-

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥६७॥
तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६८॥

---

પતિરૂપ માનવા લાગી. પૂર્વે જેમ કુંવારી અવસ્થામાં અંજનીએ તપ આદર્યું હતું, તેજ પ્રમાણે માંદાયની પણ ચોરાસી આસનો વાળી મહા તપનો આરંભ કરવા બેઠી. તે ભૂખ, તરસ કે દિવસ રાત્રીનું પણ ભાન રાખતી નહિ. શરીરમાંથી માંસ રૂધીર વગેરે સુકાઇ ગયાં, અને આંખોમાં ખાડા પડયા. શરીર સુકા લાકડા જેવું થઇ ગયું, અને અંગ ઉપર ઉધે લાગી. જેમ સૂર્યનારાયણ પાણીને ગરમીવડે વરાળરૂપ કરી ઉપર ખેંચે તેજ પ્રમાણે આ બાલિકાએ પણ પ્રાણવાયુને બ્રહ્મરંધ્રમાં ચઢાવ્યો. આ પ્રમાણે માંદાયનીએ વનમાં ઉગ્ર તપ કરવા માંડયું. હવે દક્ષના ઘરમાં શી બીના બની તે સાંભળો.

માંદાયનીની આ આશ્ચર્ય વૃત્તિથી તેને સંભારી તેનાં સગાં સંબંધી તથા સખીઓનો સાથ મહા દુઃખમાં પડયો. માંદાયનીને બહુ દુઃખ થયું. માબાપને તે વનમાં જવાથી બહુ માઠું લાગ્યું. એનાં સર્વ હિતસ્વીઓ મોટી ચિંતામાં પડ્યાં, અને સર્વનાં મોઢાં વીલાં થઇ ગયાં. સર્વ એકઠાં મળી ઘડીએઘડીએ તેને યાદ કરે, અને બોલે કે આપણા કોઇનું એણે માન્યું નહિ, હવે કંઇ ઉપાય નથી શું કરીએ કંઇ સુઝ પડતી નથી. પતિરૂપ બંધન એ આ હઠનાં બેડી છે, તેથીજ શરીર રોકી રખાય છે. પણ માણસ પોતાના મનનું ધણી નથી. મનતો મનથીજ વશ થાય કિંવા ન પણ થાય. ચંચળ મનનો વેગ મહાન વાયુના વેગ કરતાં પણ અધિક છે. એને રોકવાનો કંઇ આરોજ નથી. સર્વને એ ચલિત કરે છે. મોક્ષ કે ગંધર્વ, દેવ કે અસુર એ સ

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥६९॥
आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी॥७०॥
विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥७१॥

---

ર્વનું કારણ મનજ છે. જો [૧] મનનો ગુરૂ મનજ થાય, તો સર્વ કામ સરળ રીતે ચાલે. આ દેહરૂપ રથના અશ્વો ઇંદ્રિયો છે, અને મન એ આરથનો સારથી છે. એ સારથી જેમ દોરે તેમ આ દેહ દોરાય છે. વહાલી દીકરી બાળક બુદ્ધિમાં હઠ ધરીને વનને વિષે ગઇ તેથી તેનાં માબાપ મન મારીને સમજી રહ્યાં. માંહાયની સંસારને છોડી મનથી હરિવાયલી વનમાં તપ કરવા લાગી, અને આ તરફ મારા પિતાશ્રીએ અમારાં લગ્નની તૈયારી કરવામાંડી. આ પ્રમાણે લગ્ન સમારંભ શરૂ થવાથી તે સ્થળે મહા સુખ અને આનંદની જાણે સરિતા (નદી) વહેતી હોય એવું દીસવા લાગ્યું.

સીતા કહે છે હે માતા, ત્યાર પછી શું થયું તે કહો. આ જુનું સારૂં વૃત્તાંત સાંભળતાં બહુ સુખ ઉપજે છે. ત્યારે અનસૂયા બોલ્યાં મારા બાપે મનમાં હર્ષ ધરી તે પવિત્ર કામ કરવાને મહર્ષિઓનાં ટોળાં બોલાવ્યાં. સગાં વહાલાં અને મિત્રમંડળ આનંદ ભેર આવ્યાં તે વખતે તે સ્થળ ઘણું રમણીય દેખાવા લાગ્યું. દુઃખનો છાંટો સરખો પણ નજરે પડતો નહિ. જ્યાં

---

[૧] मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।
મન એજ મનુષ્યને બંધન કરનાર તેમ મોક્ષ આપનારને છે આપણે પુરૂષાર્થ કરી મનને જેમ વલણ કરીએ તેમ ચાલે માટે ગુરૂ મનનેજ કરવા.

एषा ब्राह्मि स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति।
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्म निर्वाण मृच्छति ।७२॥
इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्य-
योगो नाम द्वितीयोऽध्यायः ॥२॥

---

ત્યાં સુખની હેલીઓ ઉછળતી જણાતી હતી. શુભ મુહૂર્ત જોઈ હર્ષથી કામ શરૂ કર્યું. ચૈત્ર સુદ ૩ ને ગુરૂવારને દિવસે મનોહર મંડપ રચવામાં આવ્યો. જેની ભુક્તિ મોંઢેથી કહેતાં પાર આવે એવો નથી. ત્યાં અનેક પ્રકારનાં વાજીંત્રો વાગવા લાગ્યાં, અને સર્વત્ર આનંદોત્સવ થઈ રહ્યો. સૌભાગ્યવતી સ્ત્રીઓ શ્રેષ્ઠ શૃંગાર સજી આનંદમાં મંગળ ગીતો ગાવા લાગી. તેમનો સ્વર કોકિલાના કંઠ જેવો અતિ મધુર લાગતો હતો. બ્રાહ્મણો વેદના મંત્રોની ધૂન ચલાવી રહ્યા હતા, અને આશીર્વાદાત્મક મંત્રોથી આશીર્વાદ આપતા હતા. અગ્નિમાં જવ, તલ, આહુતિઓ વિધિ પૂર્વક અપાતી હતી. તે વખતે પુષ્પોની વૃષ્ટિ થવા લાગી અને સર્વને અનુપ હર્ષ થતો હતો. કેશરચંદનના લેપ સાથે અબિલ, ગુલાલ છંટાવા લાગ્યાં. કંકુથી પુરેલા સાથીઆ શુશોભિત દેખાવા લાગ્યા. ચારે વેદોમાં જેમ ઋગ્વેદ ઉત્તમ છે, તથા નામ માત્રમાં જેમ હરિનામ ઉત્તમ છે તેમ સર્વ ઋષિઓમાં ઉત્તમ એવા અત્રિ ઋષિ સાથે 'મારૂં[1] પાણીગ્રહણ કરાવ્યું. વળી જેમ સૂર્યની સાથે ચંદ્ર શોભે તેમ મૈત્રેય નામે મોટા તેજવાળા મુનિ સાથે ચાંદાયનીને પરણાવી. બ્રાહ્મણ, વાયુ, ચન્દ્ર અને વન્હિની સાક્ષીએ દાન દીધાં. માતાપિતા અમને યોગ્ય વર તથા ઘર મળવાથી સુખી થયાં. જેમ દયા સાથે સત્ય, લક્ષ્મી સાથે ઉદારતા,

---

[1] અનસુયાને અત્રિ રૂષિ સાથે પરણાવ્યાં.

। अर्जुन उवाच ।

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥१॥
व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥

---

શીયળ સાથે સૌંદર્ય, અને ભક્તિની સાથે પ્રેમ શોભે તેમ મંડપની મધ્યમાં બંને દંપતી શોભતાં હતાં. જેમ સંતોષ રિપુ સંહારીને શાંતિ પામે, તથા તપસ્વી પરમાત્માના દર્શનથી તૃપ્તિ પામે અને વિદ્વાન જેમ રાજ્ય સભામાં માન મળવાથી હર્ષ પામે તેમ અમારાં માબાપ વિવાહ કાર્ય કરી દીકરીઓને સાસરે વળાવીને મનમાં [1]શાન્તિ પામ્યાં. એ માબાપના પુન્ય પ્રતાપથી હું અહીં આનંદ ભોગવુંછું. મારા મનના કોડ મારા પ્રાણપતિ પવિત્ર શિરછત્ર અત્રિઋષિ પૂર્ણ કરે છે. એ મારા માથાના મણી સાથે હું મનગમતા વિવિધ વિલાસ ભોગવુંછું, અને શુભ સંસ્કારથી એમની સેવાનો લાભ મલ્યો તેથી મારૂં જીવન સફળ થયું એમ સમજુંછું વહાલી બેન ચાંદાયની પણ મૈત્રેય મુનિના આશ્રમે જઈ અતિ સુખી થઇ છે. અને પતિના પાદારવિંદનું પૂજન કરી, વહાલી થઈ સુખ ભોગવે છે.

---

## પ્રકરણ ૩ જું.

### ચાંદાયનીની પતિ સેવા ને તેના પ્રભાવથી વડવાનલનું શાન્ત થવું. માંદાયનીનું ઉગરવું તથા નિષ્કુલમુનિને તેણે આપેલો ઉપદેશ.

ચતુર ચાંદાયની પ્રભાતમાં પતિના ઉઠ્યા પહેલાં ઉઠી

---

"ઈંદ્રવજ્રા વૃત્ત"

૧ આખરે કન્યા ધન પારકું છે, તેને જવાની ધણી પાસ આજે;
આત્મા થયો આ મુજ શુદ્ધ જાણો, માલીકને થાપણ જેમ સોંપી,

॥ श्री भगवानुवाच ।
लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥३॥
न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥४॥

---

સ્નેહથી પોતાના પ્રિય પતિના (વદન) મુખારવિંદનાં દર્શન કરે છે, અને પગમાં માથું નમાવી, તે અબળા આનંદથી અભિવંદન કરે છે. પછી તે પવિત્ર ચિત્તવાળી ચતુર સ્વામીની સ્તુતિ કરે છે, અને ત્યાર પછી પ્રભુના ગુણ ગાઇ ગૃહકાર્યથી પરવારે છે. તે સતી તન અને મનને શુદ્ધ કરી પ્રભુનું ધ્યાન કરે છે. ત્યાર પછી આખો દિવસ પ્રેમથી પતિની સેવામાં ગાળે છે. તે માનુની આવી રીતે ગૃહસ્થાશ્રમનો પૂર્ણ લહાવો લે છે. તેનો પતિ તેણીને મન વાણી અને કર્મથી જાણે પોતાના અર્ધા શરીર જેવી ગણે છે. ચાંદાયની વખતસર પતિને માગ્યા વગર દાતણ પાણી આપે તથા હર્ષથી પતિને સ્નાન કરાવે. ત્યાર પછી જપ, તપ, અને સેવાનાં સર્વ સાધનો તેમની પાસે લાવીને મુકે. વળી તેના પતિ જ્યારે સમાધિ ચઢાવે ત્યારે આનંદયુક્ત થઇ તે સાધવી તેની સમીપ એ હાથ જોડીને બેસે, અને તન, મન તથા ધન પતિના ચરણને અર્પણ કરે. તે અબળા રોજ શુભ આચારથી રહેતી હતી. કદી પણ ક્રોધ કે વિરોધ દેખાડે નહિં. વળી હંમેશાં ધર્મના કામમાં તત્પર રહી, પ્રભુ પાસે સુમતિ માગે. હંમેશાં પરમાત્માની સ્તુતિ કરે, અને ઘણાં કીંમતી વનફળો વીણી લાવે. ત્યાર પછી જવ, જુવાર, સામો અને શાલી વગેરે લાવી પાક બનાવે, અને પ્રથમ પોતાના પતિને જમાડી પછી પોતે જમે. જમ્યા પછી જો પતિ શયન કરે તો પોતે પવન નાંખે અને પતિના પગ ચાંપે. આવી રીતે તે જોડું અનહદ સુખમાં હંમેશાં રહેતું હતું. તેઓ પરસ્પર પ્રેમ સાથી સ્વર્ગસમાન સુખ માણતાં. તે પ્રમદા હંમેશાં પતિનું ભલું

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥५॥
कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६॥

---

કરવામાં તૈયાર રહેતી હતી. વળી મીઠાં વચન બોલી, પતિની આજ્ઞા પ્રમાણે વર્તવાને આતુર રહેતી. પતિની આજ્ઞા પાળ્યા વગર તેણીને શાન્તી થતી નહિ. તે પતિપત્ની એકજ સ્વભાવનાં, અને રૂપગુણમાં સમાન હતાં. સૂર્યનારાયણને જોઇ જેમ કમળ પ્રફુલ્લિત થાય તેમ પોતાના પ્રિય પતિના મુખને જોઇ આ સતીના મનમાં આનંદની લહેરો ઉછળતી હતી. ભોગ વિલાસની જરા પણ ઇચ્છા ન રાખતાં બંને વિશુદ્ધ પ્રેમ રાખતાં હતાં. સંતોષ પૂર્વક સુખ ભોગવી સત્યનું પાલન કરે. જેમ દ્વિજ દૈત્યનું ઉત્તમ અન્ન ખુશીથી ગ્રહણ ન કરે તેમ ચાંદાયની પણ બીજી સ્ત્રીઓના વૈભવ જોઇ પોતાનું મન લલચાવે નહિ. મદ, મત્સર અને મોહને દૂર કરી હંમેશાં સતી ધર્મ પાળે. દરરોજ સવાર સાંજ તે પતિપત્ની હરી કિર્તન કરે, અને જગત્કર્તાનું પવિત્ર મનથી ધ્યાન ધરે. પોતાને ઘેર કોઇ અભ્યાગત આવે તો તેને યથાશક્તિ અન્નદ્રવ્ય આપે. આવી રીતે તેઓ ગૃહસ્થાશ્રમ પાળતાં હતાં, અને મરજી મુજબ સુખ ભોગવી, મનમાં મગ્ન થઇ સુનીતિના માર્ગમાં રહી હંમેશાં મહા સુખ ભોગવતાં હતાં.

અનસૂયા બોલ્યાં હે સીતા, આ પરમ પુનિત સતીનું માહાત્મ્ય તમે સાંભળો. ચાંદાયની ઉપર કહ્યા પ્રમાણે પતિવ્રત પાળી પતિને આધીન રહે, અને રાજ વૈભવ, ભવ્ય ભુવન, રિદ્ધિ સિદ્ધિ, અલંકાર તથા પૈસો એ સર્વનું સુખ પતિપ્રેમમાંજ જાણે. મનને વિષે બીજી કોઇ પણ જાતની ઇચ્છા રાખે નહિ. મુનિ પોતાની સાધ્વી પતિવ્રતા સ્ત્રી તરફ હંમેશ માનની દ્રષ્ટિએ જોતા, અને તે પ્રેમમૂર્તિ સ્ત્રી પણ પોતાના પતિને પ્રાણ સમાન ગણતી,

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥७॥
नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥८॥

---

મુની તેની સર્વ અભિલાષા પૂર્ણ કરતા. એમનો આનંદ કમળ અને ભ્રમર જેવો હતો. ચંપક વૃક્ષને વેલી વીંટાવાથી અથવા વાદળીમાં વીજળીની રેખા પડવાથી, જેવો સુંદર દેખાવ દેખાય છે તેવો દેખાવ આ જોડામાં દેખાતો હતો. તેઓ એક બીજાની ઇચ્છા આંખ ઉપરથી સમજી જતાં હતાં. આવી રીતે સુખાનંદ ભોગવતાં તેઓને બાર વર્ષ વીતી ગયાં. એક દિવસ મુની સૂતા હતા, અને મધ્યાન્હ થયા હતા, તે વખતે પ્રેમદા પ્રેમથી પતિના પાય તળાંસતી હતી. આ શાન્ત વખતે જ્ઞાન વિનોદની વાર્ત્તા ચાલવા લાગી. સ્ત્રી પોતાના પ્રાણપતિને હાથ જોડી બોલી. હે સ્વામીન્ મારા મનમાં આજ એક સંશય થઈ આવ્યો છે. તેનું આપ નિવારણ કરો આ જગત્‌માં પરમાત્માએ અસંખ્ય જીવો ઉત્પન્ન કર્યા છે. માણસ, પશુ, પક્ષિ, જળચર, જંતુ વગેરેમાં પરમેશ્વર મનુષ્યને વિશેષ શા કારણે માને છે? ઋષિ કહે છે. હે કલ્યાણી અને શાણી સતી એમાં કંઇ આશ્ચર્ય નથી. સાંભળ. સર્વ પ્રાણીને ભય, આહાર, નિદ્રા અને મૈથુન એ ચાર સરખાં છે, પણ ભક્તિનું તેમજ વિવેક અને નીતિનું મનુષ્ય સિવાય બીજાં પ્રાણીને જ્ઞાન નથી. પરમાત્માએ મનુષ્યને મન, વાણી અને તર્કશક્તિ એટલાની વિશેષતા આપી છે. એજ કારણથી અતિ દુર્લભ એવો મનુષ્ય દેહ સ્વર્ગાદિક લોકો પણ ચાહે છે. માણસને હિત અને અહિતનો વિચાર છે, અને તે વિચાર જ્ઞાને કરીને વૃદ્ધિ પામે છે. માણસ ભક્તિનીયુક્તિ જ્ઞાનના બળથી જાણે છે. તેથીજ તે મોક્ષ પદને પહોચી વળે છે. અને સ્વસ્વરૂપને ઓળખી મોક્ષાનંદ પ્રાપ્ત કરે છે; માટે આવો દેવતાંઓને

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥९॥
सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥१०॥

---

અતિ દુર્લભ મનુષ્યાવતાર મળ્યા છતાં જે મૂઢમતિ ગમાર તેને સહજમાં ગુમાવી દઈ તેનું સાર્થક કરતો નથી એટલે શ્રી પરમાત્માને પામવા પ્રયત્ન કરતો નથી તેને ધિક્કાર છે. સતી કહે હે પ્રિયપતિ, મુજ પ્રાણાધાર, હે જ્ઞાનના સૂર્ય, મારો સંશય ગયો: પણ આપની ચરણરજ દાસીને એક અચંબો થાય છે કે આ પૃથ્વી ઉપર હજારો પ્રકારનાં મનુષ્ય છે તે સર્વને સમાન સુખ નથી તેમ જ્ઞાનમાં પણ તેઓ સરખાં નથી અને સર્વ જુદા જુદા રંગમાં રમે છે. વળી સ્ત્રી પુરૂષો જુદા જુદા ઉમંગથી માયિક સુખો ભોગવે છે. કોઇ સુખની પરિસીમા ભોગવે છે, તો કોઈ દુઃખના દરિયામાંથી બહાર નીકળતોજ નથી: કોઇ હાથી, ઘોડા, અને રથ ઉપર સ્વારી કરે છે તો કોઈ આખો દિવસ ભારનુ જ વહન કર્યા જાય છે. કોઇનું હજ્જારો દાસ દાસીઓ સેવન કરે છે તો કોઇ દાસ થઇનેજ રહે છે. કોઇ મણીમાણીક્ય કે મોતી વગેરે ઝવેરાતમાં ભરપૂર, તો કોઈ કોડી માટે ભિક્ષા માગે છે. કોઇ દરરોજ નવીન પોશાક ધારણ કરે તો કોઈ હંમેશ નગ્ન શરીરેજ ટાઢ તડકો વેઠે છે. કોઇને ભોજન માટે છએ રસની સવડ હોય, તો કોઇ એક ટુકડા માટે નિશદિન ભિક્ષા માગે છે. કોઇ સદા ભોગજ ભોગવ્યા કરે પણ તૃપ્ત ન થાય, તો કોઇ આખો જન્મારો રોગગ્રસ્ત રહે છે. કોઇ મોટો રાજ્યાધિકારી થાય તો કોઈ પેટ સાટે વેઠીઓ થઇ વર્તે. કોઈ ધર્મકર્મ ધારણ કરે, તો કોઇ અધર્મ આચરણમાંજ મોજ માણે. કોઇ જ્ઞાની તો કોઇ અજ્ઞાની: કોઇ દયાળુ તો કોઇ દુષ્ટ. કોઈ આસ્તિક તો કોઇ નાસ્તિક. કોઈ રાગરંગમાં ગુલતાન તો કોઇ પોકળ વાદમાં ગુલતાન. કોઈ પારકાને

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥११॥
इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्तेस्तेन एव सः ॥१२॥

---

જમાડી ખુશી થાય તો કોઇ પારકું ખાઇ મન કાજી સરખું કરી ખુશ થાય. કોઇ જીભથી વેદનું પઠન કરે તો કોઇ હૃદયમાં શુન્યતાજ ધારણ કરી રહે છે. કોઇ પ્રીતિપૂર્વક બ્રહ્મચર્યવ્રત પાળે તો કોઈ કિશોર વયમાંજ વ્યભિચારી બની બેસે. કોઇને સુનીતિ આદિ શુભાચરણ વહાલાં હોય તો કોઇને જૂઠ, પ્રપંચાદિ દુરાચરણ વહાલાં હોય. આવી રીતે આ જગતમાં સર્વ મનુષ્યોના સ્વભાવ પૃથક પૃથક છે, એવો તે પરમાત્માનો શો બનાવ હશે. સર્વના પ્રેરક (પ્રેરણા કરનાર) એકજ (ઇશ્વર) છે. તો પછી હરેકની બુદ્ધિ જુદી જુદી શામાટે હશે? વળી સ્થુળ અને સૂક્ષ્મ સર્વમાં પરમાત્મા પ્રકાશી રહ્યા છે. તો પછી માણસોને સુખ દુઃખ શામાટે હોવાં જોઇએ? મને તો એ આશ્ચર્ય સરખું ભાસે છે, માટે હે દયાળુ સ્વામી મારા મનનો એ સંશય ટાળો.

મૈત્રેય મુનિ કહે છેઃ—હે સતી સાંભળ. હું જે કહુંછું તેથી તારા સર્વ સંશય દૂર થઇ જશે. આ અખિલ વિશ્વમાં પરમાત્મા પ્રતિબિંબરૂપે સર્વમાં સમાન રીતે વ્યાપ્ત છે. ચંદ્ર આકાશમાં રહ્યા છતાં જેમ જળાશયમાં પ્રતિબિંબરૂપે ભાસે છે તેવીજ રીતે પરમાત્મા નિરાળા છતાં પ્રતિબિંબરૂપે સર્વ ચીજોમાં ભાસે છે; માટે જળકુંડને કાયારૂપ સમજ અને ચંદ્રને પરમાત્મારૂપ જાણ. જળાશય અને કાયાનો નાશ થાય છે પણ ચંદ્રરૂપ શ્રી પ્રભુનો કોઇ કાળે પણ નાશ થતો નથી. એ પ્રમાણે મનુષ્ય સુખદુઃખ સહન કરે છે, પણ પરમાત્માતો તેમનાથી જુદા અને જીવ (આત્મા)ના સાક્ષી છે. પરમાત્માએ સર્વ મનુષ્યને બીજરૂપે સરખું જ્ઞાન આપ્યું છે. તેને કોઈ કેળવીને વધારે

यज्ञशिष्टाशनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापाये पचंत्यात्मकारणात् ॥१३॥
अन्नाद्भवंति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥१४॥

---

છે ને સારાં ફળ ભોગવે છે, અને કોઇ બેદરકાર રહી કેળવતો નથી અને દુઃખમાં ડુબે છે. એમાં પરમાત્માને કાંઇ દોષ દેવા સરખું નથી. જેમ ઘણા માણસો ઘહું ખરીદી લાવે છે. તેમાંથી કોઇ મિષ્ટાન બનાવે છે તો કોઈ ઘેંસ બનાવે છે; પણ વસ્તુ એકજ છે. એમાં ફક્ત કેળવણીનોજ ફેર છે, ઘહુંનો કશો દોષ નથી. વળી જેમ કૃષિકાર (ખેડુત) કપાસ પકવે છે અને તે વણકર લઈ જાય છે. તેમાંથી કોઈ સેનો વણે, ને કોઇ ખાદી અથવા દોટી વણે, હવે સેનાનું મુલ્ય વધારે ઉપજશે, અને ખાદી હલકી કીંમતે વેચાશે. એમાં બિચારા ખેડુતનો શો દોષ? તેમ કપાસનો પણ શો દોષ કહાય? જેને પ્રથમથી જેવો સંગ હોય તેને તેવોજ રંગ આવે. સુતર મૂળથી ધોળું છે પણ તેને જેવો રંગ ચઢાવે તેવા રંગનું તે દેખાય. એજ પ્રમાણે જીવને પણ સંગતિનું ફળ મળે છે. એમાં ભગવાન દોષિત નથી. જીવ જ્યારે માયામાં રચીપચી રહે તો પછી અજ્ઞાનરૂપ તિમીરપટ ઘેરી લે તેમાં શી નવાઇ! કામ, ક્રોધ, મદ, મત્સરાદિ છ રિપુઓ જીવને જેમ દોરે તેમ તેને વશ થઇ જીવ દોરાય તો પછી તે દુઃખમાં પડે, એ નિર્વિવાદ છે. જો જીવ દયા, સત્યતા સાસસારનો વિચાર, વિવેક વગેરે પકડે તો તેને માયાનું બંધન શું કરવાનું હતું? ધર્મરૂપ શાસ્ત્ર (હથિઆર) ને ધારણ કરી તેનાથી એ છ રિપુઓને સંહારે તેને પરમાત્મા પીડતા નથી. જ્યારે જ્ઞાનનો પ્રકાશ થાય છે ત્યારે માયાની પાસ છુટી જાય છે. જેના મનમાં અવિદ્યા (અજ્ઞાન) એ વાસ કર્યો છે તે કમનસીબ જાતે પીડાય છે, અને તેનેજ સુખ દુઃખ આવર્ત કરે છે. તથા

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥१५॥
एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥१६॥

---

હર્ષ શોક હંમેશાં સતાવે છે. જે પોતાનું કે મૂળ સ્વરૂપ ભૂલી જઈ પરમાત્માને વિસરી માયાનો ઉપાસક થાય, તેને કદી પણ આનંદની પ્રાપ્તી થતી નથી; પણ અધમ કર્મ કરનારો અતિશય રીબાય છે. એમાં અવિનાશી પરમાત્માનો દોષ નથી. આ પૃથ્વીપર અનેક પ્રકારનાં વૃક્ષો ઉગે છે, અને તે સઘળાં વરસાદ થીજ પોસાય છે; પરંતુ તે બધાનો સ્વાદ એક સરખો હોતો નથી. કોઇ મીઠું હોયતો, કોઇ કડવું હોય. કોઇ માણુસનું જીવન નભાવે તો કોઇને સ્હેજ ચાખતાંજ માણુસ મરી જાય છે. એમાં જાણ્યા વગર વૃક્ષને દોષ દેછે; પણ દોષ પોતાનોજ હોય છે. એજ પ્રમાણે આ સંસાર એક સુંદર બાગ જેવો છે. તેમાં ગુણ અને અવગુણ રૂપ અનંત વૃક્ષો ફાલી રહ્યાં છે. ગુણના ફળને જ્ઞાનીઓ લઈ લેછે, અને અજ્ઞાની ( માયા મોહમાં ફસી પડેલા ) તે ભૂલીને અવગુણનાં ફળ ચાખી મૃત્યુ નીપજાવેછે ( જ્ઞાન મેળવતા નથી ) માયાના જે વિવિધ વૈભવ છે તે બધા સુખના સાધનરૂપ નથી. સુખનું સાધનતો સ્વધર્મ અને પરોપકારજ છે. તેમજ વળી પરમ સંતોષ, નિવૃત્તિ, પરમાત્મા ઉપર અનુરાગ, પ્રીતિને સુનીતિ તથા શાન્તી, ઉત્તમ જ્ઞાન, અને સત્સંગ એ પણ સુખનાં સાધનો છે. જે નેક રસ્તે ચાલી હકનુંજ ખાય તેને નીરાંતે ઉંઘ આવે છે. હે સતી અનીતિને દુઃખનું મૂળ માન. વળી ક્રોધ, લોભ એ પણ દુઃખનાંજ સ્થાન છે. ઈર્ષા (અદેખાઇ) દ્રોહ, કામ, અને મોહ એ પણ દુઃખનાં ક્ષેત્રો છે. છળકપટ પાપ કર્મ કરાવે છે. જેના મનમાં ગર્વ ભરેલો હોય તે આખા સંસારમાં સર્વ માણુસને શત્રુઓ જુએ છે, જેને હરી સ્મરણ વહાલું

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥
नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थ व्यपाश्रयः ॥१८॥

---

નથી, તેનું કષ્ટ કદાપી મટતું નથી. જે પાપ કર્મમાંજ નિશદિન મશગુલ રહે તેના પાપનો છેડોજ નથી. જેને પરમાત્મા ઉપર પ્યાર નથી, તેનો આનંદ અખંડ સમજવો નહિ. આત્મા પોતે શુદ્ધ છે, પણ કુસંગત થવાથી મલિન થએલો દેખાય છે. જો સુવર્ણમાં કથીર ભળે તો સુવર્ણની કિંમત મળે નહિ. એમાં શંસય શાનો? જુઓ કે વરસાદનું પાણી ચોખ્ખું હોય છે, પરંતુ જમીનના સંગથી તે સ્વાદે બદલાય છે. વાયુ નિત્ય શુદ્ધ છે પણ તે દુર્ગંધવાળી જગામાં થઇને વહેતો કુવાસ આપે છે, અને જો પુષ્પ વાટિકામાં થઇને વહેતો હોય તો સુવાસ આપે છે. એજ પ્રમાણે આત્મા માયામાં વીંટાય તો માયાના સંગથી દોષિત થાય, અને સ્વ સ્વરૂપને ભુલે, પણ એજ આત્મા જો જ્ઞાન ધર્મમાં પરાયણ રહે તો અવશ્ય મુક્ત થાય. એટલે તેના સુખદુ:ખનો નાશ થાય. ઉપર પ્રમાણે ઋષિવર્ય શ્રીમૈત્રેયમુનિનું વ્યાખ્યાન સાંભળી તે સ્ત્રીના સર્વ સંશયો ટળી ગયા, અને તે મહાન્ સુખ (સંતોષ) પામી પોતાના પતિને પગે પડી.

સતી ચાંદાયની મૂળથીજ શાંત પ્રકૃતિની હતી, અને પોતાના ભર્તાનો આવો શુભ ઉપદેશ સાંભળ્યો તેથી વિશેષ શાન્ત થઈ. મુનિ નિદ્રાને વશ થયા, અને પ્રેમદા તેમના પગ ચાંપતી બેઠી, એટલામાં ત્યાં આગળ એક કૌતક થયું.

જ્યાં માંદાયની સમાધી ચઢાવીને તપમાં બેઠી છે, તે વનમાં આગ લાગવાથી પશુ, પક્ષી, વૃક્ષાદિ બળીને ભસ્મ થવા લાગ્યાં. આગ વધારે વધારે પસરવા લાગી. હવે માંદાયનીને બળી

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥१९॥
कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥२०॥

---

મરવાનો પ્રસંગ આવ્યો. એને બળતી કોણ બચાવે? તેને સમાધીમાં આજનું કશું ભાન નહોતું. પણ ચાંદ્રાયનીને પોતાના પતિવ્રતના પ્રભાવથી આ વાતની ખબર પડી. તે મનમાં બોલી કે આ દાવાનળ મારી બેનને બાળી ભસ્મ કરશે. ત્યાં એ બિચારી અનાથનું કોણ બેલી! આવી રીતે ચાંદ્રાયની શોચના કરવા લાગી. તેના પતિ ભર ઉંઘમાં હતા. તેથી તે ચતુરા મનમાં વિચાર કરે છે કે નિદ્રા સુખમાં વિરોધ કરવો એ શાસ્ત્ર વિરૂદ્ધ છે માટે એમને જાગ્રત કેમ કરાય? અને આજ્ઞા વગર કંઈ પણ કાર્ય કેવી રીતે કરાય? બેન ઉપરના માયિક મોહથી તેણીની આંખોમાં અશ્રુ ભરાઇ આવ્યાં, અને તે શ્રીપરમાત્માની સ્તુતિ કરવા લાગી. કે હે અખિલ વિશ્વના અધિપતિ તમે મારી બેનની વારે ચઢજો. તે તમારે આધાર છે તેણીનું વિઘ્ન દૂર કરજો. તમારા આધીન ઉપર એ બાળા વનમાં ગઈ છે. હમણાં તે અગ્નિની વચોવચ્ચ છે. હે દયાળુદેવ રક્ષણ કરજો. હે દેવ તમે ભક્તવત્સલ છો. ભયનું હરણ કરનાર છો. હે નાથ તમારી લીલા અકળ છે. તમે શરણે પડેલાની લાજ હંમેશાં રાખોછો. હે દેવ તમે સમર્થછો. આ પ્રમાણે ચાંદ્રાયની ઇશ્વરની સ્તુતિ કરતી હતી અને પોતાના પતિના પગ ચાંપતી હતી, એટલામાં ત્યાં આગળ એક નવી વાત બની.

નિષ્કુલ નામે એક ઋષિપુત્ર વનમાં તપ કરતા હતા. તેણે માયાની મોહક ઉપાધી તજી, પ્રીતિપૂર્વક સમાધી ધારણ કરી હતી અને આસનવાળી પ્રભુનો જાપ જપતા હતા. તેને દિવસંરાત્રીનું ભાન નહોતું. તેના આશ્રમમાં એક ઝાડ હતું. તેની છાયા આ

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥२१॥
न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥

---

સમાધી ધરતા મુની પર પડતી હતી. તે વૃક્ષપર એક બગલી આવી બેઠી અને પાકાં ફળ ખાવા લાગી. ત્યાર પછી તે બગલીની વિષ્ટા ઋષિના અંગ પર પડી, તે જોઇને ઋષિનું મન ભંગ થયું. તેમણે ઉચું જોઈ શોધ કરી તો બગલી દીઠી. તેને જોવાથી ઋષિને ગુસ્સો ચઢયો. તે બોલ્યા હે દુષ્ટા, તેં અંગને અપવિત્ર કરી તપ ભંગ કર્યું, માટે તને હું શ્રાપ આપુ છું કે તું બળીને ભસ્મ થઇ જા. આ વાકય નીકળતાંજ બગલી ઉડી કે તરતજ બળીને ભસ્મ થઇ ગઇ. પોતાનો શ્રાપ પરિપૂર્ણ લાગ્યો એ જોતાંજ ઋષિને ગર્વ થયો, અને તે મનમાં કહેવા લાગ્યો કે, હવે મારૂં સર્વ તપ સફળ થયું, મારામાં ખરૂં સામર્થ્ય આવ્યું. હવે મારા તપમાં કંઇ પણ ન્યુનતા રહી નથી, તેથી હું જે ધારીશ તે કરી શકીશ. હવે હું મારા તપોબળથી આ પૃથ્વીને પણ ધ્રુજાવવા સમર્થ છું. ચિંતન માત્રથી બીજી સૃષ્ટિ પેદા કરૂં, ગગન મંડળને નીચે લાવું, અસ્તાચળ પર સૂર્યનો ઉદય કરૂં; આ પ્રમાણે મનમાં હજારો તરંગો કરવા લાગ્યો અને મનમાં ઘણું અભિમાન લાવ્યો. પછી શુદ્ધ જળથી સ્નાન કરી ક્ષુધાતુર હોવાથી ભિક્ષાર્થે કોઇ ગૃહસ્થને ઘેર જવા નીકળ્યો, પ્રથમ ચાંડાયનીનું ઘર આવ્યું. બારણે ઉભો રહી બોલ્યો કે ભિક્ષા આપો. અહીંઆં સ્ત્રી પોતાના પતિના ચર્ણ તળાંસતી હતી તેથી તેમની આજ્ઞા વગર ઉઠાય એવુ નહોતું, માટે પેલા ઋષિને બે-ચાર ઘડી ખોટી થવુ પડયું. ચાંડાયની મનમાં શોચના કરે છે કે અતિથી બારણે ભિક્ષા માટે ઊભા છે, વનમાં બેનને માટે દાવાનળ શાંત કરવાની જરૂર છે, અને ઋષિરાજ તો નિદ્રાવશ

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥२३॥
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥

થયા છે હવે શું કરૂં! આ શોચનાનો ભેદ પેલો ૠષિ સમજતો નહોતો તેથી તે મનમાં ક્રોધ લાવી ઉભોજ રહ્યો. એટલામાં મૈત્રેય મુની નિદ્રામાંથી જાગી ઉઠ્યા અને પોતાની સ્ત્રીને ભયભીત થએલી દીઠી. તેણે મધુર વાણીથી સ્ત્રીને કહ્યું કે હે શાણી સતી તને શું સંકટ પ્રાપ્ત થયું છે? જેથી તારૂં મુખ કરમાયલુ દેખાય છે? હે ભાગ્યવતી ચિંતાનું કારણ જલદી કહે; હું તારી ચિંતા દૂર કરીશ. તારા મનમાં જે ઇચ્છા હોય તે સુખેથી નીવેદન કર. હું તારી અભિલાષા પૂર્ણ કરીશ. પોતાના પતિની આવી મધુર વાણી સાંભળી તે સ્ત્રી પતિને પ્રણામ કરી બોલી. હે સ્વામીનાથ, હે સુખના ધામ, આપ દાસીની વિનંતી શ્રવણ કરો. * દ્વાર આગળ અતીથિ ભિક્ષાર્થે ઉભોછે તેને ભિક્ષા આપવી એ ઉત્તમ કાર્યછે. વળી બીજી વિનંતી એ છે કે મારી વહાલી બેન માંદાયની જે વનમાં સમાધી ચઢાવી તપ આચરે છે તે વનમાં ભયંકર દાવાનળ પ્રગટ્યો છે; તોપણ તે તપમાંથી જાગતી નથી. એની પર્ણકુટી જો બળી જશે તો મારી વહાલી ભગિની પતન પામશે, માટે આ બંને કામો કરવાની મને આજ્ઞા આપો. પોતાની અર્ધાંગનાનાં આવાં નમ્ર વાક્ય સાંભળી મૈત્રેયમુની બોલ્યા. હે રત્નરૂપ સ્ત્રી તારી બેનનું રક્ષણ

* પુજ્ય સ્વામીની આજ્ઞાથી સતી કુન્તા માતાનો અતીથિ સત્કાર કરવાનો દ્રઢ નિયમ હતો, અને તેથી તેઓએ દુર્વાસા ૠષિને પ્રસન્ન કરી પાંચ વીર્યવાન પુત્ર પ્રાપ્ત કીધા હતા, માટે પુજ્ય સ્વામીને પ્રસન્ન કરી સન્નારીઓએ કંઇ પણ કામ્ય ઇચ્છા વગર અતીથિ સત્કાર કરવો જેથી પરમ પદને પમાય છે.

सक्ताः कर्मण्य विद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥२५॥
न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् २६॥

---

કરવા યત્ન કર, અને ત્યાર પછી અતિથીને ભિક્ષા આપી પરિતાપ તજી દે. હે પવિત્ર સ્ત્રી તું મંગળમૂર્તિ છે તેં ધારેલાં કામ સુખેથી પૂર્ણ કર.

સીતા કહે છે. હે માત આ પરમ પવિત્ર વૃત્તાન્ત સાંભળવાથી અતિ સુખ ઉપજે છે. ત્યાર પછી શું થયું તે કૃપા કરીને કહો. પતિવ્રતા ચાંડાયનીએ વડવાનલને શી રીતે શાન્ત કીધો અને અતીથિને કેવી રીતે સંતોષ્યો તે કહી મારા મનનો સંદેહ દૂર કરો. અનસૂયા બોલ્યાં. હે સીતા સ્વસ્થ ચિત્તથી સાંભળો. પતિવ્રતા ઉપર શ્રીપરમાત્માની અધિક કૃપા હોય છે, અને તેથીજ પતિવ્રતા સ્ત્રીઓમાં અલૌકિક શક્તિ આવે છે. પતિવ્રતાને કોઇ પણ કામ કઠણ પડતું નથી. એવી સ્ત્રીઓ અબળા છતાં સત્યના આધારવડે સબળા કહેવાય છે. ઇશ્વર એઓને ઇચ્છિત ફળ આપી તેમનું સંકટ દૂર કરે છે. સતી ચાંડાયનીએ પોતાની નાની બેનને માથે આવી પડેલું દુઃખ દૂર કરવા પોતાના ડાબા હાથમાં જળનું કમંડલું લીધું. પછી હાથ જોડી તે સતીએ પ્રથમ પોતાના પ્રીયપતિને નમન કર્યું. ત્યાર પછી પ્રેમપૂર્વક પરમાત્માની *સ્તુતિ કરવા લાગી. હે દીનબંધુ, હે દામોદર, હે કેશવ, હે અચ્યુત, હે કમળાપતિ, હે અનંતકોટી બ્રહ્માંડના ઇશ્વર, હે ભક્ત વત્સલ ભગવાન, તમે તમારા ભક્ત જનોનું હમેશાં દુઃખની વખતે રક્ષણ કરો છો. પૂર્વે તમે નિભાડામાંથી બિલાડીનાં બચ્ચાંનું રક્ષણ કર્યું હતું. હે પુરાણપુરુષ આપે બળતા

---

*આવી સ્તુતિ વિષ્ણુપુરાણમાં બહુ સરસ રીતે છે. તેમ શિવરહસ્ય તથા ભાગવતાદિ ગ્રંથોમાં પણ છે.

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥२७॥
तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥२८॥

---

સ્થંભમાં પ્રગટ થઇ પ્રલ્હાદજીનું રક્ષણ કર્યું હતું. વળી ગ્રાહના મુખથી ગજને ઉગાર્યો હતો; તથા અંબરીશનું રક્ષણ કર્યું હતું. પાંડવોની જીત કરી, સતી દ્રૌપદીનાં ચીર પૂરી તેનાં લજ્જા રાખી હતી. વળી હે શ્યામ સુંદર, વિષને બદલે વિષયા કરી ચંદ્રહાસના પ્રાણનું રક્ષણ તમેજ કર્યું હતું. રૂકમાંગદનો તમેજ મોક્ષ કર્યો હતો. તથા દિલીનો ભય તમેજ દૂર કર્યો હતો. હે શ્રીહરી તમેજ પૂર્ણ પ્યારથી હરિશ્ચંદ્રનું સત્ય સાચવ્યું હતું. તથા વનને વિષે પારધીના પંઝામાં સપડાયલી દમયંતીના શીયળનું રક્ષણ કર્યું હતું. આવી રીતે હંમેશાં તમે તમારા ભક્તોનું રક્ષણ કરોછો, માટે આ દીનદાસીની વિનંતી છે કે તમારી ભક્તિમાં અનુરક્ત રહેલી એવી મારી કનિષ્ઠ ભગિની માંદાયની તેને અગ્નિથી અભય કરો. આવી રીતે સ્તુતિ કરતી પર્ણકુટીની પ્રદક્ષિણા તથા જળની ધારા કરતી, ડગલાં ભરી ચાંદામની બોલી હે દયાળુ દેવ મારાથી કદી પણ પતિની આજ્ઞાનો ભંગ થયોજ નથી. જો મેં પૂર્ણ પ્યારથી મારા પતિની સેવા કરી હોય, જો કદીપણ અસત્ય ભાષણ કર્યું ન હોય, જો નિત્ય સત્ય પરાયણજ રહી હોઉં, જો પતિમાં અને પ્રભુમાં અંતર સમજ્યું ન હોય અને સ્વપ્નમાં પણ પરપુરૂષ તરફ કુદ્રષ્ટિ કરી ન હોય તો આ દાવાનળ હોલવાઇને શીતળ થઇ જઇ મારી બેનનું રક્ષણ થજો. સતીએ આ બધી ક્રિયાઓ પોતાના ઘરમાં અનેકજ કરી હતી. તેના આ ઉદ્ગારોથી જાણે મંત્રથી વિષ ઉતરી ગયું હોય કે વિજળીથી સમાચાર પહોંચી વળ્યા હોય તેમ ક્ષણવારમાં દાવાનળ શાન્ત થઇ ગયો. શું આર્ય સતીઓનો આવો

प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥२९॥
मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममो भूत्वा युद्ध्यस्व विगतज्वरः ॥३०॥

---

પ્રભાવ! ત્યારે તો તમો સાક્ષાત્ લક્ષ્મીરૂપજ છો. દેવને પણ દુર્લભ એવાં કામ તમે સહજ વારમાં કરી શકો છો. તમારામાં દૈવી શક્તિ છે. અસ્તુ. હવે આગળ ચાલીએ. જેમ અંતઃકરણના વિચારોને જીભદ્વારા બોલીએ છીએ, તેમ આ સતીએ ઘેર બેઠાં અપાર અગ્નિને જોતજોતામાં શાન્ત કરી દીધો અને મનમાં અપાર હર્ષ પામી. વારૂ. આટલી વાર સુધી પેલો અતીથિ કે જે ભિક્ષાર્થે દ્વાર આગળ ઉભો હતો તેનું શું થયું તે જોઇએ. તે બિચારો ચાંદાયનીએ ઉપર પ્રમાણે યથાવીધિ ઇશ્વરપ્રાર્થના કરી પોતાની દૈવી શક્તિ ( પતિવ્રત ધર્મ ) વડે અગ્નિ શાંત કર્યો તે સમજયોજ નહોતો. તેથી તે મનમાં ક્રોધ કરી બોલ્યો કે આ સ્રી પાપીણી છે. એ ભિક્ષાની પેરવી કરતીજ નથી. એટલામાં તે સતી હાથમાં વનફળ લઇને આવી, અને પ્રેમથી ઋષિ પ્રત્યે બોલી. હે ઋષિરાય, લો આ વનફળ. નિરાંતે આરોગો. ત્યારે તે ઋષિ ક્રોધાતુર થઈને આંખો લાલચોળ કરી બોલ્યા. વિવેક ધર્મ ભૂલી જઇ અને મનમાં ગર્વ ધરીને ઘરમાં સંતાઇ જઇ; મને તેં ખોટી કર્યો. વળી ગ્રહસ્થાશ્રમનો ધર્મ લોપી તેં આ અયોગ્ય કર્મ આચર્યું માટે પ્રેમ વગરની તારી ભિક્ષા મારે વિષ્ટા બરોબર છે. તેં ભુખ્યા ઋષિને બારણા આગળ ખોટી કર્યા, અને પાપને ગણ્યું જ નહિ એ અપરાધ કંઇ થોડો નથી; માટે મને લટેછે કે તને શ્રાપ આપું. એસાંભળી ચાંદાયની બોલી. હે મુનીરાય સાંભળો. અમો સ્રીઓથી પતિની આજ્ઞા વગર શીરીતે ઉઠાય? મારા પતિ નિદ્રાવશ હતા અને હું તેમના પગ ચાંપતી હતી. એ દરમ્યાન મારી વ્હાલી બેનનો આશ્રમ સળગી ઉઠયો તેથી મારા અંતઃ

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥३१॥
ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२॥

---

કરણુમાં બળતરા પેદા થઈ. જ્યારે મારા સ્વામીનાથ જાગ્યા ત્યારે તેમની આજ્ઞા લઈ પરમેશ્વરની પ્રાર્થના કરવાથી તે આશ્રમ હોલવાયો. ત્યાર પછી તરતજ ભાવપૂર્વક આ ભિક્ષા આપવા માટે આવીછું. આવાં સત્યયુકત તથા સુશીલ વાકય કહ્યા છતાં પણ અતિથીનો ક્રોધ સમ્યો નહિ, અને તેણે ગર્વથી ઘણા શબ્દપ્રહારો ચાંદાયનીને કર્યા. ત્યારે તે સતી બોલી. તપસ્વીને આવો તમોગુણ જરાપણ શોભતો નથી. એ સંતનાં લક્ષણ નહોય. તમે આ વેશને ફોગટ વગોવો છો. કોયલનું સૌંદર્ય તેનો સુસ્વરજ છે. સ્ત્રીઓનું સૌંદર્ય તે સુશીલપણું છે. તપસ્વીઓનું સૌંદર્ય તેમનામાં જે ક્ષમાનો ગુણ હોયછે તેજછે. એ ધર્મ તમે મનમાં વિચારો. ક્ષમાને ભૂલી જઈ આટલો બધો ક્રોધ શામાટે કરોછો. તમારી શક્તિ મને અજાણી નથી. હવે વધારે બોલશો નહિ. બિચારી નિરપરાધી બગલીને શ્રાપ આપી બાળી ભસ્મ કરી તેમાં શું મોટું પરાક્રમ કર્યું ? હું કંઇ તે બગલી જેવી નથી પણ સદા પતિ ધર્મપરાયણ રહુંછું. મને શ્રાપની જરાએ બીક નથી, કેમકે સહાય કરનાર શ્રીહરી છે. નીતિને રસ્તે ચાલતાં કંગાલને પણ દુઃખ દેનાર કોણ છે ? સર્વનો બેલી ઇશ્વર છે. જે બીકણ હોય તેજ યુદ્ધમાં ધ્રુજે. કાચા હૈયાના ફસોડી વખતે બીએ છે. વધુ શું કહું ? ઋષિરાય જો ભૂખ લાગી હોય તો આ પકવ ફળો આરોગો. નહિતો તમારી મરજી. સતી ચાંદાયનીનાં આ વચનો સાંભળી તે વીપ્રતો સ્તબ્ધજ બની જઈ બધો ગર્વ ઉતરી ગયો, અને ઉલટો પસ્તાવો કરવા લાગ્યો. તેનું મોઢું વીલું પડી ગયું, અને નિસ્તેજ દેખાવા લાગ્યો.

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥३३॥
इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्नवशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥३४॥

---

આંહાયનીની આ વાણી સાંભળી વિપ્રે જાણ્યું કે એ પતિવ્રતા સતી સ્ત્રી છે. તેથી મનમાંથી ગર્વનો ત્યાગ કરી નરમ થઇ વિચાર કરવા લાગ્યો કે આ સ્ત્રી ખરેખર લક્ષ્મીજ છે. એણે મનુષ્યાવતાર તો માત્ર નામનોજ ધારણ કર્યો છે. આહાહા !! શો એનો પ્રભાવ ! કેટલી એની અદ્દભુત શક્તિ ! કે જેની આજ્ઞા અગ્નીએ માન્ય કરી. એણે પોતાની બેનને અગ્નીથી બચાવી. નિઃશંક એ ચતુરા ત્રિકાળજ્ઞાની છે ! ધિક્કાર છે મને કે આવી સતીનો તિરસ્કાર કર્યો. બગલીને જે મેં શ્રાપ આપી ભસ્મ કરી તે મારા મનની વાત એણે જાણી લીધી. આટલી બધી જ્ઞાની છતાં ગ્રહસ્થ ધર્મ પરાયણ છે. મને હજારવાર ધિક્કાર છે, કે માબાપના પ્યારને વિસારે પાડી [1]પુત્ર ધર્મથી વિમુખ થયો. વળી પતિવ્રતા એવી મારી અર્ધાંગના તેને તજી ઉલટી કૃતી આચરી, અંગે રાખોડી ચોળી ઝોળી પકડી ઘેર ઘેર ભિક્ષા માટે યાચના કરી. મારૂં અત્યાર સુધીનું તપ અફળ ગયું. એક સ્ત્રીએ મને માનભંગ કર્યો. હવે શું તપ બળ અજમાવું. હવે એ સ્ત્રીને શી શક્તિ બતાવું. હું એની બરોબર નથી. એ મારાથી વધારે તપોબળવાળી છે: જેમ ખંડીઆ રાજાઓ ચક્રવર્તી રાજાને આધીન થઈ રહે છે, તેમ હવે મારે પણ બેસી રહેવું જોઇએ. આવી રીતે તે દ્વિજ મનમાં ઝાંખો પડયો. સ્ત્રી જાતિમાં આવી અલૌકિક શક્તિ છે, એવું સમજી મનમાં બહુજ શા-

---

[1]પુત્રનો ધર્મ માબાપની સેવાજ છે. શ્રવણ, પાંડવ, વિઠ્ઠલ, વિગેરે માતપિતાની સેવાથી મોક્ષ પામ્યા છે. દેવોમાં પણ ગણેશજી માતપિતાની સેવાથીજ રિદ્ધિસિદ્ધ પામ્યા છે.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥३५॥
। अर्जुन उवाच ।
अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥३६॥

રમાયો. જેમ સૂર્યના ઉદયથી નક્ષત્રો સહિત ચંદ્રમા નિસ્તેજ થઈ જાય તેમ તે નિસ્તેજ થઈ ગયો. પ્રિય વાચકો! મનમાં વિચારે કે પતિવ્રતા સ્ત્રીમાં કેટલું બધું સામર્થ્ય છે! આ સ્ત્રી સતીના પ્રતાપ આગળ તપસ્વી દ્વિજ પણ તેજ રહિત થઇ જઇ હાથ જોડી કાલાવાલા કરી કહેવા લાગ્યો. હે બાઈ ધન્ય છે તમને. હું તમને નમન કરૂંછું. હું અલ્પ બુદ્ધિછું. તમે સ્ત્રી છતાં રત્નછો. હું પુરૂષ છતાં પથ્થરછું. તમે જ્ઞાન ગુણાલંકૃત અને અપ્રતિમ મહિમાવાળાંછો. હે સતી શિરોમણી મનમાં દયા લાવી મારો અપરાધ ક્ષમા કરી હું આપ ભગવતીને શરણ પડયો છું તો મને ઉપદેશ આપી મારા ક્લેશની નિવૃત્તિ કરો. હે કૃપાસાગર બાઇ, કૃપા કરીને મને ત્રિકાળજ્ઞાન આપો. આમ બોલી તે તપસ્વી ચાંદાયનીની પ્રદક્ષિણા કરી પગે લાગ્યો. ત્યારે ચાંદાયની વિવેકથી બોલી: હું સ્ત્રીજાતછું. મારો ધર્મ સ્વામીની સેવા કરવાનોજ છે. ઉપદેશ આપવાનો મને અધિકાર નથી, તે તમે પણ જાણતા હશો. તમે વેદનું પઠન કરનારા અને ઉપનયનના સંસ્કાર વાળાછો. તમને ઉપદેશ આપવા જેટલી અમારી સ્ત્રીજાતિની શકિત નથી. વળી બ્રાહ્મણને સ્ત્રી જાતિથી બોધ આપાયજ નહિ; એવી શાસ્ત્રની મર્યાદાછે, માટે આપને કહું તે ઉપાય કરો, કે જેથી પાપથી મુક્ત થાઓ અહિંથી ચાર યોજન દૂર ચંદનપુર કરીને શહેર છે. ત્યાં એક [1]ખાટકીનો વીરભાંડક

[1]ખાટકી અસલના વખતમાં જે સોકો, સાતિક વગરની ચીજો વેચતા તેને કહેતા. જેમકે ગાજર મિગેરે.

। श्री भगवानुवाच ।

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥३७॥
धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥३८॥

---

નામે પુત્ર છે. તે ત્રિકાળજ્ઞાની છે, અને પરમાત્માનો પરમભક્ત છે. તેની પાસે તમે જાઓ. તે તમને ઉપદેશ આપશે. સતીની આ અમૃત સરખી વાણી સાંભળી ઋષિએ હોંસથી ભિક્ષા ગ્રહણ કરી, અને તે સતીનું વચન પ્રેમપૂર્વક માન્ય કરી ત્યાંથી રસ્તે પડી ચંદનપુર પ્રતિ આવી પહોંચ્યા.

---

## પ્રકરણ ૪ થું.

### માતા પિતાની સેવાથી ત્રિકાલજ્ઞાની થવાય છે તે સંબંધે વીરભાંડકે નિષ્કુલમુનિની કરેલી ખાત્રી.

સંસારનો ભય દૂર કરવા માટે હર્ષથી તે તપસ્વી બ્રાહ્મણ વીરભાંડકને મળવાની લાલસાથી સત્વર તેના ઘર આગળ આવી પહોંચ્યા. પાડોશીને પુછતાં ખબર પડી કે વીરભાંડકનાં માબાપ આંધળાં છે, અને તેની સ્ત્રી ઘરમાં નથી. જો તમારે જરૂરનું કામ હોયતો તેની દુકાને જાઓ. ચોકમાં ડાબા હાથ ઉપર તેની દુકાન છે. આ સાંભળી તે વિપ્રે હોંસ ધરી નિશાની પ્રમાણે ચાલવા માંડયું. થોડીવારમાં આઘેથી વીરભાંડકને જોયો. તેની આગળ [૨]માંસની છાબ જોઈ ભીતિ પામી મનમાં અતિશય

---

[૨]માંસ અસલમાં આદુ, કોળુ, વગેરે વસ્તુને કેહેતા. જેમકે આદુ એ બકરાના માંસ તરીકે હજુ ગણાય છે. તથા કોળાને મહિષના માંસ તરીકે ગણે છે. એ વીરભાંડક હાલનાજેવો હિંસક ખાટકી નહોતો.

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥३९॥
इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०॥

---

વિમાસવા લાગ્યો અને બોલ્યો હું મારી મેળેજ મૂર્ખો બન્યો. ચાંદાયનીએ જાણી જોઇને મને અહિં ફોકટ અથડાવ્યો. હું કેવો મૂર્ખ કે માંસ વેચનાર વીરભાંડક પાસે પેલી વનિતાના કહેવાથી ઉપદેશ લેવા આવ્યો ! આતો પાણીમાંથી અગ્નિ ખોળવા જેવું થયું. હું મૂઢ અજાણતાંજ આ પાપીના ઘર પ્રતિ આવ્યો. ઘણા સંતો અને મહાત્માઓને તજી એક નીચની પાસે જ્ઞાન લેવા જવું એ મૂર્ખાઇ ભરેલું છે. અરેરે ! આ કસાઈમાં તે વળી ત્રિકાળજ્ઞાન હોતું હશે ! શું કંગાલ માણસ દારિદ્રય દૂર કરી શકે ? નહિજ. આવી રીતે તે બ્રાહ્મણ મનમાં હજારો પ્રકારના વિચાર કરવા લાગ્યો. તેના વિચાર જાણી લઈ વીરભાંડકે તેને આદર પૂર્વક પ્યારથી બોલાવ્યો. વીરભાંડક બોલ્યો અહો! નિષ્કુલમુની આપ ભલે પધાર્યા. મારા ઉપર આપે ઘણી કૃપા કરી. આપના આગમનથી આજ હું કૃતાર્થ થયો. મારૂં ઘર પાવન થયું, અને મારાં પ્રાશ્ચિત આપના ચરણના સ્પર્શથી બળી ગયાં. હે ઋષિરાય સતી ચાંદાયનીના કહેવાથી આપ અહિ આવ્યાછો. એમ કહી સર્વ વાત વગર પુછે વિસ્તારથી કહી, અને તેનો સંશય દૂર કર્યો. આ સાંભળી નિષ્કુલમુનીને વધારે આશ્ચર્ય લાગ્યું. તેણે વીરભાંડકના ચરણને વંદન કર્યું, અને કહ્યું વીરભાંડકજી આપ મોટા ત્રિકાલજ્ઞાની, આનંદી અને સુખના સાગરછો. હું આપનો દાસછું. હું જ્ઞાનનો અભિલાષીછું, અને આપની કીર્તિ સાંભળી આવ્યોછું. તો કૃપાદૃષ્ટિ કરી મને ઉપદેશ આપશો એવી આશા છે. આવાં વચન સાંભળી વીરભાંડક બોલ્યો. તમારી અભિલાષા પૂર્ણ કરીશ. થોડી ક્ષણ બેસો. આ માલ

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥४१॥
इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्योबुद्धेः परतस्तु सः ॥४२॥

---

આવ્યા પછી પરવારીને હું આવુંછું. પછી તે બ્રાહ્મણ હૃદયમાં અતિ હર્ષાતુર થઇ દૂર જઇને બેઠો, અને લક્ષ્મીવર શ્રીભગવાનની લીલાનાં વખાણ કરવા લાગ્યો. હે પ્રભુ તારી કળાનો કોઇ માહિતગાર નથી. તેં અસુરોને પણ અદ્ભુત શક્તિઓ આપી છે. હે પ્રભુ તારી ગતિ ગહન અને ન્યારી છે. હે ત્રિકમજી તમારી ટેવ એવી છે કે તમે રીઝ્યા તો કશી વાતની ખામી રાખતા નથી, અને જાતભાત પણ જોતા નથી. તમને ભક્તિ અને સુનીતિ બહુજ વહાલાં છે. તમે દાંભિકથી દૂર નાસોછો, અને ભક્તજન જેમ દોરવે તેમ દોરાઓછો. એટલામાં વીરભાંડક પોતાના માથા ઉપર છાણ લઇને તેની પાસે આવ્યો. પછી તેને સાથે લઇને પોતાને ઘેર ગયો. ઘરનું બારણું ઉઘાડી છાણડાં દૂર મુકી પેલા બ્રાહ્મણને બેસવા માટે આસન આપ્યું. તથા પોતે શિતળ પાણીથી સ્નાન કરી, પવિત્ર વસ્ત્ર પહેર્યું, અને માનસિક શૌચ કરી શાંત ચિત્તે પરમાત્માનું સ્મરણ કરી અતિ પ્રેમાળ મનથી શ્રીહરીનાં પવિત્ર નામોનું પઠન કર્યું. ત્યાર પછી પોતાનાં મા બાપ કે જે રક્તપિતના રોગથી હમેશાં પીડા પામતાં હતાં. અને તેમનાથી ખાટલા ઉપરથી પણ નીચે પગ મૂકાતો નહતો, એવાં અંધ અને અપંગની સ્નેહ પૂર્વક સેવા કરવામાં ગુંથાયે. તે બને અપંગને પ્રીતિપૂર્વક આંસ્તેથી ઉઠાડી બેઠાં કરી દાતણ કરાવ્યું. પછી તેમના શરીરના પાટા ધીમે રહીને છોડી સ્નાન કરાવ્યું. શરીરપરનું લોહી પરૂ આદિ ધોઇને શરીર સાફ કર્યું ત્યાર બાદ સ્વચ્છ વસ્ત્ર પહેરાવી શરીરે ઔષધી ચોપડી પાટા બાંધી પાછાં ખાટલાપર પધરાવી હેતથી તેમનું પૂજન કર્યું. વળી સ્તુતિ કરે-

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्म-
योगो नाम तृतीयोऽध्यायः ॥३॥

---

તાં બોલ્યો. કે હે પ્રિય માબાપ હું તમારો ચર્ણરજ સેવકછું. તમે મારા પ્રભુતુલ્યછો. તમે મારે માટે અતુલ્ય દુઃખો સહન કર્યાં છે. હું તમારો અનહદ આભારીછું. હે સુખકારી માબાપો, તમારા વાત્સલ્યનો ઉપકાર હું શી રીતે વાળી શકીશ ? મને ક્ષમા કરો. આવી રીતે વીરભાંડકે નેત્રમાં પાણી લાવીને અંતઃકરણ પૂર્વક માતાપિતાની ભક્તિ કરી તેમના ચરણમાં માથું નમાવ્યું. પિતૃભક્તિનું આ ધર્મ કૃત્ય જોઈ નિષ્કુલ મુનીના મનમાં બહુજ સંતોષ અને આનંદ પ્રાપ્ત થયો. તે બોલ્યો, ધન્ય છે વીરભાંડક તારી બુદ્ધિને અને પિતૃ ભક્તિને.

અનસૂયા કહે છે. હે રામચંદ્રજીનાં અર્ધાંગના, હે વૈદેહી, આ પરમ આનંદ દાયક વૃત્તાંત સાંભળો. પોતાના પ્રાણથી પણ અધિક વહાલાં પોતાનાં વૃદ્ધ અને વ્યાધીગ્રસ્ત માબાપનું પૂજન કરી વીરભાંડક નિષ્કુલમુની પ્રત્યે બોલ્યો કે હે મહા ઉપકારી મુનિવર, આ દાસની એક નમ્ર વિનંતી સ્વીકારો. હમણાં ભોજનકાળ થવા આવ્યો છે માટે મને રસોઇ માટે આજ્ઞા કરો તમો આજ મારા ~~અતિથીછો~~, માટે મારે આતિથ્ય સ્વાગત કરવું જોઇએ. હે પુણ્યશાળી વિપ્ર જાતિ ભેદ ગણી હૃદયમાં ભિન્નતા દર્શાવશો નહિ. અમારી પાસેથી અન્ન ન લો તો રોકડ નાણું લો, અને તેનું બજારમાંથી જુદું સીધું લાવી હોંસથી રસોઇ બનાવો. વીરભાંડકની આ પ્રાર્થના સાંભળી પેલો બ્રાહ્મણ વિવેકપુરઃસર વાણીથી બોલ્યો કે હે ત્રિકાળજ્ઞાની ! એ શું બોલ્યા.

। श्री भगवानुवाच ।

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१॥
एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगोनष्टः परंतप ॥२॥

---

આર્યની રીત તપાસી જુઓ. આર્યની રીતથી અને આચારથી વિરૂદ્ધ વર્તન મારાથી થાયજ કેમ ? અરે ! એમ કરવાથી પરમેશ્વર પણ મને તુરત વિમુખ કરી નાંખે. વર્ણાશ્રમના ધર્મથી વિરૂદ્ધ કામો કરવામાં મોટો અપરાધ છે. ભાઈ વીરભાંડક રીસ ન લગાડતા. તમે જાણોછો કે હું બ્રાહ્મણ છું, અને આપ કસાઇ છો. તમારો સ્પર્શ પણ મારાથી ન થાય, તો પછી જમવાની તો વાતજ કયાં રહી ! પ્રાણ જતાં પણ પાણી પીવાય નહિ, તો અન્નતે શી રીતે ખવાય ? જો તમારૂં અન્ન અહીં અમારી કાયાને ભ્રષ્ટ કરીએતો નિશ્ચય મરણાંતે નર્કમાંજ વાસ કરવો પડે. નીચનું દ્રવ્ય અનિષ્ટ ગણાય છે. વળી વેદમાં કહેલું છે કે એવાં કર્મ કરવાથી જપ, તપ, પૂજા આદિ પુણ્ય કર્મો ઉપર પાણી ફરે છે. માટે ભાઇ વીરભાંડક એવું બોલશોજ નહિ. એથી પરમાત્માની મારાપર કુદ્રષ્ટિ થાય, અને બ્રાહ્મણો મને જ્ઞાતિ વિમુખ કરે. તેથી એ વાત તદન જવાદો. હું આપના દર્શનથીજ તૃપ્ત થયો છું. આપના સદગુણોથી મોહિત થઈ હું આપની પાસે ફક્ત ઉપદેશની યાચના માટેજ આવ્યોછું. આપની પાસેથી ઉત્તમ જ્ઞાન મેળવી હું મારે રસ્તે જવા ચાહુછું. બીજી કશી આકાંક્ષા મારા મનમાં નથી. *(નીચની પાસે પણ જ્ઞાન હોય તો લેવું)

---

* श्रद्धान शुभां विद्यामाददीतावरादपी ।
अनत्यादपी परं धर्मं स्त्री रत्नं दुष्कुलादपी ॥

મનુ. અ ૨. ૨૩૮.

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥३॥
। अर्जुन उवाच ।
अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥४॥

---

નિષ્કુલનાં આવાં વચન સાંભળી પેલા ત્રિકાળજ્ઞાનીને સ્મિત હાસ્ય થયું, અને તે બોલ્યો હે નિષ્કુળ મુની; તમે કેવા તપસ્વી છો તથા તમારાં ચરિત્રો કેવાં છે તે હું જાણું છું. તપ કરતાં તમે એક બગલી કે જે અવાચક પ્રાણી હતું, જેને શુદ્ધ અશુદ્ધનું ભાન નહોતું, તેને શ્રાપ આપી અંત આણ્યો, અને પોતાના તપનો પ્રભાવ વખાણી ખુશી થયા. અરે રામ રામ!! એ તમારૂં કર્મ કેવળ ક્રુર કર્મથી પણ કનિષ્ઠ છે. તમે દ્વિજ થઇને આવું કર્મ કર્યું અને તેથી ફુલાયા માટે તમે મોટું પાપ કર્યું છે. તમારા શરીરમાં [1] ક્રોધરૂપી મહા કસાઈ વ્યાપી રહેલો છે. વળી તમને ભિક્ષા આપતાં સતી ચાંડાયનીને જરા વાર થઈ એટલામાં તો તમે

---

ધર્મ શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખનારાએ શુભ વિદ્યા નીચની પાસેથી પણ ગ્રહણ કરવી. ચાંડાલની પાસેથી પણ મોક્ષદાયક ઉત્તમ ધર્મ ગ્રહણ કરવો તથા સદ્‌ગુણી સ્ત્રી જો નીચ કુલમાં હોયતો તેમાંથી પણ તેને પરણવી.

स्त्रियो रत्नान्यथोविद्या धर्मः शौचं शुभा षितम् ।
विविधानि च शिल्पानी समादेयानी सर्वतः ॥

મનુ. અ. ૨. ૨૪.

સ્ત્રીઓ, રત્નો, વિદ્યા, ધર્મ, પવિત્રતા, સુભાષિતવાણી, તથા નાના પ્રકારની કલાઓ આટલી વસ્તુ સર્વની પાસેથી ગ્રહણ કરી લેવી.

[1] (ક્રોધ) क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृति विभ्रमः ।
स्मृति भ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशाद्विनश्यति ॥
માટે ક્રોધ કરવો નહિ.

। श्रीभगवानुवाच ।

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥५॥
अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥६॥

---

પોતાની મોટાઇ દેખાડી તે પતિવ્રતા ઉપર વાગ્બાણનો વરસાદ વરસાવ્યો. નીચ અભિમાનને તમે તમારા હૃદયમાં રાખો છો. માટે તમે કર્મથી ભ્રષ્ટ છો એ નિર્વિવાદ છે. હું જાતે ગરીબ કસાઇ છું, પણ કદી હિંસા કરતો નથી, અને દયાને છોડી દઇ એક ડગલું પણ ચાલતો નથી. હું ત્રિકાળજ્ઞાની છું છતાં મારા વિરોધીને કદીપણ શ્રાપ આપતો નથી, તેમજ કોઇને પણ કાયિક, વાચિક કે માનસિક પરિતાપ આપતો નથી. હું સુખથી દેવના દેવ પરમાત્માનું સ્મરણ કરૂં છું, અને મારાં માબાપની સેવા કરૂં છું. હું જારકર્મ, અહંકાર અને જુગારથી વિરક્ત છું. વળી ગૃહસ્થાશ્રમના ધર્મ પ્રમાણે એક પત્નીવ્રત પાળું છું, અને પારકાનો દ્રોહ મનથી પણ ચહાતો નથી. સર્વદા પ્રાણીમાત્રનું હિત ચાહુ છું. ત્યારે હવે તમારા કરતાં હું નીચ શાનો? સાંભળો વધારે કહું તમારાં માબાપ પણ મારાં માબાપની પેઠે આંધળાંજ છે. છતાં તમે તેમની સેવાનો પરિત્યાગ કરી અને તેમનો ઉપકાર ભુલી જઇ તપને વળગ્યા. આવી રીતે ધર્મને તજતાં તમને જરા પણ ગ્લાની આવી નથી. હે મુનિરાય! વધારે શું કહું.

---

૧ સ્ત્રીનો ત્યાગ બે રીતે થાય છે. (વિચારસાગરમાં કહ્યું છે)

એક તો જ્યારે સ્ત્રીનો ગુન્હો હદ બહાર થાય તો અને તેનાં વગર આપણે નભાવી શકીયે ત્યારેજ ત્યાગ કરાય.

બીજો જ્યારે તીવ્ર વૈરાગ્ય થાય તો અને આગળ ઉપર પણ ડગાય નહિ ત્યારેજ ત્યાગ કરવો ઉચીત છે. (હાલના જમાનામાં ત્યાગ ન કરવો એ શ્રેષ્ઠ છે.)

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥७॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥

---

તમે તમારી પતિવ્રતા સ્ત્રીને રંઝળતી કરી. તે બિચારી હાલ તમારા વિના મહા વ્યથા અને સંકટથી દિવસ નિર્ગમન કરે છે. તેણીનું રૂડી રીતે લાલનપાલન કરવાનો તમારો ધર્મ તમે શા માટે ચુક્યા! આ બધા અપરાધથી તમે કદાપી છુટનાર નથી. તમારૂં અંતઃકરણ અપવિત્ર છે છતાં તમે ઈશ્વરના જાપ જપો છો એ આડંબરજ છે. શું પોતે નીચ કર્મો કરી ઉંચપણું દર્શાવવું એવો શાસ્ત્રનો સિદ્ધાંત છે? તમે મને જવાબ આપો કે કોનો તિરસ્કાર કરવો ઘટે છે? હે મુની, કોઈનો પણ તિરસ્કાર કરવો નહિ, એવો શાસ્ત્રનો સિદ્ધાંત છે. જેનાં કર્મ ચાંડાલ જેવાં હોય તે ચાંડાલ કરતાં પણ નીચ છે. માટે હે મુનિરાજ આ મારૂં દ્રવ્ય લ્યો અને સ્નેહથી ભોજન કરો. મેં છળકપટથી અથવા હરામહાનતથી પૈસા મેળવ્યા નથી. હે મુનિ જો આપ ભૂખ્યા રહો તો પછી મારાવડે શી રીતે ભોજન થાય? ઘેર આવેલા અતિથીને તજીને જે ભોજન કરે તે નિશ્ચય નર્કમાં સડયા કરે છે. એ નિઃસંદેહ છે. જે માણસને ઘેર અતિથિની આગતાસ્વાગતા થતી નથી તેમનાં ઘર સ્મશાન સરખાં જાણવાં. હે મુની આજે હું કહું છું તે મારા મનની કલ્પનાથી નથી કહેતો, પણ એ તો ગ્રહસ્થાશ્રમનો નિયમજ છે. એ નિયમને અવશ્ય અનુમોદન આપવું જોઈએ. અનસૂયાએ કહ્યું હે જનકાત્મજા, હે મૈથીલી, વીરભાંડકનાં આવાં સપ્રમાણ અને યુક્તિક વચન સાંભળી પેલા મુનિરાજ તો ઠંડાગાર થઈ ગયા અને કશો પ્રત્યુત્તર આપી શક્યા નહિ. પછી પ્રસન્ન મનથી સંશય દુર કરી તેની પાસેથી નાણું લઈ સીધુ લાવી ગામની બહાર જળાશયના કીનારા ઉપર મુકામ કર્યો.

जन्मकर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥९॥
वीत[illegible] मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञान तपसा पूता मद्भावमागताः ॥१०॥

---

અને રસોઈ તૈયાર કરી ભોજન કર્યું." ( ચાલુ કાળમાં નરસિંહ મહેતાનું દ્રષ્ટાંત ) વીરભાંડક ત્યાર પછી રસોઇના કામમાં વળગ્યો. થોડીવારમાં સઘળો પાક બનાવી પોતાના માબાપને જમાડી સુવાડયાં. પછી પોતે જમ્યો. જમી ઉઠયા પછી પોતાનાં માબાપને પવન નાંખવા લાગ્યો, તથા જીભથી જગત્કર્તાના ગુણોનું ગાન કરવા લાગ્યો. એટલામાં નિષ્કુલ મુનિ પ્રસન્ન મનથી આવી પહોંચ્યા અને વંદન કરી બેઠા.

નિષ્કુલ મુનિ બોલ્યા. આપ બધું કામ સ્વહસ્તે કરોછો એનું કારણ શું? શું આપને પત્ની નથી? પોતાના ધંધા સાથે ખાવા પીવાની ખટપટ અને માબાપની સેવા કઠણ થઈ પડે. ભાઇ ઘરનું કામ પુરૂષથી થવું મુશ્કેલ છે. તેની વ્યવસ્થા તો સ્ત્રીજ રાખી શકે. શું આપની પત્ની પતિવ્રત ધર્મ પાળતી નથી? કે આપનાં માબાપની સેવામાં તત્પર ન રહેવાથી આપે તેનો ત્યાગ કર્યો છે? કે તે મરણ પામી છે? નિષ્કુલના આવા પ્રશ્નો સાંભળી વીરભાંડક બોલ્યો, હે ભાઇ નિષ્કુલ હું કુંવારો નથી. મારે મારી આજ્ઞામાં રહેનારી પતિવ્રતા, સુજ્ઞ અને સુશીલ પ્રિયપત્ની છે. તે મારાં માબાપની સેવા કરે છે, તથા મને પણ પ્રભુતુલ્ય ગણે છે. હાલ કેટલાક દિવસથી તે પીએર ગઇ છે, અને ત્યાં તેણે એક પુત્રને જન્મ આપ્યો છે. હવે એકાદ દિવસમાં આવશે એટલે ઘરની ખટપટ મારા માથેથી ઉતરશે. આ સંસાર સ્ત્રી વિના બહુ અકારો થઈ પડેછે. સ્ત્રી વગરનો પુરૂષ માન રહિત થાય છે. ઘરનો બોજો સ્ત્રી વગર ચાલી શકતો નથી. સગાંવહાલાં સ્ત્રી વિના દુઃખની વખતે દૂર જતાં રહેછે. સ્ત્રી વિના ઘેર આવેલો

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥११॥
कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२॥

---

અતિથી બરાબર પોષાતો નથી. ભાઈ નિષ્કુલ હું છ મહિનાથી આવી આપદા ભોગવું છું. હવે તો હું તદ્દન થાકી ગયો છું. આ પ્રમાણે વાત ચાલે છે એટલામાં તો વીરભાંડકની સ્ત્રી પુત્ર સહિત ત્યાં આવી પહોંચી અને પુત્રને વીરભાંડકના ખોળામાં મુકી પોતે પતિને પ્રણામ કર્યા. વીરભાંડકના પિતાએ અતિ આનંદથી પોતાના પુત્રને તથા પુત્રવધુને આશિષ આપી. આ વખતે તેના ઘરમાં સર્વત્ર આનંદ છવાઈ રહ્યો હતો. વીરભાંડકે પોતાની સ્ત્રીને તેના પીએર તરફની કુશળતા પુછી. આ બનાવ જોઈ નિષ્કુલ ખુવી સંતોષ પામી વિચાર કરવા લાગ્યા કે અહોહો !! શો આ દંપતીપ્રેમ. આતો જાણે સુવર્ણમાં સુગંધ હોય તેવું છે. તેણે વીરભાંડકના ચરણમાં પોતાનું મસ્તક નમાવ્યું, અને અભિમાન રહિત થયો. તે બંને હાથ જોડી બોલ્યા કે હું આપનો ચર્ણરજ સેવક અને શિષ્ય છું, તથા આપના આશ્રયે છું, માટે હે ઉપકારી મને ઉપકૃત કરો. કરૂણા કરી મને એવો ઉપદેશ કરો કે જેથી મારાં સર્વ પાપ ધોવાઇ જાય અને મોક્ષ પામું. પારસમણીના સંગથી જેમ લોઢું સુવર્ણ થાય છે તેમ આપના સંગથી મને પરમ ગતિ મળો. [1]સત્સંગથી સર્વ દુઃખ ટળી જાય છે. સંત સમાગ-

---

૧ जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं मानोन्नतिं दिशति पापमपा करोति। चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं सत्संगतिः कथय किमकरोति पुंसाम् ॥

સત્સમાગમનું ફળ એવું છે કે કોઈ એક અનુકુળ પ્રસંગે થએલી સહજ સુચના કે બોધનાં વચન માણસના આખા જીવિતને ફેરવી નાંખે છે. પ્રત્યેક

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥१३॥
न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥१४॥

---

મથી કાચા કાચના જેવા દુર્બુદ્ધિ જનો રત્નતુલ્ય બની જાય છે. મારા પૂર્વના પુણ્યના યોગથીજ આજે આપનો સમાગમ થયો છે. મારી સર્વ આશાઓ સફળ થઈ છે. હે મહાત્મા આ કિંકરના કોડ પૂરા કરો, અને ત્રિકાળ જ્ઞાન આપો કુમતી અને કષ્ટ કાઢી નાંખો. કૃપા કરી મને એવો ઉપદેશ આપો કે જેથી કરીને મારૂં મન અચળ થાય અને ચંચળવૃત્તિ વિરામ પામી જ્ઞાનની પ્રાપ્તી થાય.

નિષ્કુલ મુનીની ઉપરની વિનંતી સાંભળી વીરભાંડકે કહ્યું કે હે ઋષિવર હું જે ત્રિકાલજ્ઞાની થયોછું તે મારાં માબાપનોજ પ્રતાપ છે. ત્રિભુવનમાં માતાપિતાની ભક્તિ સમાન તરવાનું બીજું સાધન નથી. આ સાધનથી વગર પ્રયત્ને પરમાત્મા પ્રસન્ન થઇને અમુલ્ય વસ્તુની પ્રાપ્તિ કરી આપે છે. વળી માતાએ દશ માસ સુધી ઉદરમાં રાખી અસંખ્ય દુઃખ સહન કર્યું, ભીનામાંથી ઉંચકી સુકામાં સુવાડી સુખ આપ્યું. હેત ધરીને પયપાન કરાવ્યું. મળમૂત્ર ધોયાં. વખતોવખત માગ્યા વિના ખાવાનું આપ્યું. આ પ્રમાણે કરનાર માતાનો ઉપકાર ભૂલી જાય છે તેને પશુતુ-

---

ધર્માચાર્યના વૃતાન્તમાં આપણે આવી વાતો નિરંતર સાંભળીએ છીએ. અજામેલ જેવા મહાપાપી પણ એમજ તરી ગયા છે. મા, બાપ, કે બીજવતા એકજ સદુપદેશરૂપ વચન બાણથી લાખો મહાપુરૂષો ઘરબાર તજી ચાલી નીકળી મહાપદને પામ્યા છે. કોઇ કોઇ માસ્તર—મહેતાજી કે શિક્ષકોના બોધ અને આચારની અસર ઘણા નઠારા વિદ્યાર્થીએને શ્રેષ્ઠ પંક્તિના કરી મૂકે છે. એ સંગતનું ફળજ છે.

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥१५॥
किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६॥

---

•લ્ય અને પાપિષ્ટ સમજવો. વળી જે વખતે આપણને ભૂખતરસ-નું ભાન નહોતું તે વખતે જેણે આપણી સંભાળ લીધી. આપ-ણા ઉપર આવી પડેલાં દુઃખો ટાળવા માટે કડવી પણ આરોગ્ય થાય એવી ઔષધી આપી તે માબાપનો એક ઘડીનો પણ ઉ-પકાર વાળી શકાય તેમ નથી. વળી બાળકના હિતાર્થે પોતે સ્વાદ તજ્યા ને લાડ લડાવી ભણાવીગણાવી બુદ્ધિ વધારી તેમનો ઉપકાર ભૂલી જનાર કપૂતજ કહેવાય. માબાપ એ આ વિશ્વમાં સુખ આપનાર સુંદર ઝાડ જેવાં છે. રાજામાં જેમ મેઘરાજા ઉત્તમ છે તેમ દુનીઆમાં બીજાં સઘળાં સંબંધીઓમાં માબાપજ શ્રેષ્ઠ છે. માબાપના આપણા ઉપર અગણિત ઉપકારો થયા છે. એઓ હં-મેશાં આપણાં હિતચિંતક અને પ્રભુતુલ્ય છે. માબાપની સેવા એ સર્વ તીર્થોનું તત્ત્વ છે. માબાપના સેવાથી પુત્ર સ્વર્ગલોકમાં જાય છે; એ નિઃસંદેહ છે. જે પુત્ર માબાપની આજ્ઞા પ્રમાણે ચાલે તેને સર્વ માણસો મિત્ર પ્રમાણે ગણે છે, તથા પરમેશ્વર પણ તેમને મોક્ષપદે વિભુષિત કરે છે. માબાપની આવી ફળદાયી અને મોક્ષદાતા સેવા પરહરી તપ આચરે તેને અજ્ઞાન સમજવો. ભાઈ નિષ્કુલ એટલા માટે આપને મારી નમ્ર વિનંતી છે કે તમે ઘેર પધારો અને આપનાં પ્રભુતુલ્ય માબાપની સેવામાં તત્પર થાઓ. ગૃહસ્થાશ્રમનો ધર્મ સાચવી એક પત્નીવ્રત પાળો, અને પરમેશ્વરને સાનિધ જાણી નીતિ પરાયણ થાઓ. આથી તમે સં-સારમાં સુખ પામશો; અને પરમાત્મા અનુગ્રહ કરી તમને ત્રિ-કાલજ્ઞાન આપશે. તમારા મનમાં લેશ પણ શંકા રાખશો નહિ. પિતૃભક્તિનો મહિમા એવો અત્તર્ક્ય છે કે એથી પૂર્વે ઘણા મા-

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥१७॥
कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥१८॥

---

ણુસો મોક્ષ પામ્યા છે તેમનો વૃત્તાંત કહુછું તે સાંભળો.

અનસૂયા ઉલટથી કહે છે કે હે રાઘવરાણી સર્વ ભક્તિમાં પિતાની ભક્તિજ પરમ પ્રતાપવાળી છે. તેનો મહિમા વીરભાંડક પવિત્ર વાણીથી નિષ્કુલમુનીને સંભળાવે છે. પિતૃભક્તિના મહિમાને નિગમ (વેદ) પણ વખાણે છે. એનાથી કોઈ તીર્થ વધારે નથી, એવું શાસ્ત્રો અને પુરાણો કહે છે. ગંગા કે ગોમતીમાં નહાવું અથવા પર્વતની ગુફામાં ધ્યાન કરવું, એ માબાપની ભકિત આગળ ઉતરતું છે. જે મનુષ્ય પોતાના બાપને શંકરરૂપ અને માતાને શકિતરૂપ નથી ગણતો તેને મરણ વખતે યમ કિંકરો કેશ પકડી વૈતરણીમાં ખેંચે છે. માતાપિતાનું મન દુભાવી બીજા દેવની સેવા કરવાથી મોક્ષ મળતો નથી. આ પૃથ્વી ઉપર મનુષ્ય દેહને માતાપિતાની સેવા અતિ દુર્લભ છે. અજ્ઞાની અને અનાડી મનુષ્યો આ ધર્મ તજે છે, માબાપની સેવાથી પરમેશ્વર રીઝે છે અને સંસારનાં સંકટ દૂર કરે છે. આવી રીતે ઘેર બેઠાં મોક્ષ મળે છે તો પછી મૂર્ખ હોય તેજ બીજી કડાકુટમાં પડે. જેવી રીતે માખણ, દહીં, ઘી વગેરે દૂધમાંજ રહેલાં છે, તથા સુખ સંતોષમાંજ રહેલું છે, તેવી રીતે પુણ્ય, તપ, વ્રત, યજ્ઞ વગેરે મોક્ષનાં સાધનો માબાપની ભકિતમાંજ રહેલાંછે. ગણપતિએ માબાપની સેવાથી સ્ત્રી મેળવી હતી. કાર્તિકસ્વામી માબાપની સેવા વગર સરત હારી ગયા હતા. ભીષ્મે પોતાના પિતાના હિત માટે રાજ્યનો હક તજ્યો હતો, અને તે પુણ્ય વડેજ તેમણે યમરાજાના દૂતોને છ માસ સુધી પાછા હઠાવ્યા

**यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।**
**ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥१९॥**
**त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।**
**कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥२०॥**

---

હતા. વળી પાંડવો કુંતાજીની સેવાથીજ પૃથ્વીમાં પંકાયા હતા, અને શ્રીકૃષ્ણની મદદ મેળવી કૌરવોને જીત્યા હતા. વળી કપિલમુની પ્રીતી પૂર્વક માબાપની ભક્તિ કરી મુનિઓમાં શ્રેષ્ઠ પદ પામ્યા હતા. શ્રવણે પોતાનાં આંધળાં અને લુલાં માબાપને કાવડમાં બેસાડી અડસઠ તીર્થો કરાવ્યાં, અને પોતાની કીર્તિ અચળ કરી ગયો. વળી શ્રીરામચંદ્રે પોતાના પિતાનું વચન પાળવા માટેજ રાજ્યલક્ષ્મિનો ત્યાગ કરી ચૌદ વર્ષ વનવાસ ભોગવ્યો. વામનદેવે પોતાની માતાનું હિત કરવા બળી રાજાને યાચ્યા હતા. તેમજ રોહિતાશ્વ પોતાના પિતા હરિશ્ચંદ્રનું દુઃખ દૂર કરવા માટે વેચાયો હતો. એ બધા પિતૃભક્તિના પૂજનિકો હોવાથી અમરપદ મેળવી ગયા છે. તેઓએ સંકટને દૂર હાંકી મુકયાં છે. પરમેશ્વરની ઇચ્છા પ્રમાણે ચાલનાર સ્ત્રી પુરૂષો આ સંસાર તરી જાય છે. ભાઇ નિષ્કુલ સાંભળ. કહુંછું કે જેણે કુકર્મનો ત્યાગ કર્યો તેજ ખરો ત્યાગી કહેવાય છે. જેણે પોતાના મનને કબજે રાખ્યું છે તેજ ખરો સાધુ છે. જેણે ફક્ત ઇશ્વરમાંજ રાગ રાખ્યો છે તેજ ખરો વૈરાગી છે એમ સમજવું. એ સિવાય બીજું બધું દાંભિકપણું છે. સ્ત્રીને તજી દઇ રાખોડી ચોળવાથી મોક્ષ મળતો હોત તો સ્ત્રી સરજવાનો હેતુ વ્યર્થ જાત. ઘરનો ત્યાગ કરી હર્ષશોકમાં મગ્ન રહેનારાઓને પ્રભુ કદી મોક્ષ આપતો નથી. સંસારમાં રહ્યા છતાં જેઓ શ્રીકૃષ્ણના ચરણમાં મન રાખે છે, તેઓ રૂડી રીતે સંસારનો લાવો લઇ અંતે મોક્ષને પામે છે. પ્રભુમાં એકાગ્ર ચિત્ત રાખનારને તે હંમેશાં સુખજ આપે છે. હે મિત્ર નિષ્કુલ મેં જે ઉપર તમને નામ ગણાવ્યાં તેઓ મહાત્મા થઇ ગયા છે.

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषं ॥२१॥
यदृच्छ लाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥२२॥

તો તમને મારી પ્રેમપૂર્વક વિનંતી છે કે માબાપની સેવા કરી તમે પણ તેવા થાઓ. વળી એક પત્નીવ્રત પાળી સત્યના રસ્તે ચાલો. મારો ઉપદેશ આજ છે. અનસૂયાએ કહ્યું હે શ્રીરામની અર્ધાંગના, વીરભાંડકનાં વચન શ્રવણ કરી નિષ્કુલમુની કે જેણે સંસારનો ત્યાગ કર્યો હતો તે પોતાના ઘર પ્રત્યે જવા તૈયાર થયો. તેણે વીરભાંડકને પ્રસન્ન થઇ માથું નમાવી રસ્તે પડયો. રસ્તે ચાલતાં ચાંદ્રાયનીએ હોલવેલો માંદ્રાયનીનો આશ્રમ તથા તેનું તપ જોવાનું મન થયું તેથી તે તે તરફ ગયો. ત્યાં જઇને જુએ છે તો પર્ણકુટીની બહાર સમાધિમાંથી જાગેલી ભસ્મ થએલું વન નિહાળતી માંદ્રાયની તેની નજરે પડી.

---

## પ્રકરણ ૫ મું.

### मांद्रायनीनो पस्तावो, अने तेना मंदमति साथे थएलां लग्न.

અનસૂયા બોલ્યાં હે જાનકી સ્વસ્થ થઇ સાંભળો. માંદ્રાયનીના દ્વાર આગળ નિષ્કુલ મુનિ ઉભા છે. માંદ્રાયની દાવાનળથી બળી ગએલું વન નિહાળતી વિચાર કરવા લાગી કે મારા તપના પ્રભાવથીજ આ પાવક (અગ્નિ) ડરી મારો આશ્રમ પડતો મુકી શાંત થઈ ગયો છે. અહોહો! હવે કોઇ પણ તપસ્વીની સ્ત્રી મારી બરોબરી કરી શકે એમ નથી. આમ ગર્વિત થઇ વિચારનાં ગુંછળાં વાળતી હતી એટલામાં તો પાસે પેલા બ્રાહ્મણને ઉભેલો જોયો, પછી પુંછવુંજ શું? બાળપણથીજ જેને પુરૂપનો ધિક્કાર

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥२३॥
ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥२४॥

---

તેણે પુરૂષને પ્રત્યક્ષ જોયોજ ક્યાંથી હોય? આમ અનાયાસે પુરૂષને જોતાંજ આ બ્રહ્મચારિણીને પગથી તે માથા સુધી જ્વાળા પ્રકટી, અને તેથી પ્રલય સમયના અગ્નિ સરખી આંખ કરી બોલી. અરે ઓ અધમ અવિચારી બ્રાહ્મણ? શું તું જોતો નથી કે આ આશ્રમ સ્ત્રીનો છે? ઓ અંધ, મૂઢમતિ, શામાટે ધસ્યો ધસ્યો બારણા સુધા આવ્યો? તારૂં મોતબોત ભમે છે કે શું? જાણતો નથી કે હું બાળકુંવારી અને સમાધિ ધારણ કરનારી સ્ત્રીછું? હું પુરૂષનું મોં જોતી નથી, અને સંસાર છોડી વનમાં રહીછું. મારા વ્રતમાં તેં તારૂં મોં દેખાડી ભંગાણ કર્યું. અરે ઓ મૂર્ખા શું કહું તને? તેં પુરૂષ થઇ મારા અંગને પડછાયો નાંખ્યો, અને મને મન ભંગ કરી. હવે યાદ રાખ કે હું તને સત્વર શ્રાપ આપી દુઃખમાં ડુબાવી દઇશ. રે મૂઢ, તું જાણતો નથી કે મારી શક્તિ અને મારૂં તપ ત્રિલોકમાં વખણાયું છે? મારા સામર્થ્યથી બ્રહ્મા, મહેશ્વર, અને શેષ પણ ડરે છે. આભને નીચે પાડી ત્રિલોકને કંપાયમાન કરૂં એટલી મારામાં શક્તિ છે. દાવાનળે મારી આમન્યા રાખી, આશ્રમ છોડી દઈ આખું વન બાળી નાંખ્યું. હે પાપી, અહીંઆં આવવાને ઇંદ્ર પણ શક્તિમાન નથી, તો હે મૂઢ મતિ તેં શા વિચારથી અહીંઆં પ્રવેશ કર્યો? હે મૂર્ખ તું જાણતો નથી કે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર મરણને સ્વાધીન થાય છે.

હે ચારૂસર્વાંગી વૈદેહી માંદાયનીનાં આવાં ગર્વ ભરેલાં વચન સાંભળી નિષ્કુલમુનીએ પ્રત્યુતર આપ્યો કે હે તપસ્વીની હું પૂજ્યભાવથી અહીં આવ્યોછું. મારા મનમાં કંઇ પણ કપટ

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥२५॥
श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वात ॥२६॥

---

નથી, છતાં તું તારૂં સામર્થ્ય બતાવી અતિશય કઠોર વાણી વર્ષાવે છે. અરે ઘેલી તપસ્વીની તને તારા તપના પ્રભાવનો ગર્વ ચઢયો છે, પણ સમજજે કે મને તારા શ્રાપનો લેશ પણ ભય નથી. હે સ્ત્રી તારૂં બધું તપ જણાઇ ગયું. તું વૃથા અધીરી થઇ આત્મશ્લાઘા[1] શું કામ કરે છે. કોઇ ભીખારી પોતે પોતાને ધનવાન કહે તેથી તે શું ગરીબોનું દારિદ્ર્ય દૂર કરી શકશે? વળી કોઇ અક્કલથી આધો એમ કહે કે હુંતો શહેરનો રાજાછું, તો તેથી શું નગરવાસીઓ તેને નમન કરશે કે? હે ક્રોધી બાળા, તું તારા મોંહામાં જેવું આવ્યું તેવું દોષયુક્ત ભાષણ બોલી ગઈ તેમાં તેં શું પરાક્રમ બતાવ્યું. હે બાળા તું નિશ્ચય સમજ કે તારા આશ્રમ સહિત અગ્નિના મુખમાંથી બચી છે, તેમાં લેશ માત્ર પણ તારી શક્તિનો પ્રભાવ નથી. પણ હે વનિતા તારી પરમ પતિવ્રતા ભગીની કે જે ત્રિકાળજ્ઞાની છે તેણે મારા દેખતાં જળની ધારા કરી બળતા અગ્નિને પોતાના સામર્થ્યથી શાંત કરી દીધો છે એમાં તેં કંઈ વિજય કર્યો નથી. હે બાઇ તારી પતિવ્રતા બેન ચાંદાયનીને ધન્ય છે કે તેણે તને પોતાની શક્તિથી મોતના મુખમાંથી બચાવી લીધી. તેના પાતિવ્રત્ય આગળ આ તારૂં તપ હાસી જેવું સમજ. તેના પાતિવ્રત્ય આગળ તારૂં તપ એ સર્પની આગળ અળસીયા જેવું છે. હે માંદાયની જ્યારે તારાથી તારૂં પોતાનું રક્ષણ થઇ શકયું નહિ, તો પછી બીજાં પ્રાણીને તું શું તારી શકવાની? ગાડાની નીચે કુતરૂં ચાલતું હોય તો તે એમ જાણે કે ગાડાનો ભાર હુંજ વહન કરૂંછું, તેમ તું

---

[1] आत्मश्लाघा=પોતાની પ્રસંશા; બડાઇ; સ્તુતિ વિગેરે.

सर्वाणींद्रियकर्माणि पापकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७॥
द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥२८॥

---

મિથ્યા મગરૂબી ધરી તારે માથે ઓઢી લે છે. ટીંટોડી માને કે મેં આભને ઉંચકી રાખ્યું છે, અને પતંગીયું જાણે કે મેંજ સર્વત્ર પ્રકાશ કરી મુકયો છે, તે પ્રમાણે તું વ્યર્થ આત્મપ્રસંશા કરી તારી વડાઇ પ્રદર્શિત કરે છે, પણ શક્તિ છુપી રહેતી નથી. તું તો ઓછું પાત્ર છે. હે બાળા તેં તપધારી પુરૂષોને જોયાજ નથી, અને પતિવ્રતા સ્ત્રીના પ્રભાવને જાણુતીજ નથી, તેથીજ તું કુવામાંના દેડકાની પેઠે વૃથા ફુલાઇ ગઇ છે. કુવામાંનો દેડકો જેમ કુવામાંજ આખા જગતની સમાપ્તિ માને તેમ તેં અહંકાર ધરી તારા તપનેજ પૂર્ણ પ્રભાવવાળું માન્યું છે, પણ હે અહંકારી સ્ત્રી તું સમજ કે ભસતો કુતરો કરડતો નથી, તેમ તારા બોલવાથી તું સામર્થ્યવાન જણાતી નથી. હે માનની તારા કરતાં પણ અધિક મને મારા તપોબળનું અભિમાન હતું, પણ સતી ચાંદાયનીએ તે મારા વૃથા પાંડિત્યની ક્ષણમાંજ નિવૃત્તિ કરી, અને ઉત્તમ જ્ઞાન આપ્યું. તે સતીની બરોબરી તારાથી થવાની નથી. પોતાનાં વખાણ પોતાની જાતે કરતાં તને લજ્જા આવતી નથી. હે ભામિની તું સમજ કે સંસાર તજવાથી તારૂં શું વળ્યું? તેં તારી દેહને દમી પણ પરમાત્માનો પ્રસાદ મેળવી શકી નહિ. માયાને અળગી કરી તેં શી અલભ્ય વસ્તુ મેળવી? માટે હે સુવદની તારા હિત માટે કહું છું કે તારી હઠ છોડી દઇને તું યોગ્ય પતિ સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાઇ, પતિને પ્રભુતુલ્ય માની, તેની સેવામાં મન વાણી અને કર્મથી પ્રવૃત્ત થઇ, પતિવ્રતાનું શ્રેષ્ઠપદ મેળવ અને જગતમાં અચળકીર્તિ સંપાદાન કર. હે બાળા નક્કી માન કે ધોબીનો કુતરો જેમ ઘરનોએ નથી

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥२९॥
अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥३०॥

---

અને ધાટનોએ નથી, તેમ કુંવારી સ્ત્રી સંસારમાંએ નહિ અને તપસ્વીમાંએ નહિ. જેમ બકરીને ગળે આંચળ, નિર્જન સ્થાનમાં કુવો, અને વરસાદ વગરની ખેતી નકામી તેમ પુરૂષ વગરની સ્ત્રી (કુંવારી) નકામી છે. હે અબળા તને એકવાર ફરીથી કહું છું કે પરણીને ગૃહસ્થાશ્રમના ઉત્તમ અને શાસ્ત્રોક્ત ધર્મનું ગ્રહણ કર, અને સદ્ગુણપરાયણ થા. હવે હું મારે રસ્તે ચાલતો થાઉં છું. હું ફક્ત ચાંદાયનીએ કહેલા વૃત્તાંતની સાબીતી જોવા આવ્યો હતો. હે જનકતનયા સતી શિરોમણી સીતે, આમ કહી તે મુની સ્વગૃહે ગયો. મનમાં અતિ ઉલ્લાસ પામેલો તે નિત્ય ધૈર્યતાથી પોતાનાં પ્રભુતુલ્ય વયોવૃદ્ધ માતાપિતાની સેવા કરવામાં તત્પર થયો. હંમેશાં સંતોષ[1] ગ્રહણ કરી આનંદોત્સાહથી એક પત્નીવ્રત પાળવા લાગ્યો, અને નીતિને રસ્તે ચાલી હરી સ્મરણમાં રાચવા લાગ્યો. વળી કામ ક્રોધાદિક ષડ રિપુઓને સંહારી, ધર્મ નીતિથી પૈસો મેળવી સંસાર વ્યવહાર ચલાવવા લાગ્યો. હે સૌંદર્યના શૃંગાર રૂપ સીતે! એથી કરીને તે મુનીને અંતે ત્રિકાળજ્ઞાન પ્રાપ્ત થયું, તેથી તે આ ભૂલોકમાં રહ્યા છતાં સ્વર્ગલોકનો આનંદ ભોગવવા લાગ્યો. હવે માંદાયનીનું શું થયું તે વૃત્તાંત શ્રવણ કરો.

નિષ્કુલમુનીનાં પરમ પવિત્ર અને સુખદ વચન સાંભળી માંદાયની મનમાં શોચ કરતી બોલી કે અરેરે! મેં કુંવારી રહી-

---

૧ ये संतोष सुख प्रमोद मुदिता तेषांनभिन्नामुदो ।
જે સંતોષ સુખના આનંદથી ખુશી થાય છે તેમનો આનંદ કોઈ દિવસ ખંડીત થતો નથી.

यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥३१॥
एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२॥

---

ને ખરેખર આ અતિ દુર્લભ મનુષ્યાવતારને વૃથા ગુમાવ્યો. આહા! મેં મંદમતિએ ફક્ત તપમાંજ સર્વસ્વ સમજી પરમપવિત્ર પતિવ્રત ધર્મ ન પાળ્યો. સ્વર્ગ પ્રાપ્તિ કરાવનારો પરમ કલ્યાણકારી પતિવ્રત ધર્મ પાળી ચાંડાલનીએ પોતાના જીવતરનું સાર્થક કર્યું. એણે પોતાના પતિની સેવા કરી પ્રભાવ વધાર્યો, અને હું દેહ દમન કરી ફોકટ પસ્તાવામાં પડી. આહા! વડીલ ભગાની પતિ સેવાના પ્રતાપથી તેં ઘણે દૂરથી પાવકને શાંત કરી દીધો, અને મારી જીંદગીનું રક્ષણ કર્યું, બેન તારા પુનિત પાતિવ્રત્યને ધન્ય છે! ખરેખર બેન તારૂં પાતિવ્રત્ય મારા તપોબળને જીતી ગયું, અને ત્રિભુવનમાં તારી ખ્યાતિ વધી. કારણ કે તપોબળથી મારૂં પોતાનું રક્ષણ મારા વડે ન થયું, પણ તેં પોતાના પ્રભાવથી મને સહેજમાં ઉગારી લીધી. અરેરે!! મેં ઉંઘ, આહાર, જળ, વગેરે પરહરીને પરમાત્માનું ચિંતન કર્યું તોપણ મારૂં કાર્ય ફળીભૂત થયું નહિ. મારી તૃષ્ણા તલપૂર પણ ભાગી નહિ. ધિક્કાર છે મને! કે હું કુંવારી રહી. મને કેટલી શરમ છે કે મેં માયાથી વિરક્ત થવાનો રસ્તો સ્વીકાર્યો. પણ મહામાયાએ મને છોડીજ નહિ. હું અતિશય લજ્જા પામુંછું કે મેં મારી કોમળ દેહને વૃથા દમી અને વનવાસ નકામો કર્યો. અરેરે! ભૂખતરસ વેઠી વનમાં ભટકી એ બધું નકામું ગયું. કંઈ પણ કામ નજ આવ્યું. ખરેખર મેં મારા હાથેજ મારા પગમાં કુહાડી મારી. મેં પાણી વલોવીને ઘી કાઢવાનો પ્રયત્ન કીધો. હું કેવી મંદમતિ કે તપથી ત્રિકાલજ્ઞાન થશે, અને પરમાત્મા પ્રસન્ન થઇ મારા ત્રિવિધ તાપ દૂર કરશે એમ ધારી બેઠી. મારા મનોરથો

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥३३॥
तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥३४॥

---

મનમાંજ વિરામ પામ્યા. હું આજે જે પસ્તાવાનાં અને દુઃખ-ના મહાસાગરમાં ડુબીછું તે મારા કર્મનાંજ ફળ છે. અરેરે! મેં માબાપનું કહ્યું માન્યું નહિ અને પ્રભુની ઇચ્છા વિરૂદ્ધ વર્તી. કહેવત છે કે 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ' એ કહેવત મારા સબંધમાં ખરીજ ઠરી. તરૂણાવસ્થામાં યોગિની બની. સંસારથી વિરક્ત થવાને અતિ દારૂણ તપ આદર્યું. અરે ! એથીતો મને અધિક ઉપાધી વળગી. હે ઇશ્વર ! હે પરમાત્મા! મેં વનમાં રહી દેહદમન કરી, ભૂખ તૃષા વેઠી, તાઢ, તડકો, વૃષ્ટિ આદિ સહન કર્યા છતાં તેં મારો પક્ષ નજ પકડયો? હે વિભુ, મને હવે મારી ભૂલ પ્રત્યક્ષ જણાઇ કે મેં જે આચાર ગૃહણ કર્યો હતો તે કેવળ લોભથી હતો, અને વિશ્વ રચનાના મહા નિયમ સામે તથા કુદરત સામે બળવો કરવા જેવો હતો. વિશ્વ નિયમ એવો છે કે સ્ત્રીઓએ પોતાના પતિની અનન્ય ભાવથી સેવા કરવી, પણ મેંતો મમત ધરી એકલી રહીનેજ પરમાત્માને પામવા તત્પર થઇ. હે વિભુ મને હાથનાં કર્યા હૈયે વાગ્યાં. હે માતા મેં તને વૃથા ભારે મારી. મારો જન્મારો છૂટી પડયો. હે નિયંતા હે સર્વ વ્યાપક, તારો વાંક જરાએ નથી. વાંક મારા દુર્દૈવનોજ, કે મેં મૂર્ખીએ રત્નની અપેક્ષા કરી કાચની કામના ધરી. હે પ્રભુ હવે શો ઉપાય કરૂં, અને કયાં જાઉં, મારા આ અનિવાર્ય દુઃખનું કોણ વિદારણ કરે. હવે મને કંઇ સૂઝતું નથી.

અનસૂયાજી બોલ્યાં. હે જનક તનયા, હે સૂભગે, હે કલ્યાણી, પોતાનાં નિંદીત કર્મને વખોડતી માંદાયની મનમાં બહુજ ઉદાસ થઇ ગઇ. તે પર્ણકુટી તજી મનમાં નિશ્ચય કરી પોતાની

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येनभूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥३५॥
अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥

---

સતી શિરોમણી ભગાની ચાંદ્રાયની પાસે આવવા નીકળી. ચાંદ્રાયની માંદાયનીને જોતાંજ તેની સામે ગઇ, અને તેને પોતાના હૃદય સાથે ચાંપી હર્ષાશ્રુથી તેને નવરાવી મુકી. આહા કેવો વિશુદ્ધ પ્રેમ !

અનસૂયાજી મનમાં ઉલ્લાસ આણી બોલ્યાં કે હે શ્રી રામચંદ્રજીની હૃદય નિવાસીની સીતે ! પરમ આનંદદાયક અને સુખના સાગર જેવું તથા સર્વદા સુબોધદાયક સતીનું મહાત્મ્ય સાંભળો. પોતાની તપસ્વીની બેનને પોતાના અવાસમાં આવેલી જોઈ સતી ચાંદાયની મનમાં અતિ હર્ષ પામી પ્રેમનાં અશ્રુઓ વરસાવતી સુખદ પવિત્ર વાણી બોલી. હે પ્રિય બેન ! તું કેમ વ્યાકુળ દીસે છે ? તારૂં કોમળ વદન નિસ્તેજ કેમ થઈ ગયું છે ! વહાલી બેન તું તો ભગવાનની ભક્ત છે. તને કાંઈ સંકટ હોયજ:નહિ. શું તારા શરીરમાં કોઈ વ્યાધી વ્યાપ્યો છે, કે સમાધીમાં કોઇએ વિક્ષેપ નાંખી તારા તપનો ભંગ કર્યો છે. હે પ્રિય ભગીની, શું કંઇ અકસ્માતથી ઉપાધી આવી પડી છે ? તેનો મને સત્વર ઉત્તર આપી શાન્ત કર. મોટી બેનનાં માર્મિક વચન સાંભળી માંદાયની વીલે મોંઢે બોલી. બેન મારી નકામી ઉપેક્ષા કરી મારા મનને અધીક વ્યથા શા માટે પમાડે છે ? હે બેન તમે ત્રિકાલજ્ઞાનીછો, અને મારી વાતથી લેશ માત્ર પણ અજાણ્યાં નથી. વહાલી બેન મારા કર્મની રેખા વાંકી છે તેથીજ તમારા સદ્બોધનું ઉલ્લંઘન કરી મેં મારા દેહનું દમન કર્યું છતાં પણ સિદ્ધિ પ્રાપ્ત થઇ નહિ. રે મારો શ્રમ વ્યથા ગયો! બેન તપવડે મેં મારા શરીરને કાષ્ટવત્ કરી નાંખ્યું, તોપણ અંતર્યામ

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥
नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥३८॥

---

મીને પામી નહિ. તેમજ ત્રિકાળજ્ઞાની પણ ન થઇ. અરેરે! મારી એકે વ્યથા દૂર થઇ નહિ. તમારી શિખામણ ન માની હું પરણી નહિ એ મેં નાદાની કરી. અંતે મારો ટેક તુચ્છ જણાયો. બેન તમેજ ખરાં ભાગ્યશાળી કે પરણીને પતિવ્રત પાળી સ્ત્રીઓના કુળને ઉજાળ્યું તથા સંસારને અનુમોદન આપી જન્મ મરણનો ફેરો ટાળ્યો. બેન મેં પ્રથમ વગર વિચારે રત્નની ઉપેક્ષા કરી અને પત્થરમાં ચિત્ત પરોવ્યું. પરણ્યા વિના મારૂં હિત મેં મારા હાથથીજ નષ્ટ કર્યું. હે બેન તું તો મારા પ્રાણની રક્ષક છે. તેંજ તારા સતીત્વના પ્રભાવથી મને દાવાનળમાંથી બચાવી છે, મેં તારૂં ખરૂં સામર્થ્ય જાણી લીધું છે. મારા સર્વ સંશયો નાશ પામ્યા છે. હવે મને મારાં કરેલાં કામ માટે બહુજ વિમાસણ થાય છે.

આ સાંભળી સતી ચાંદાયની બોલી કે હે માંદાયની તું તો માયાજીત માણુસ કહેવાય, તને વળી સુખ અને દુઃખનું આવરણ હોય કે? હવે વૃથા શીદને તારૂં મન ચલાયમાન કરે છે.

ચાંદાયનીનાં અર્થ ગર્ભિત વચન સાંભળી માંદાયની બોલી. બેન જીવ, ઈશ્વર અને માયા એ અનાદિ છે. મને હવે સિત્ત થાય છે કે ભલા ભલા ઋષિમુનીઓ પણ મુક્ત થયા નથી તો મારૂં તે શું ગજું! ખરેખર કાયા તે માયાની વાડીજ છે. હવે મને નિશ્ચય થયો કે સ્ત્રીનો મોક્ષ તો પતિવ્રતથીજ છે. નીતિ અને પતિની ભક્તિ એ તેનાં સાધનો છે. આવી રીતે ઘણી સ્ત્રીઓ તરી ગઈ છે, માટે હે ભાગ્યશાળી બેન, મારે હવે પુરૂષને વરવું છે,

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥३९॥
अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥
योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥४१॥

---

અને ગ્રહસ્થાશ્રમ પાળી આ દેહનું સાર્થક કરવું છે. અનસૂયાજી સીતા પ્રતિ દૃષ્ટિ કરી બોલ્યાં. આંખમાં આંસુ લાવી માંદાયની કહે છે કે પ્રીય ભગીની હું તારી દાસીછું. તુંતો મોટી દેવી છે. મને અગ્નિના મુખમાંથી તેંજ બચાવી છે. હે કલ્યાણી તેં મને મોતના મુખમાંથી બચાવી. તો હવે હે દયાનીધે, મને પરણાવી મારા કોડ પુરા કર. બેન દુઃખને સમયે તુંજ મારી વારે ચઢી છે. મારૂં જીવન તારે આધારે છે. બેન આપણાં મા-બાપ તો સ્વર્ગમાં પધારેલાં છે; એટલે હું આપનાજ આધારે છું. જો તું મારા મનોરથ પૂર્ણ નહિ કરે તો હું પ્રાણ તજીશ. માંદાયનીનાં આવાં હૃદયભેદક વચન સાંભળી ચાંદાયની બોલી, કે હે બેન તું ઘેલાં શું કહાડે છે. ઘર સળગ્યા પછી કુવો ખોદાવવાથી શું આગ હોલવાઈ ઘર સુરક્ષિત રહેશે? તારૂં તારૂણ્ય જતું રહ્યું છે, અને તારા સર્વ અવયવો નિસ્તેજ થઇ ગયા છે, માટે હવે પરણવાની વાતને તો અહીંજ દાટી દે. કારણ કે હવે તારા લાયક વર મળવો મુશ્કેલ છે એટલે તને કેવી રીતે પરણાવું? આગ્રહ પકડી બેસવાથી કાર્ય સિદ્ધ થતું નથી. ભૂખ હોય તો ખાવાની રૂચી થાય; માટે પરાણે લગ્ન થાયજ નહિ.

ચાંદાયનીનું કહેવું સાંભળી માંદાયનીનાં ગાત્ર ગગડી ગયાં. તે દીન મુખ કરી બોલી, બેન હું બંને હાથ જોડી વિનંતી કરૂંછું કે એ કામ તારે કંઇ કઠણ નથી. મને છેક નિરાશ શું કરે

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्म-
ब्रह्मार्पणयोगो नाम चतुर्थोऽध्यायः ॥४॥

---

છો? તું મારાથી મોટી છે એટલે માતૃતુલ્ય છે. તું કોઇ આંધળા, લુલા, નિર્ધન, વૃદ્ધ, તામસી કે તોફાની ગમે તેવા પુરૂષ સાથે મારો સંબંધ બાંધીશ તો તેની સાથે પણ હું મોટા ભાવથી રહીશ. તેને પ્રભુતુલ્ય ગણી તેની દાસી થઇ પૂજા કરીશ. તેને મારા પ્રાણ કરતાં પણ અધીક ગણીશ. મને ફક્ત પતિનું પૂજન કરવાનીજ અભિલાષા છે. હે સાધવી ! હે કલ્યાણી ! હવે દયા લાવી વર ખોળી કાઢી મારૂં પાણીગ્રહણ કરાવો. હું તમારી ચરણરજ દાસીછું. મારી વિનંતી સ્વીકારો. એમ કહી માંદાયની પોતાની બેન ચાંદાયનીને પગે લાગી. આથી ચાંદાયનીને દયા આવી, અને તેની વાત સ્વીકારી. ચાંદાયનીએ આ વાત પોતાના પતિને કહી. તેને પણ દયા ઉપજી અને એ પવિત્ર કામ કરવા સતીને આજ્ઞા આપી.

પરમ પૂનીત સતીશિરોમણી સીતા બોલી, કે ત્યાર પછી માંદાયની શી રીતે પરણી, અને તેને પતિ કેવો મળ્યો તે હે અનસૂયાજી કૃપા કરીને કહો. અનસૂયાજી બોલ્યાં કે હે ચારૂસ્મીતે ! પછી મૈત્રેય મુનીની આજ્ઞા લઈ તે બંને બેનો ત્યાંથી ચાલી નીકળી. તેઓએ વન, ઉપવન, ગામ, શહેર વગેરે બ્રાહ્મણના નિવાસની જગોએ તપાસ કરી પણ કંઇ પત્તો લાગ્યો નહિ. જ્ઞાની કે મૂર્ખ ટેકી કે તપસ્વી કોઇએ સ્વીકાર કર્યો નહિ, તેથી બંને બેનોના જીવ ગભરાયા. વળી પરણેલા વિશુદ્ધ ધર્મથી એક પત્ની વ્રત પાળતા જોવામાં આવ્યા, અને કુંવારાઓ ન્યાય વિરૂદ્ધ વર્તી

। अर्जुन उवाच ।

संन्य सं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।

यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥१॥

। श्रीभगवानुवाच ।

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।

तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥२॥

---

કજોડું કરવા ના પાડવા લાગ્યા. યુવાન મળ્યા નહિ અને વૃદ્ધોને પરણવાની ઇચ્છા ન હોવાથી :સર્વ યાચના નિષ્ફળ નીવડી. પછી તે બંને બેનો નિરાશ થઇ ગઇ. આવી રીતે દેશવિદેશ પર્યટન કરતાં તેઓ કુંદનપુર નામે નગરીમાં આવી પહોચ્યાં. આ નગરીમાં અઢારે વર્ણ વિવેક પુરઃસર રહેતી હતી. રાજા પણ પરમધાર્મિક અને પ્રજા જનોને પુત્રવત્ પાળે એવો હતો. લોકો વિદ્યા, કળા, સુખ સંપત્તિ અને સંપ પરાયણ હતા. મંદીરે મંદીરે હરીકીર્તન ચાલી રહ્યાં હતાં. સ્થળે સ્થળે યજ્ઞયાગાદિ ક્રિયાઓ થઇ રહી હતી. વળી બાગોમાં નૂતન પ્રકારની બેઠકો ઠાઠમાઠથી ગોઠવી દીધી હતી. તેમાં પુવારા ઉડી રહ્યા હતા, અને મંદમંદ શિતળ વાયુ વહન કરી રહ્યા હતો. ભ્રમરાઓ ગુંજારવ કરી રહ્યા હતા. કેટલીક જગોએ વિવિધ વાદ્યોનો મનોહર સ્વર છવાઇ રહ્યો હતો તો કેટલીક જગોએ હીરા માણેક અને મોતી જડીત પલાણવાળા હાથીઓ, અશ્વો અને રથો દીપી રહ્યા હતા. શેરી, મહોલ્લા અને બજાર વગેરેની ગોઠવણ ઘણી સગવડવાળી અને ચિત્તાકર્ષક જણાતી હતી. શહેરના મધ્ય ભાગમાં એક મનોહર સરોવર હતું. ત્યાં આગળ ઘણા પુરૂષો હવા ખાવા આવતા હતા. સરોવરમાં ખીલેલાં કમળોને લીધે ત્યાં આગળ હવા ઘણી સારી આવતી હતી. આ સર્વનું અવલોકન કરતી તે બંને બેનો સરોવર આગળ આવી પહોંચી અને હાથ, પગ, મોં વગેરે ધોઇ શાન્ત થઈ. બંને બેનોએ લાંબી મુસાફરી કરેલી હોવાથી પુલ.

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥३॥
सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥४॥

---

વાડીમાં સરોવરને તીરે મુકામ કર્યો. આ જગોએ ગામની સ્ત્રીઓનાં ટોળેટોળાં પાણી ભરવા આવતાં હતાં. સુવર્ણનાં પાત્રો, હીરા માણેક અને આભુષણોથી તેઓ અપ્સરાઓ કરતાં પણ અધીક દેખાતી હતી. આ હંસગામીનીઓએ ઉત્તમ ચીર પહેર્યાં હતાં આમાંની કેટલીએક પ્રેમપૂર્વક સ્વપતિની વિનોદ વાર્તા કરતી સખીઓ સામે જોતી હતી. આ સઘળી સ્ત્રીઓ ચાંદ્રાયની માંદાયનીની આગળ થઇને જતી હતી. આ સ્ત્રીઓને સતી ચાંદ્રાયનીએ વિનયથી કહ્યું કે બેનો અમે બન્ને બેનો છીએ અને ઉત્તમ બ્રાહ્મણ જાતીની છીએ. આ મારી નાની બેન છે એને માટે વર જોઇએ છીએ; માટે કોઇ સુંદર વરની ભાળ કરી આપી અમારૂં કામ કરો. આમાંની કેટલીક તરૂણ સ્ત્રીઓ માંદાયનીને પ્રૌઢા અને કુંવારી જોઈ ત્રાસ પામતી હતી. કેટલીક કામનીઓ ઉપહાસ (મશ્કરી) કરી કહેતી કે વર વગર એનું તારૂણ્ય એળે ગયું. વળી કેટલીક મજાકમાં બોલતી કે બાઇ જેણે કાશામાં કરવત મુકાવ્યાં હશે કે હિમાલય ઉપર તપ કર્યું હશે એવા નરને આ રૂપ રૂપનો ઢગલો એવી માંદાયની સ્ત્રી મળશે! વળી કેટલીક બોલી અરે આનું શરીર તો સૂકા લાકડા જેવું છે, અને નસે નસમાં રોગ છે. બેનો જેના કરમના ભોગ હશે તે નર આ સ્ત્રીને પરણશે. વળી કોઇ બોલી કે એનાં ગાત્ર તો ગળી ગયાં છે અને આંખો ઉંડી ઉતરી ગઈ છે છતાં એને પરણ્યાના કોડ થાય છે એ પણ વિધાતાના લેખસ્તો બેન! કોઇ વિચારવંત સ્ત્રી બોલી કે બેનો શહેરમાં શોધો, વર મનગમતો મળી આવશે. કોઇ બોલી કે વર ન મળે તો પીંપળા સાથે પરણજે. કોઇ કહે કે ગૌમ્સ

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥५॥
संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥६॥

---

ધણીએ એને તજી દીધાં છે, કોઇ કહે કે એ વિધવા છે. કોઈ કહે કે એ નષ્ટ પગલાંની છે, તો કોઇ કહે એને મંગળ છે. કોઈ કહે કે ગાંડી દેખાય છે, તો કોઈ કહે કે ઠગારી અને ચેસ્ટી છે. કોઈ કહે આવડી મોટી અને પ્રફુલ્લિત અવસ્થાવાળી તે શું કુંવારી હોય કે? કોઈ કહે એતો માનવી રૂપે સાક્ષાત દેવી છે. કોઇ કહે એ પિશાચણી છે, તો કોઈ કહે એ દૈત્યની જાત છે.

આ પ્રમાણે જેમ જેના મનમાં આવે તેમ તે બોલવા લાગી. આ સર્વ માંદાયની નીચું મોડું કરી સાંભળતી હતી! તે અતિશય લજ્જા પામી ભોંય ખોતરતી પરમેશ્વરનું સ્મરણ કરતી હતી. અને તેના ઉપર વિશ્વાસ રાખી સર્વ સહન કરી રહી હતી. થોડીવારમાં દૂરથી આવતું બ્રાહ્મણોનું ટોળું તેમની નજરે પડ્યું. આ બ્રાહ્મણો પ્રત્યે માંદાયના હર્ષ પૂર્વક વિનયથી બોલી કે હે વિપ્ર કુમારો અમે દૂર દેશથી આવાએ છીએ તમે અમારા ઉપર ઉપકાર કરી કોઈ કુંવારો પુરૂષ અમને બતાવો કે જેથી કરી અમારૂં કામ થાય. અને તમને પુણ્ય લાગે! વિશેષ અનાથને મદદ કરવી, મંગળ કાર્ય કરવાં, તથા પરમાર્થમાં પહેલ કરવી એ મનુષ્યના ધર્મ છે. આપ વિપ્ર કુમારો છો તેથી સઘળું સમજો છો, માટે વિનંતી કરૂંછું કે દયા લાવી કોઈ દ્વિજ મેળવી આપો, આ સાંભળી તે ટોળામાંથી એક તરૂણ ઠાવકું મોઢું રાખી વિવેકથી બોલ્યો કે બાઇ ચિંતા છોડો દો. આ શહેરમાં મંદમતિ નામે મુની છે, તે હજુ બાળકુંવારા છે. વળી તે તેજસ્વી અને સ્ત્રીની ઈચ્છાવાળા છે. તે આ પદ્મીનીનું પાણીગ્રહણ કરશે. તે મુની કાશીએ જઇ ચારે વેદ ભણી આવ્યા છે.

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ।
सर्व भूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥७॥
नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशन्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥८॥

---

અને ત્રિકાલજ્ઞાની થયા છે. વળી કુલિન, વિદ્વાન અને પરમ ધાંર્મિક છે. તેમની પાસે દોલત પણ અખૂટ છે. તેમને કન્યા મેળવવાની ઘણી હોંસ છે, માટે તમે સત્વર ત્યાં પધારો. તેઓ સાક્ષાત પરોપકારની મૂર્ત્તિ છે માટે તે તમારૂં કામ જરૂર કરશે.

આ પ્રમાણે કહીને પેલો કૌતુકી વિપ્રકુમાર મંદમતિને ઘેર આવ્યો. અને તેને માંદાયની સંબંધી વાત કહી. તે બોલ્યો કે તે સ્ત્રી રૂપમાં રંભા સમાન અને ઉત્તમ ધર્મ જાણનારી છે. મુનીજી ! તમારાથી તે મોહ પામી છે, તેથી બીજા કોઇને ચહાતી નથી. દેવાંગના કરતાં પણ તે વિશેષ છે. તે આજેજ આ શહેરમાં આવી છે. મેં તેની ભાળ તમને બતાવી છે, માટે આવો જોગ જવા દેશો નહિ. ફરીથી આવું પુતળું મળવાનું નથી. આ સાંભળી મંદમતી ખુશ ખુશ થઈ ગયો અને વિચારસાગરમાં ડોલવા લાગ્યો.

આ તરફ ચાંદાયની અને માંદાયની મંદમતિના મંદિરની શોધ કરતી આમ તેમ ભટકતી હતી. ભટકતાં ભટકતાં તેમને ધર્મધ્વજ નામે ઋષિનો મેળાપ થયો. તેમને તે સ્ત્રીઓએ પુછયું કે આ શહેરમાં મંદમતિ મુની કયાં રહે છે? તેઓ પરણેલા છે કે કુંવારા છે? વળી તેમના ગુણ, રૂપ, ચતુરાઈ, વિદ્યા, વિવેક, ધર્મ, કર્મ, સખાવત, બુદ્ધિ વગેરે કેવાં છે તે કહો. અમને એક જુવાન પુરૂષે તેની ભાળ બતાવી છે. માટે હે મહારાજ આપ દયા લાવી અમને ખરો રસ્તો દેખાડો. વળી આપ વૃદ્ધ છો. તથા વેદનું પઠનપાઠન, તથા વિવેક અને સત્યતાનું પાલન કરનારાછો માટે એ પુરૂષના ચરિત્રનું યથાયોગ્ય વર્ણન કરો. આ મારી

मल्पन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥९॥
ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥१०॥

---

બેનનું ભવસંકટ ભાગે, અને તે મુની આ કન્યા સ્વીકારે એવી યુક્તિ કહો. માંદાયનીનું મોં જોઇને ઋષિને બહુજ ખેદ થયો, અને તેઓ ચાંદાયની પ્રતી બોલ્યા કે હે સતી સ્રી એ યુવાને તમને કહ્યું તેમાં મોટો ભેદ છે. તમે મને પુછયું માટે કહુછું, રીસ લાવશો નહિ.

અનસૂયાજી બોલ્યાં કે હે સીતા, પછી પેલા વૃદ્ધ મુનીશ્વર તે બંને બેનો પ્રતિ કહેવા લાગ્યા કે હે બાળાઓ તમે સ્રી જાત અને ભોળાંછો, તેથી ધર્મ સમજવાની તમારી શક્તિ નથી. પેલા તરૂણ બ્રાહ્મણે ટીખળ કીધું હતું. તમે તેને સાચું માન્યું છે. તમે તેના વચન ઉપર વિશ્વાસ રાખી પ્રપંચીના પંઝામાં સ પડાવાનું કરોછો. હે બાળા એ ઠેકાણું શુભ નથી. હે ચાંદાયની આ તમારી રૂપે ગુણે યુક્ત બેનને આંખ મીચી કુવામાં કયાં નાખોછો. આવી સકોમળ સ્રાનું પાનું એવા નીચ સાથે પાડી તમે પોતાને હાથે શામાટે હાની કરોછો. એતો ન કરવાનું કામ છે. એ મંદમતિતો પાપાગાર છે. એ દ્વિજ ષટકર્મ રહિત છે, અને દૈત્યના જેવા ગુણવાળો છે. એનામાં હજારો દુર્ગુણો છે, તેથી એ તમારી બેનને લાયક પતિ નથી. એ પોતાના નામ પ્રમાણે ખરેખર મંદમતિનોજ છે, અને વળી નીચા ગુણવાળો, અનાડી, તુચ્છ અને તામસી છે. એને કોઇની જોડે બનતું નથી. તે હંમેશાં ક્રૂર કર્મ કરવાવાળો, ક્રોધી, કપટી, કામી, વ્યસની અને દરિદ્રી છે; માટે તમે જો એને પસંદ કરશો તો તમારી બેનનો અવતાર એળે જશે. વળી અધુરામાં પુરો એ લંપટ અને વેશ્યાની યારીમાં મશગુલ રહેનારો છે. એણે પોતાની વડીલો-

कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।
योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥११॥
युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तःकामकारेण फले सक्तो निबध्यते ॥१२॥

---

પાર્જીત મિલકત એવાં બદકર્મો કરવામાં ઉડાવી દીધી છે. હાલ-માં તેને રહેવાને ઘર નથી અને પેટના પણ સાંસા છે. તેથી હવે ભીખ માગવાનો ધંધો લઈ બેઠો છે. એના આવા ગુણોથી એને સગાંવહાલાં તથા નાતજાતે પણ તજ્યો છે, અને તેને લીધેજ તે હજુ સુધી કુંવારો રહ્યો છે. એણે લાજમર્યાદા તો નેવે મુકી છે. ઇશ્વરે એને ઠીક શિક્ષા આપી છે. એનો જરા વિચાર કરજો. અંધ થઈ કુવામાં પડતાં નહિ. આંધળા આગળ આરસી જેમ નકામી છે, તેમ એ શઠ આગળ આ સુશીલા નકામી છે. બગલાને મોતી, ગધેડાને ખટરસ અને વાંદરાને મણી આપવો યોગ્ય નથી, તેમ આ સદ્‌ગુણ સંપન્ન તરૂણીને એ શઠ યોગ્ય નથી. જે દુર્ભાગી હશે કે જેના ભોગ લાગ્યા હશે અથવા જેનો દૈવ રૂઠયો હશે તેજ સ્ત્રી એ નાલાયક સાથે સંબંધ કરશે. એની સાથે સંબંધ જોડી હૈયાની હોળી સળગાવ્યા કરતાં અગ્નિમાં પ્રવેશ કરવો એ વધારે સારૂં છે. માટે હે સ્ત્રી તમે એની વાત પડતી મૂકી તમારે ઘેર જાઓ. તમારા લાભ માટે જે ખરી વાત હતી તેજ તમારા પુછવાથી મેં નિવેદન કરી. હવે તમારી મરજીમાં આવે તે કરવા તમે સમર્થછો. આટલું કહી તે વૃદ્ધ મુની ચાલતા થયા. પછી સતી ચાંદાયનીએ પોતાની બેનને પુછયું કે હે બાળે જાણીજોઇને ઝેર પીવાયજ નહિ, માટે મારી મરજી તો અહીંથી પાછા ફરવાની થાય છે; કારણ કે આ વૃદ્ધ મુનીએ વિના સ્વાર્થે આપણા હિતને માટેજ ભેદ કહ્યો છે. જો એ ન મળ્યા હોત તો આપણે પેલા બ્રાહ્મણના ટીખળને ખરૂં માની પાછળથી બહુ ખેદ પામત.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥१३॥
न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥

---

પોતાની મોટી બેનનું વચન સાંભળી માંડવ્યની બોલી કે હે બેન આપણે દેશવિદેશ બહુ રખડચાં પણ મને વરનાર કોઈ મળ્યો નહિ, અને આપણો મનનો ક્લેશ સમ્યો નહિ; માટે એ ગમે તેવો હશે તોપણ તેને સારો માનીને હું એની સાથેજ પરણીશ. આંબાના અભાવથી બાવળીઓ સારો માની લઈશ. એના અવગુણની મને પરવા નથી. મારે તો પતિનું પૂજન કરવા માટેજ પરણવું છે. બેન, પુણ્ય કરતાં પાપ લાગેજ નહિ, તેમ એની પૂજા કરતાં મને દુઃખ પડવાનું નથી. તેમ છતાં પણ દુઃખ પામીશ તો મનમાં સંતોષ પકડી દુઃખને સુખ માની લઇશ. આ શરીર સુખને પાત્ર નથી. દુઃખ સહીસહીને શરીર શોષી નાખ્યું તો હવે વધારે શોષીશ. બેન કહેવત છે કે "અતિ ઋણીને ઋણ નહિ અને અતિ દુઃખીને દુઃખ નહિ." માટે થવા કાળ હશે તે થશે. તું શામાટે વિમાસણ કરે છે. પરમાત્મા ઉપર વિશ્વાસ રાખી તું મને એ વરની પાસે લઇ જા. મારે તો કર્મને આધીન રહી સુખદુઃખ સહન કરવાં છે. વિધાતાના લેખ કોઇથી મીથ્યા થવાના નથી. આ સંસારમાં કોઈ પણ પ્રાણી દુઃખને ચહાતું નથી, છતાં બધાં સુખી હોતાં નથી. એતો ઇશ્વરનું ધાર્યુંજ થાય છે, ઇશ્વર ક્ષણમાં તૃણનો મેરૂ કરવા અનેમેરૂનો તૃણ કરવા શક્તિમાન છે. હે બેન, જે કામમાં પ્રથમથી દુઃખ દેખાય છે તેમાંજ પાછળથી સુખ માલુમ પડે છે. सत्यमेव जयते એટલે છેવટે સત્ય જીતે છે. આ વાકય કંઇ કપોળ કલ્પિત નથી. ધર્મનો સદા જય છે. માટે ધૈર્ય ધરી લગ્નનું મંગળ કામ આરંભો કે મારા દુઃખનું નિવારણ થાય.

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेन[illegible] वेन मुह्यंति जंतवः ॥१५॥
ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥

---

અનસૂયાજી બોલ્યાં. હે વિદેહ રાજપુત્રી, પોતાની નાની બેન માંદાયનીનાં વચન સાંભળી સતી ચાંદાયનીની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી, અને તેણીની પ્રત્યે બોલી કે અરે! હું જાણી જોઇને કસાઇને ગાય કેમ સોંપુ? એવું ડગલું ભરતાં મારૂં હૃદય બળી જાય છે. મને લાગે છે કે હું કાળપાસથી ઘેરાઇછું, મારૂં તન થરથર ધ્રુજે છે.

એ સાંભળી માંદાયની બોલી, કે બેન મારી વિનંતી શ્રવણ કર, અને મન વાળ. જ્યારે પરમેશ્વર સાક્ષાત્કાર થતા નથી ત્યારેજ લોકો પ્રભુનું પ્રતિમામાં પૂજન કરે છે. સૂર્ય ચંદ્ર ન હોય ત્યારેજ લોકો દીવો કરે છે. પાસે ચંપો ન હોય ત્યારેજ વેલી વાંસની સાથે વીંટાય છે. સંતાન ન હોય ત્યારેજ તુળસી પરણાવે છે. જ્યારે હીરા, રત્ન કે સુવર્ણ ન મળે ત્યારેજ નીકલથી મન તૃપ્ત થાય છે; માટે મન વાળ્યા વગર સિદ્ધિ નથી. માણસ જો મન વાળી સંતોષ પકડે તો જીંદગી સુખકર થાય. અસંતુષ્ટ જનો સદા રીબાયાંજ કરે છે, માટે હે બેન મેં મારૂં મન વાળ્યું છે, અને તેથી પરામાત્મા અલ્પ સમયમાં મને સર્વ વાતે સુખી કરશે. ઇચ્છાઓને તાબે રહેનાર માણસ સુખ પામતો નથી અને તૃષ્ણાઓ રાખવાથી કંઇ વળતું નથી. છેવટે થવાનું તો પ્રભુનુંજ ધાર્યું. એ મંદમતિને કોઇ કન્યા આપતું નથી ત્યારે મને કોઇ ગ્રહણ કરતું નથી, માટે અમારી બન્નેની જોડી બરાબર મળી છે. મારા કર્મમાં એજ પતિ છે. મેં એને તનમન અર્પ્યું છે. હવે હે બેન બીજી વાત જવા દે. એના સિવાય બીજા પુરૂષો મારે ભાઇ તથા પિતા સમાન છે. હે બેન ચાલ હવે ઉતાવળ કર અને ચિંતા

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥१७॥
विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥१८॥

---

છોડી દે. આ પ્રમાણે માંદાયનીનો આગ્રહ જાણી ચાંદાયની તેને મંદમતિને આશ્રમે લઇ ગઇ. તેમણે તે મુનીને બરાબર જોયો. તે આખે શરીરે કુરૂપ અને શનિશ્ચર જેવો દેખાતો હતો. તેના શરીરમાં ફક્ત હાડકાંજ હતાં તે કેફમાં ચકચુર રહેતો હતો. તેનામાં દરિદ્રતાનાં લક્ષણ હતાં. તે બેઠો બેઠો ગાંજાની ચલમ પીતો હતો. તેનામાં એક પણ શુભ ચિહ્ન નહોતું. ચાંદાયનીએ પેલા વૃદ્ધમુનિના મોંઢાથી જેવું એનું વર્ણન સાંભળ્યું હતું તેવું જ આબેહુબ દ્રષ્ટિએ પડયું તેથી મનમાં ક્રોધ લાવી બોલી કે હે ઘેલી બેન તારી બુદ્ધિમાં ફેર થયો હોય એમ જણાય છે. ગમે તેટલી ભૂખ લાગી હોય તોપણ વિષવાળું ભોજન થાયકે? આ દુષ્ટ અને દુર્ગુણી સાથે પરણવા કરતાં કુંવારાં રહેવામાંજ સાર છે? હે બેન આ ક્રૂર અને દૈત્ય જેવાને શરણે જવા કરતાં મરવું એ પરમ સારૂં ગણાય? તારી યુવાવસ્થા હવે અરધી તો પુરી થઇ જવા આવી છે તો હવે પરણીને શો સાર કાઢવાનો? માટે હે ચતુરા હવે બહુ થયું. અહીંથી ચાલ. એવાની સાથે પરણવામાં ફજેતી સિવાય અન્ય લાભ નથી, માટે બેન જપ, તપ, સમાધિ વગેરે કરી પરમેશ્વરને રીઝવ અને ઉલ્લાસ પામ.

બેનનાં આવાં વચન સાંભળી માંદાયની ગરીબડી જેવી થઇ ગઇ અને રડી પડી. પછી બોલી કે તપની વાત બોલતી નહિ. એતો ફોકટ ફાંફાં છે. એનો મેં સારી પેઠે અનુભવ મેળવ્યો છે. એ રસ્તો સીધો નથી મારે મન તપ તુચ્છ છે જેમ સર્પ કાંચળી તજી દેછે અને વૃક્ષ માંદડાં તજી દેછે તેવું તપ છે. માટે આજે આ વાતમાં વિઘ્ન નાખી મને નિરાશ કરતી નહિ. એ

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥
न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥२०॥

---

મંદમતિ મારા મનનો મણી અને સુખનું ધામ છે. હું મન, વાચા, કર્મ વડે એને વરી ચુકીછું. દેહ પડતાં બીજાને કદી ભજીશ નહિ. અને એને તજીશ નહિ. હે બેન લગ્ન થયા પછી એના સર્વ અવગુણો છોડાવીશ, અને નબળી ચાલ પણ તજાવીશ એને એવી વિદ્યા ભણાવીશ કે એના મનની મલિનતા દૂર થઇ જશે. ઉપર પ્રમાણે હું સુધારૂં તોજ મને તારી વહાલી બેન ગણજે, માટે હે બેન મારી લેશ પણ ચિંતા કરીશ નહિ.

માંદાયનીનાં પરમ ધૈર્યતાવાળાં વચન સાંભળી ચાંદ્રાયની પ્રસન્ન થઇ ગઇ અને બોલી, કે બેન ધન્ય છે તારી ધીરજ અને સહનશીલતાને !

ચાંદ્રાયનીએ હર્ષ પામી તેને મંદમતી સાથે પરણવાને હા કહી. તેથી માંદાયની હાથ જોડી મંદમતીને કહેવા લાગી કે હે નાથ! મારી એક વિનંતી સ્વિકારો. એ વિનંતી તે એજ કે હું આપની દાસી થવા ઇચ્છુંછું, માટે ઉલ્લાસ આણી આપનું શરણ આપી દાન કરો.

મંદમતિનો વાટજ જોઈ રહ્યો હતો તેથી એ અબળાને જોઇ ત્યારથી તે હર્ષની નાવમાં ડોલતો હતો માંદાયનીએ કહ્યું તે સાંભળી વિચાર કરી બોલ્યો. હે સ્ત્રી તારી ઇચ્છાછે તો હું ના કહું તો નથી તારે વરવું હોયનો ભલે વર પણ હું જે કામ કરતો આવ્યોછું, તે છોડીશ નહિ, અને ક્યાંજ જઈશ જો મારા કામની આડે આવીશ તો તને સત્વર તજી દઇશ એ નક્કી સમજજે.

માંદાયનીએ પ્રત્યુત્તર આપ્યો કે હે સ્વામીન્ હું હાથ જો-

बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥२१॥
ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥२२॥

ડી કહુંછું કે સદા આપની ઇચ્છાનેજ આધીન રહીશ.

પછી શાસ્ત્રની રીતિ પ્રમાણે બંનેએ સોગન લીધા અને પરમ આનંદથી પાણિગ્રહણ કર્યું પછી ચાંદાયની પોતાની બેનને યોગ્ય શિખામણ દઇ વિદાય થઈ.

હવે માંદાયનીએ વિચાર કર્યો કે રહેવાને ઘર નથી માટે ગામની બહાર એક ઉપવનમાં પર્ણકુટી બાંધીને તેમાં રહેવું. તેથી પોતાના પતિને તે વિચાર જણાવ્યો. તેણે હા કહી તેથી એક નિર્ભય સ્થળ જોઈ તેઓ ગામ બહાર ઉપવનમાં પર્ણકુટી બાંધીને રહેવા ગયાં.

---

## પ્રકરણ ૬ ઠું.

## માંદાયનીની પતિ સેવા અને તેના પ્રભાવથી તેના પતિનું ઉગરવું અને ગુણકાનું મરવું.

સીતાજી બોલ્યાં કે હે અનસૂયાજી, મને એક સંશય ઉપજ્યો છે. તે એ છે કે ચાંદાયની ત્રિકાળજ્ઞાની હતી, અને પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી તેણે પોતાની બેનને અગ્નિના ભયથી બચાવી પાવક શાંત કર્યો હતો. વળી પેલા નિષ્કુળ મુનીનો ગર્વ સહેજમાં ઉતાર્યો હતો. છતાં બેનને માટે વર શોધવા દેશવિદેશ રખડી એ મોટા આશ્ચર્યની વાત છે.!

એ સાંભળી અનસૂયાજી બોલ્યાં કે હે સુભગે, મેં તને કહ્યું

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥२३॥
योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्म निर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥२४॥

હતું કે માંદાયની તરૂણાવસ્થામાં હતી ત્યારે તેને પરણવાનો પ્રેમજ નહોતો. પુરૂષ માત્રનો તિરસ્કાર કરી તેણે વનવાસ સેવ્યો હતો, અને સ્વતંત્ર થવા ફાંફાં માર્યાં હતાં; માટે તેના મનની પરીક્ષા કરવા સારૂ તથા મમત્વનું પરિણામ કેવું આવે છે તે દેખાડવા અને પતિ વગરની સ્ત્રીનો જગતમાં વક્કર કેટલો છે તેની ખાત્રી કરાવવા અને સ્ત્રી પરતંત્ર છે તે સમજાવવા વને વન ભટકી. વળી પેલા બ્રાહ્મણોના વચનથી પરણવાની ઇચ્છા ઉદય પામી હતી. તેને પુષ્ટ કરવાને અને સંસારમાં કેવું સુખદુઃખ વેઠવું પડે છે તે પ્રત્યક્ષ બતાવવાને દેશવિદેશ તેણીને સાથે લઇ ફરી કે જેથી માંદાયનીને પસ્તાવો થાય નહિ; અને સંસારપર વૈરાગ્ય ઉપજે નહિ. હે સીતા, એટલાજ કારણસર સતી ચાંદાયનીએ ભવિષ્ય કહી દીધું નહોતું કેમકે જો તેમ કરતતો માંદાયનીને પ્રથમથી સંસારનો અનુભવ થાત નહિ.

અનસૂયાનું કહેવું સાંભળી સીતાજીનો વહેમ દૂર થયો અને તે હાથ જોડી પાયે લાગી બોલ્યાં કે એ વૃત્તાન્ત આગળ કહો.

ત્યારે અનસૂયાજી બોલ્યાં કે હવે માંદાયની શુદ્ધ[1] બુદ્ધિથી પતિની આજ્ઞાનુસાર કામ કરવા લાગી. તથા તેને પ્રભુતુલ્ય ગણી મન, વચન, અને કર્મથી તેનું પૂજન કરવા લાગી, તથા તન,

[1] "બુદ્ધિ એ શક્તિ છે, પણ કળા તે શક્તિને માર્ગે દોરવાનો ઉપાયછે; બુદ્ધિથી શું કરવું તે સમજાય છે, પણ કળાથી તે કેમ કરવું એ નજરમાં આવે છે; બુદ્ધિથી માણસ માનને યોગ્ય થાય છે, પણ કળાથી માન પામે છે. બુદ્ધિ સમૃદ્ધિ છે. કળા રોકડ છે." માટે કળ શક્તિનું સામર્થ્ય અપૂર્વછે.

लभंते ब्रह्म निर्वाण मृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥२५॥
कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्म निर्वाणं वर्तते विदितात्मनाम् ॥२६॥
स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥२७॥

---

મન ને ધન અર્પી આનંદ આપવા લાગી. વળી પતિના સુખનાં સાધનો પ્રથમથીજ તૈયાર કરે, પતીનું કામ કરતાં ટાઢ કે તડકો જુએ નહિ, અને વનમાંથી સુકાં લાકડાં એકઠાં કરી નગરમાં વેચી તેના પૈસાનું અન્ન આણી તે વડે પ્રથમ પતિને સંતોષી પછી પોતે જમે. આટલું છતાં પણ મંદમતિ તો મંદમતિજ રહ્યો. બિચારી પદ્મની જેવી માંદાયનીને પશુતુલ્ય ગણી મનમાં તેને ઇચ્છતોજ નહિ, અને એક ગુણિકાની સાથે પ્રેમ હોવાથી રાત્રીને વિષે ત્યાંજ શયન કરવા લાગ્યો. વળી ઘરમાં કાંઇ ચીજ કે પૈસા હોય તે ચોરી જવા લાગ્યો, તોપણ માંદાયની નિત્ય પ્રસન્ન રહેતી અને કિંચિત્ પણ કલેશ પામતી નહિ. પતિને પરમેશ્વર ગણીને તેનો લેશ પણ દ્વેષ લાવતી નહિ. પતિને નિહાળી દર્શન કરી તેનું કલ્યાણ ઈચ્છતી પોતાના દિવસો ગુજારવા લાગી પતિનું મન મેળવવાને અનેક ઉપાયો કરતી તેથી અપરાધ વિના કોઇવખત માર પણ ખાતી છતાં તે ચંદ્રવદની પતિને પોતાનું દૈવત સમજતી અને મધુર વચનો બોલી તેનો ક્રોધ ઉતારતી, સખત માર ખાતાં પણ મનમાંથી પતિપ્રેમ ઓછો કરતી નહિ; અને તેની રૂચી પ્રમાણે કામ કરવા તૈયાર રહેતી. પતિના હિતની વાત તેને સમજાવીને કહેતી અને કળેકળે અક્ષર જ્ઞાન આપતી તથા પુસ્તકો વાંચી તેમાં સમજ પાડતી. ભાંગ, ગાંજો, માઝમ, મદિરા, આદિ માદક ચીજોથી થતું નુકશ

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधोयः सदा मुक्त एव सः ॥२८॥
भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांति मृच्छति ॥२९॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्म-
संन्यासयोगो नाम पंचमोऽध्यायः ॥५॥

---

સાન કહી તે છોડાવવા સુબોધ દેતી, વ્યસનથી પૈસાની ખરાબી ઉપરાંત શરીરમાં અનેક રોગો મૂળ ઘાલે તથા બ્રાહ્મણનો ધર્મ લોપાય અને લોકોમાં હાંસી થાય વગેરે સુબોધ ધીરે ધીરે આપવા લાગી. ઘી, સાકર, દૂધ વગેરે શરીરમાં બળ, તેજ તથા બુદ્ધિનો વધારો કરનાર પદાર્થો તજી ઉપરનાં કહેલાં વ્યસનો કરનારને અક્કલના દુશ્મન સમજવા. જે માણસો પૈસે ટકે ભર-પૂર હતા, તે પણ વ્યસનથી તારાજ થઈ ગયા અને તેઓનાં ઘર પણ વેચાઇ ગયાં. એવી વાત વઃરેઘડીએ કહી કેટલાંક વ્યસન પોતાના પતિ પાસે છોડાવ્યાં. હવે ફક્ત વ્યભિચારનો અવગુણ રહ્યો.

અનસૂયાજી કહે છે કે હે સીતા, આગળ સાંભળો. મંદમ-તિ જે ગુણિકાને ઘેર જતો હતો તે ગુણિકાનું નામ વિષવંતિ હતું. તે જુઠી પ્રીત બતાવનારી, ઠગારી અને ધુતારી હતી તેણે જ્યાં સુધી મંદમતિ પાસે ધન હતું ત્યાં સુધી તેને જુઠી પ્રીત બતાવીં સર્વ ધન પટાવી લીધું, અને પછી તે હલકી કુલટાએ પોતાના નીચા ગુણ બતાવવા માંડયા. હવે મંદમતિ રોગીલો થયો. તે તેણીને લગાર ગમતો નહિ. દુનીઆમાં એવીજ રીત છે કે વિપત્તિ આવે ત્યારે કોઇ પાસે આવે નહિ, તો પછી વેશ્યા

। श्रीभगवानुवाच ।

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥१॥
यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥२॥

---

જાત તે મંદમતિને તજી દે એમાં નવાઈ શી? તેણી મંદમતિનો તિરસ્કાર કરવા લાગી તોપણ તે છકેલો તેણીને ઘેર જતો અટકે નહિ. એક દિવસ તે ગુણિકાએ ચોખેચોખ્ખું કહી દીધું કે ગમાર હવે તું નિર્ધન અને રોગીલો થઇ ગયો છે, માટે ખબરદાર જો મારે ઘેર આવ્યો તો? હું તો ભોગી જનની સ્ત્રી છું અને તું તો સડી ગયો છે. મારે તો હંમેશાં મોજમઝા ઉડાવવા ધન જોઇએ અને તું તો હવે ભિખારચોટ થઇ ગયો છે. તારાથી હવે મારૂં પોષણ થાય નહિ માટે હે મૂર્ખ હવે આવ્યો તો લાત મારી કાઢી મુકીશ.

પોતે પ્રાણથી પણ અધિક ગણેલી વહાલી સ્ત્રિવંતીનાં હૃદયભેદક વાક્ય સાંભળી મંદમતિને રીસ ચઢી અને ભ્રમર ચડાવી બોલ્યો. અરે ઓ રંડા, ઠગારી, તારી કૃતી મેં પ્રથમથી જાણી નહોતી. તેથીજ મેં તને હજારો રૂપીઆ ખવરાવ્યા. હે નીચ તું લુણ હરામી થઇ. મને ધિક્કાર છો હે પાપણી નિશ્ચય માનજે કે આજ તારૂં મોત ભમે છે! જે કાંઈ હોય તેજ તારાથી હારે? હું હારવાનો નથી. તેં મને ચાવીને ચુરો કરી નાખ્યો તથા સર્વ વાતે નીચોવી નાખ્યો. મારૂં સર્વસ્વ લુંટી લીધું અને આબરૂથી બેઆબરૂ કર્યો તો પણ તું ધરાઈ નહિ? તેં જે મોંઢે માગ્યું તે મેં આપ્યું. તારા કરતાં મારા જીવને પણ વહાલો ગણ્યો નહિ અને સર્વ માલ ખવરાવ્યો. ત્યારે હે રંડા તું મતવાલી બની છે કેમ? પણ જયાં સુધી આ દેહ છે ત્યાં સુ-

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥३॥
यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥४॥

---

ધી હે કુલટા તને મારો માલ પચવવા દઇશ નહિ? આજજ ફરિઆદ કરી તારૂં ઘર હરાજ કરાવુંછું. કદાચ ફરિઆદીમાં ફાવીશ તો ઓ દગાબાજ નક્કી માનજે કે હું તારૂં નાક કાપીશ. તું અહીંથી નાશી જશે તો પાતાળમાંથી પણ તને પકડી તારૂં નાક કાપીશ. પછી રાજા મને કેદ કરે તો ભલે!

એ સાંભળી ગુણીકાએ મનમાં વિચાર કર્યો કે આતો અક્કલનો બારદાન છે માટે વખતે નાક કાપે પણ ખરો અને કદાચ દરબારમાં ખબર થાય તો રાજા દંડ કર્યા વગર રહે પણ નહિ, માટે હમણાં તો સ્ત્રીચરિત્ર કરી એને ઠંડો પાડું. પછી તેણી આંખમાં પાણી લાવી પ્રથમ રડી પડી અને પછી હાવભાવ અને આંખોના ચાળા કરી મોંઢેથી લટકાબંધ બોલવા માંડ્યું. તે બોલી કે હે મારા પ્રાણાધાર, હે સ્નેહના સાગર, તમે તો મારા માથાના મુગટ છો. હુંતો આપની ચર્ણરજ દાસી છું. મેંતો મારા પ્રત્યે આપનો પ્રેમ કેવો છે. તે જોવા માટેજ આ કામ કર્યું હતું. પ્રાણ, આપનું કમળ સરખું મોંહું જોવાથીજ હું પ્રફુલ્લિત થાઉંછું. તમે તો ચંપક છો અને હું વેલી છું. પ્યારા, આવા હાસ્યવિનોદમાં રીસ ન ધરીએ. હુંતો આપને આધીનછું. મેંતો મારી સકોમળ દેહ આપને અર્પણ કરી છે. પણ હે મારા હૈયાના હાર તમે પ્રેમ તજી દીધો હોય એમ જણાય છે. તો હવે હું કોને શરણે જાઉં. હે પ્યારા, હે પ્રાણનાથ, હું આપ સાથે પ્રેમરજ્જુથી બંધાએલીછું, એ પ્રેમનો દોર મારાથી કદી છુટવાનો નથી. હે રસીક, સુંદર મારાથી ક્ષણ પણ દૂર જશો નહિ. જ્યારે આપ અત્રેથી જાઓછો ત્યારે મને જરાપણ ગમતું નથી. હે નાથ છેક

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैवरिपुरात्मनः ॥५॥
बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मनाजितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥६॥

---

નમેરા શું થઇ જાઓછો હુંતો આ જાત પ્રમાણે મારાથી એકલાં ન રહેવાય માટે બળતી બોલીછું. હુંતો રાંકછું. એમાં મારો દોષ પણ નથી. હવે જો મને એકલી મેલીને જશોતો ફાંસી ખાઇ પ્રાણ તજીશ અથવાતો વિષપાન કરીશ. એ પ્રમાણે બોલી ગળામાં ફાંસો નાખ્યો અને તેજ ઘડીએ મતિમંદે હાથ ઝાલી લીધો.

આહાહા કેવું સ્ત્રીચરિત્ર! વૃથા પ્રેમનું આડંબર દેખાડી બિચારા વિપ્રનું ચિત્ત દ્રવિભૂત કરી નાખ્યું, અને મનમાં એવી પાપગાંઠ વાળી કે લગ આવે એટલે ઘડો લાડવો કરીજ નાંખવો.

કેટલાક દિવસ પછી પેલી પાપી ગુણિકાએ બિચારા બ્રાહ્મણને લાડુ સંગાતે વિષ આપ્યું, અને તે બિચારો ખાઇ ગયો. પણ પોતાની પતિવ્રતા પત્નીના પ્રભાવથી વિષ લાગ્યું નહિ. આહાહા! પરમેશ્વરનો કેવો મહિમા છે. તે સતીના સૌભાગ્યની વહારે ચઢયા. ખરેખર ઇશ્વર પુન્યનીજ તરફદારી કરેછે હવે પેલી ગણીકાને નવાઇ થવા લાગી કે આને વિષ પણ અસર કેમ નથી કરતું? એનું શું કારણ હશે? છતાં પણ એ વ્યવહાર ચાલુ રાખ્યો. મતિમંદને પણ કાંઈ ખબર પડે નહિ તેથી તે તેણીને પ્રાણથી પણ અધિક પ્રિય માનવા લાગ્યો. તેણીની ખાતર પૈસા ખરચતાં જરા પણ અચકાતો નહિ, અને તેણીથી એક રાત પણ વિખુટો પડતો નહિ. જ્યારે તેણીને મળે ત્યારેજ જંપ વળે.

અનસૂયાજી સીતાજીને કહે છે, હવે માંહાયની શું કરણી

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥७॥
ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥८॥

હતી તે સાંભળો તે પરમ ધર્મિષ્ઠ પતિવ્રતનો ધર્મ ધારણ કરી વિશુદ્ધ કર્મ કરી મનમાં અહોનિશ પ્રભુનું ધ્યાન ધરતી હતી. ક્ષણવાર પણ લક્ષ્મીવરને વીસરતી નહિ. પોતાના સ્વામીનું હિત કરવામાં કદિ પણ ચુકતી નહિ. પતિની આજ્ઞાને વેદનીજ આજ્ઞા માનતી. પતિના પગનું સેવન તેજ તિર્થ સમજતી. પતિની સેવાને સ્વર્ગિક સુખ માનવા લાગી. મન કર્મ અને વાણીથી પવિત્ર કર્મ કરતી અને ન્યાય વિરૂદ્ધ ચાલતી નહિ પોતાનો પતિ કોટી કુકર્મનો ભંડાર છતાં તેને સુખનો સાગર માનવા લાગી. રત્નાગર ખારો છતાં મીઠાં જળ વાળી સરિતાઓ તેને મળે છે તેમ ગુણરહિત પોતાના પતિને પ્રભુતુલ્ય માનવા લાગી. જેમ પતંગીઆં જીવ જતાં પણ દીપકમાં ઝંપલાવે છે અને મૃગો જીવ જતાં પણ મધુર સ્વર તરફ આકર્ષાય છે તેમ આ માંગલ્ય મુનીની પુત્રી અતિ કષ્ટ પડે તોપણ સ્વામીથી દૂર ખસતી નથી ઉલટું તેનું મોઢું જોઈ પ્રસન્ન થતી. પતિ પોતાનો ધર્મ તજી વેશ્યાનો સંગ કરે અને પોતાની સાધવી ધર્મપત્નીને ક્રોધ કરી માર મારે તોપણ તેને નિર્દોષ ગણી પોતે તેને પ્રભુતુલ્ય ગણતી.

પોતાનો પતિ દુરાચરણી હોઈ વેશ્યાને ત્યાં જાય એ સ્ત્રીને કેટલું દુઃખદાયી છે તે સહજ સમજાય તેવું છે, છતાં પણ માંડાયની પતિની મરજી હોવાથી પોતે તેને ઉચકીને વેશ્યાને ઘેર મૂકી આવતી. ટુંકામાં કહેવાનું કે પતિના હિતની ખાતર માંડાયની પોતાના જીવને પણ વહાલો ગણતી નહિ તો પછી કોઈ પણ દિવસ ક્લેશ તો ક્યાંથીજ કરે?

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥९॥
योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥१०॥

---

વ્યભિચાર તજાવવા માટે માંડાયની પોતાના પતિને અનેક દ્રષ્ટાંતો આપી બોધ કરે તોપણ રાત પડી કે ગુણકાને ઘેર ગયા વગર ચાલે નહિ. સવાર પડે ઘેર આવે ત્યારે તેનાં દર્શન કરવા માંડાયની આતુર રહેતી હતી. રાત્રે પર્ણકુટીમાં એકલી બેસી પરમાત્માનું ભજન કરતી. પતિ વેશ્યાને ઘેરથી પોતાને ઘેર આવે કે તુરતજ માંડાયની બે હાથ જોડી માથું નમાવી પગે પડતી. પછી તેની આગતાસ્વાગતા કરીને ભોજન કરાવી પોઢાડીને વાયરો નાંખતી. એવી રીતે એને રીઝવવામાં કશી ખામી રાખતી નહિ.

એક દિવસ એ પ્રેમદાના મનમાં વિચાર આવ્યો કે જ્યારે વર્ષાઋતુ આવશે ત્યારે સુકાં કાષ્ઠ મળશે નહિ તો રસોઇ કેવી રીતે થશે. એમ થવાથી પતિની સુકોમળ કાયાને દુઃખ પડે તો આ સ્ત્રી જાતને ધિક્કાર છે. એવો વિચાર કરી થોડાંક સુકાં કાષ્ઠનો સંગ્રહ કર્યો અને તે ઉપરાંત આશ્રમ પાસે કેળ, આંબો, દ્રાક્ષ, દાડમ, જામફળી વગેરે નાના વિધનાં વૃક્ષો ઉછેર્યાં, જેમાંથી પોતાનું પોષણ થતું અને વખતપર અતિથી આવે તે પણ પોષાતો.

આ પ્રમાણે માંડાયની ગ્રહસ્થાશ્રમનો ધર્મ પાળવા લાગી અને પરમ સંતોષમાં રહી પરમાત્માનું ભજન કરવા લાગી. કેટલીક મુદત પછી એવું બન્યું કે મંદમતિને રક્તકુષ્ટનો (પરસ્ત્રી સમાગમથી થતું નુકસાન) રોગ થયો. જેથી શરીરમાંથી લોહી વહેવા લાગ્યું અને હાથનાં આંગળાં વગેરે સડી, ગળી

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥११॥
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥१२॥

---

તથા દુર્ગંધ પણ પુષ્કળ ઉડવા માંડી એથી માંદાયની આકુળ. વ્યાકુળ થઇ ગઈ. આટલું છતાં પણ મંદમતિ ગણિકાના ગાયન અને નૃત્યનો શોખીન હોવાથી ઘરમાં પડી રહેવું માટે ગુંગળાવા લાગ્યો, અને એક દિવસ માંદાયનીને કહેવા લાગ્યો કે તું મને ગણિકાને ઘેર લઇજા. તેને જોઈ મને શાંતિ થશે.

માંદાયનીએ કહ્યું કે હે પ્રાણનાથ જો તમને સુખ થાય એમ હોયતો દરરોજ તેણીને ઘેર લઇ જાઉં. પછી તે દિવસથી રોજ રાત સમયે મંદમતિને માંદાયની ગુણિકાને ઘેર મંચકમાં બેસાડી મુકી આવતી, અને સવારમાં કોઈ જાણે નહિ એમ પાછો પતિને પોતાને ઘેર લાવતી. લાવ્યા પછી ઉના જળથી તેને સ્નાન કરાવી રક્ત, પરૂ વગેરે ધોઈ સાફ કરતી તથા વનમાંથી ઔષધી લાવી ચોપડતી. આ પ્રમાણે કરતાં બાર વર્ષ જેટલો લાંબો કાળ વ્યતીત થયો.

અનસૂયાજી કહે છે હે સતિ શિરોમણી સૌને નિત્યના નિયમ પ્રમાણે સતી માંદાયની એક દિવસ પોતાના પતિને પેલી વિષવંતી ગુણિકાને ઘેર મુકી મુખથી પરમાત્માનું ભજન કરતી નીચે બેઠી, અને પ્રભુતુલ્ય પતિનું કલ્યાણ ઇચ્છવા લાગી. થોડીકજ વારમાં ઉપર ગુણિકાએ સુંદર મનોહર રાગથી ગાયન ગાવા માંડયું તેની સાથે નરઘાં તથા સારંગીનો સૂર અત્યંત આનંદ આપવા લાગ્યો. વિષવંતીના નેનના નૃત્યથી તથા મુખની અદાથી જાણે વીણાના નાદથી મણિધર ડોલતો હોય તેમ મંદમતિ ડોલવા લાગ્યો. બિચારો દ્વિજ વિષવંતીની વિષ ભરેલી ક્રિયાથી ગુલતાન થઈ ગયો. તેને રાત કે દિવસનું ભાન પણ રહ્યું

समं कायशिरोग्रीवं धारयन्नचलंस्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥१३॥
प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चित्तो युक्तआसीत मत्परः ॥१४॥

---

નહિ. જ્યારે તે ચતુર ગણિકાએ જાણ્યું કે આ કેવળ લુબ્ધ થઈ ગયો છે ત્યારે તેણે ગાયન સમાપ્ત કર્યું. ગાયન બંધ થયા પછી મંદમતિ ગણિકાને કહેવા લાગ્યો કે હે ચિત્ત હરનારી ચતુરા, તારા કરતાં વધારે સ્વરૂપસંપન્ન મારી સ્ત્રી છે. પણ તારા પ્રેમરજ્જુથી હું બંધાઇ ગયો છું. તેથી તે મને ગમતીજ નથી. હે પ્રાણાધિક પ્યારી શી તારી બલિહારી! વહાલી તારાં નેન, તારૂં મુખકમળ, તારો આલાપ તથા અપ્સરાના નૃત્યને પણ લજવે એવો નાચ જોઈ તને હું કદી વીસારી શકતો નથી. અરે તારૂં મુખ જોઉં ત્યારેજ મને શાન્તિ મળે છે. હે હૃદય નિવાસિની. કદાચ તું મારાપર ગુસ્સે થાય તોપણ હું તારા અવગુણ મનમાં લાવું નહિ. હે ચપલા તારા સ્નેહથીજ હું જીવુંછું.

વિપ્રની આવી વાણી સાંભળી મનમાં ઉમંગ લાવી પેલી ગણિકા બોલી કે હે વહાલા પ્રાણ, મારો જીવ પણ તમારાથીજ જડાયલો છે મને તમારા પ્રેમનોજ રંગ લાગ્યો છે હે પ્રાણનાથ મારો જીવ એક નિમિષ પણ આપથી જુદો થવા ચહાતો નથી. આવી આવી કેટલીક અર્થ ગર્ભિત વાતો કરતાં મધ્યરાત્રી થવા આવી અને સૃષ્ટિ શાંત થઈ નિદ્રાવશ થઈ ત્યારે પેલી કપટી ગણિકાએ વિચાર કર્યો કે આજ આ નિર્ધન અને રોગી બ્રાહ્મણને ઠાર કરવાનો સારો સમય છે. માટે એ કંટકને મારા બારણાથી દૂર કરી મારો આત્મા ઠંડો કરૂં. એ પાપ જશે ત્યારેજ મને શાંતી થશે. આ પ્રમાણે નિશ્ચય કરી તે પાપીણીએ મદિરાના ચાર પ્યાલા તૈયાર કર્યા, જેમાંના એકમાં વિષ ભેળવ્યું હતું. પછી હાવભાવ કરી પેલા વિપ્રને ભેટી ગળામાં પોતાનો

युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः ।
शांतिं निर्वाणपरमांमत्संस्थामधिगच्छाति ॥१५॥
नात्यश्नतस्तुयोगोऽस्ति न चैकांतमनश्नतः ।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६॥

---

હાથ નાખી, પોતાની છાતી સાથે ડાબી અતિ પ્યારથી મદિરા-નો પ્યાલો પીવા આપ્યો. પેલાએ મદિરા પાન કર્યું અને પેલી પણ એક પ્યાલો ગટગટાવી ગઇ, તરતજ મંદમતિને બીજો પ્યાલો આગ્રહ પૂર્વક આપ્યો અને એક પોતે લીધો, પણ સરત ચુકથી વિષ મિશ્રિત પ્યાલો પોતે પી ગઈ, અને પોતાની પાપ બુદ્ધિના પરિણામે એ કુલટાએ પોતાનો પ્રાણ યમદૂતના હાથ-માં સોંપી દીધો, આહાહા! કુદરત કેટલી બધી સત્ય છે. આખ-રે સતીનું સતીત્વ ફળિભૂત થયું, અને વેશ્યાનું વાવેલું તેણી-એજ લણ્યું. ખરેખર કપટ તે ચપટ! "ખોદે તે પડે" એ કહેવત ખોટી નથી, ગુણકા બીજાને હણતાં પોતેજ હણાઈ અને તેણીના મનના મનોરથ મનમાંજ રહી ગયા, બળી અનાચારને રસ્તે ઉપાર્જીત કરેલા ધનમાં ધૂળ મળી, અસ્તુ. હવે મંદમતિ-ના શરીરમાં કેફ ચઢવાથી બેભાન થઇ ગયો. તેણે પેલી ગણિ-કા મરી ગઇ છે તે જાણ્યુંજ નહિ. પ્રભાત થયું કે સતી માંદા-યની પોતાના પતિને લેવા આવી પતિનું કુશળ ઇચ્છતી તેની રાહ જોતી નીચે ઉભી રહી મનમાં વિચાર કરવા લાગી કે આ-શ્રમ દૂર છે અને વેળાસર ત્યાં પહોંચવું જોઇએ, વળી સૂર્યોદય થઈ ગયા પછી તાપ પડશે અને પતિ કોમળ છે તેને તાપ લા-ગે એ પણ સંકટ છે. એમ છતાં પણ લોકો પતિનું લાંછન જા-ણી જાય એ મહા નીચું જોવા જેવું ગણાય, પણ હવે કરવું શું ? પતિ હજુ નિદ્રાવશજ માલૂમ પડે છે. આવા વિચારમાં ગુંથાએલી હતી એટલામાં મંદમતિ જાગ્યા. તેણે ગણિકાને શાંત રીતે સુતેલી જોઇ અને પોતાના નિત્યના નિયમ પ્રમાણે તુરત

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥१७॥
यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥१८॥

---

નીચે આવ્યો, તેને જોતાંજ સતી માંદાયની મનમાં ઉલ્લાસ પામી અને મંચકમાં બેસાડીને માથે મુકી ચાલવા માંડી.

પેલી ગણિકાનો આત્મા યમદૂતોના હાથમાં સપડાયો, યમના દૂતોએ તેને અઘોર નર્કમાં નાખી દીધો અને તેના દેહને દાસીઓએ વનમાં રખડતો મૂકયો, જે કાગડા, કુતરા, અને ગીધ વગેરેના ભક્ષમાં ખપી ગયો. તેનું ધન લુચ્ચા, ઠગ વગેરેને હાથ ગયું અને દુરૂપયોગમાં વપરાયું. માટે હે સીતા, પાપીઓનું કલ્યાણ મુઆ પછી પણ થતું નથી, તેમજ પાપ રસ્તે પેદા કરેલું ધન પેદા કરનારના ઉપભોગમાં આવતું નથી એટલુંજ નહિ પણ તે ધન સન્માર્ગે પણ વપરાતું નથી. હે સીતા હવે માંદાયનીની વાત આગળ કહુંછું તે સાંભળો. તેણી પોતાના પતિને મંચકમાં બેસાડી માથે લઇ અસુર થઇ જવાના ભયથી ઝડપથી રસ્તો કાપતી હતી. જયારે અડધે રસ્તે પહોંચી ત્યારે અણુચિંતવ્યું વિઘ્ન આવી પડયું. માંડવ્ય નામે ઋષિ સમાધિમાં બેઠા હતા. તેની નજદીકમાં એક શૂળી હતી. ઉતાવળથી ચાલતાં માથાપરનો મંચક શૂળીને અડયો અને શૂળી નમીને ઋષિના માથામાં વાગી. ઋષિ સમાધિમાંથી જાગ્યા, અને જુએ છે તો માંદાયનીને દીઠી. તે તપસ્વી ક્રોધાતુર થયા, અને બોલ્યા કે હે પાપણી, તું મદમાતી છે. તેં મોટો અધર્મ કર્યો છે. તે અધર્મથી તેં મારા તપમાં વિઘ્ન નાખી મારૂં ધ્યાન ચુકાવ્યું માટે તને શાપ આપુછું કે સૂર્યોદય થતાં તારો ભરથાર મરણ પામશે. ઋષિનાં વજ્રજેવાં વચન સાંભળી માંદાયની થરથર કંપવા લાગી, વળી કાલાવાલા કરી વિનવવા લાગી અને આંખમાં આંસુ સહિત બોલી કે મને તમે

यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥१९॥
यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥२०॥

---

ફોકટ શાપ આપ્યો છે હે ઋષિ મહારાજ, આજ અજાણુથીજ મારાથી સ્પર્શ થયો છે, માટે માફ કરો. ઋષિ બોલ્યા કે હે કાન્તા, મારી વાણી કદાપી મિથ્યા થતી નથી તારો કાન્તરોગ ગસ્ત થઈ ગયો છે છતાં તે જાર કર્મ કરતો અટકતો નથી, તને તેનાથી લેશ માત્ર પણ સુખ નથી. ઉલટી તું તેનાથી વિશેષ દુઃખી છે. તેણે પરનારી સાથે પ્યારની આપ લે કરી છે વળી સુધર્મ તથા નીતિનો એ કટ્ટો શત્રુ છે માટે મારી શિક્ષા એ દુર્બુદ્ધિને ઘટતીજ છે. એ પાપી જીવી ભોંયને ભારે મારે છે.

ત્યારે માંદાયની બોલી કે હે ઋષિ, મારી ખાત્રી છે કે મને તમારી:પાસેથી હવે ન્યાય મળશે નહિ, પણ ન્યાય કરનાર શ્રીહરિ છે. મારે તેની સાથે સાચી સગાઇ છે તે મહા પ્રભુજી મારી લાજ રાખશે. હે ઋષિ તમે સૂર્યોદય થતાં મારા પ્રાણનાથનું મોત થશે એમ કહ્યું પણ જોઉંછું કે સૂર્યોદય શી રીતે થાય છે ? જો સૂર્યનારાયણ મારૂં સૌભાગ્ય તોડે તો હું પ્રતિજ્ઞા પૂર્વક કહુંછું કે હું સૂર્યનેજ મારા શાપવડે બાળીને ભસ્મ કરી નાંખુ. હે ઋષિ હું તમારા શાપથી જરા પણ ડરતી નથી.

ઉપર પ્રમાણે કહી માંદાયની પોતાના સ્વામી સહિત પોતાના આશ્રમમાં આવી પહોંચી. તેણીએ પોતાનો ચોટલો છુટો કરી નાખ્યો તથા આંખો લાલચોળ કરી ભવ્યરૂપ ધારણ કર્યું. તેના શરીરમાંથી અગ્નિની જ્વાળા નીકળવા લાગી. વળી જાણે મહાકાળીએ કોપ કરી સૃષ્ટિનો સંહાર કરવા ઉગ્રરૂપ ધારણ કર્યું હોય-તેવી દેખાવા લાગી. તેની કાયા કંપવા લાગી. તેણીએ દૃઢ

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥२१॥
यं लब्ध्वा चापरं लाभं मन्यतेनाधिकं ततः ।
यस्मिंस्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥२२॥

---

નિશ્ચય કર્યો કે પ્રથમતો સૂર્યને ઉગતો અટકાવું, અને કાળ (મોત) ને આવવા દઉં નહિ જેથી મારા સ્વામીનો વાંકો વાળ થાય નહિ. પછી હાથમાં જળ લઈ તે પતિવ્રતા સ્ત્રી પ્રભુના ધ્યાનમાં લયલીન થઇ ગઇ.

---

## પ્રકરણ સાત ૭ મું.

### માંદાયનીના પાતિવ્રત્ય પ્રભાવથી સૂર્યોદયનું અટકવું ને છેલ્લે મંદમતિનો ઉદ્ધાર.

અનસૂયાજીએ આગળ કહેવા માંડ્યું કે હે સીતા, પછી તે પતિવ્રતા સ્ત્રીએ પરમાત્માની નીચે મુજબ સ્તુતિ કરવા માંડી.

હે સુખના સાગર, હે સત્યના સ્નેહી, હે અવિનાશી દેવ, હે દયાનિધે, હે અનંત, હે અકામી, હે ધર્મ ધારણ કર્તા, તમે ઘટઘટના જ્ઞાતા (જાણનાર) છો. હું અબળા શું કહી શકું! હે દયાળુ દેવ મારી વારે ચઢજો. હે પરમાત્મા મને રસ્તે ચાલતા મુનીએ શ્રાપ દીધો છે, અને તેમાંથી બચવાનો આરો આપ સિવાય બીજો કોઇ નથી. માટે હે કરૂણાળુ મને બળતીને બચાવવા તમેજ સમર્થછો. હે પ્રભુ આ અરણ્યને વિષે નિરૂપાયે હું એકલી રહીછું. હું અબળાનો આપ વિના કોઇ બેલી નથી. મારે આપનુંજ શરણ છે, માટે હે દેવ મને ઉગારો. હું પૂર્વના અવતારમાં સુકર્મ કરનારી ન હોવાથીજ અભાગિણીછું. અને હું વિનાપરાધી વારંવાર દુઃખમાં દળાયાં કરૂછું. હે પ્રભુ મેં સ્વપ્ને પણ સત્ય મૂ

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगो निर्विण्णचेतसा ॥२३॥
संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः ॥२४॥

---

કર્યું નથી, કે કુકર્મ કર્યું નથી; માટે મને આ ઋષિનો શાપ તદ્દન અઘટિત છે, તો હે કરૂણાનિધાન મારૂં રક્ષણ કરો.

હે હરિ હું સતીછું તથા મારૂં સૌભાગ્ય સળેલું છે, એટલે કે મારો પતિ રોગિષ્ટ છે. હે નરહરિ સતીઓને માથે આવું સંકટ કદી હોયજ નહિ. હે કેશવ જો સૂર્યોદય થશે તો મારો પતિ મરણને શરણ થશે, તેથી મારો દેહ તેની પાછળ અર્પણ થશે, માટે હે કમળાપતિ જો મારી વારે નહિ ચઢશો તો તમારી પત જશે.

હે જગન્નિવાસ, જો સતી સ્ત્રીઓ આ પૃથ્વીને વિષે વૈધવ્ય ભોગવશે તો સૌભાગ્યવંતીઓ પતિવ્રત કેવી રીતે પાળશે. જ્યારે એમ થશે ત્યારેતો બધે અધર્મજ પ્રસરી જશે.

હે હૃષિકેશ તમે પાંચાળીને નવસેં ને નવાણુ ચીર પુરાં કર્યાં હતાં. વળી તારાને તમે દુઃખમાંથી મુક્ત કરી હતી. તેમજ સતી દમયંતીનું પણ દુઃખ નિવારણ કર્યું હતું. તો હે કૃપાસાગર મને પણ આજ ઉગારો. હે દયાળુ દેવ મારો જે કાંઇ અપરાધ હોય તેની ક્ષમા આપી મારા સ્વામીના રક્ષણને માટે સૂર્યને ઉગતો અટકાવો. હે પ્રભુ હું અભાગિણીછું, તેથીજ મારા કંથે મારાથી સંસારનું સુખ ભોગવ્યું નથી અને મારાથી તેમની સેવા પણ બરોબર થઇ નથી. એટલામાંતો અણચિંતવ્યું આ વિઘ્ન આવ્યું. હે કમળાપતિ મારા મનમાં આતુરતા હતી કે કાંઇ પણ ઔષધી કરી સ્વામીના રોગનું નિવારણ કરીશ અને સદ્બોધ કરી એમની ચાલ સુધારીશ, પણ મનના કોડ

शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ।२५॥
यतो यतो निश्चराति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ।२६॥

---

મનમાં રહી ગયા. વળી ગ્રહસ્થાશ્રમનો ધર્મ પાળીને ગોવિંદને બોલાવું તથા સદ્ધર્મ ધારણ કરી સ્વામીનાં દુઃખ દૂર કરૂં એવી મારા મનની ઉર્મીઓ આજ નાશ પામી છે. હે વિશ્વેશ્વર હું વૈધવ્યથી બીતી નથી પણ એમાં તમારો મહિમા ઘટશે. જન્મ્યું તે મરેજ એવો નિયમ છે, પણ આથી અન્યાય થયો ગણાશે. હે મહા પ્રભુ મનમાં દયા લાવો મારા પતિને મૃત્યુના મુખમાંથી બચાવો, અને મારા દુઃખનો છેડો લાવો. જેથી દુનિયામાં દ્રષ્ટાંત રૂપ થઇ પડે જો શાપ સફળ થશે તો ઋષિને ગર્વ ચડશે, અને યમકિંકરને મિથ્યા પરિશ્રમ પડશે; માટે હે જગત્રાતા તમારી પત જશે તો પછી સતીઓનો શો મહિમા રહેશે? હે પ્રભુ મને તમારો પુરેપુરો ભરોસો છે કે તમો મારા ભર્તાને શાપથી બચાવશો.

હે પરમાત્મા મારી પ્રતિજ્ઞા સફળ થવી એ તમારા હાથમાં છે. હું તમારા ઉપર ઝુઝું છું. મને તમારોજ આધાર છે મારો લોય તમે ને ઉગારો લોય તમે. હું તમારે શરણે છું. હે હરિ તમે ક્ષણમાં મેરૂનો તૃણ અને તૃણનો મેરૂ બનાવવામાં શક્તિમાન છો. માટે એ કાંઈ કઠણ કામ નથી. ફક્ત તમારી મરજીજ થવી જોઇએ. હે સીતાજી પછી તે સતીએ હાથમાં જળ લઈ ધારણા ધરી ફરીને પરમાત્મા પ્રત્યે કહ્યું હે મોરારી, હે દીનબંધુ, હે દીનદયાળ તમે અમારૂં રક્ષણ કરજો.

આ અડગ પ્રતિજ્ઞાથી ખરેખર સૂર્યોદય થતું અટક્યું અને ચૌદ ભુવનમાં અંધકાર થઇ રહ્યા.

અનસૂયાજી કહે છે, હે જનકકુમારી આ અત્યંત હિતકર

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥२७॥
युंजन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः ।
सुखे न ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥२८॥

---

રી કથા સાંભળો. એથી ધર્મનો મર્મ સમજી શકાશે, અને મનોવૃત્તિઓ નિર્મળ થશે, એમાં શક નથી. ઉપર પ્રમાણે માંડાયનીએ અડગ પ્રતિજ્ઞા લીધી, અને સૂર્યોદય થવા દીધો નહિ. તેથી રાત્રી મોટી થઈ, પણ ઋષિઓ અને અનેક સિદ્ધો જાગ્યા તેઓ બહાર જુએ છે તો અંધકાર સિવાય બીજું કંઇ માલમ પડે નહિ. ગામમાં ઘંટીના ઘોર થતા હતા તથા પક્ષીઓ શોરબકોર કરી રહ્યાં હતાં, પણ રાત્રીનો પાર આવેજ નહીં. તેઓએ જાણ્યું કે આ કંઇક ઉત્પાત થયો છે. કારણકે રાત્રી કેટલી થઈ તે પણ કળી શકાતું નથી. તેઓ કહેવા લાગ્યા કે શું પૃથ્વીએ ફરવું બંધ કીધું હશે? કે સૂર્યને રાહુએ ઘેર્યો હશે? કે શ્રીકૃષ્ણે રાસ રચી છ મહીનાની રાત્રી કરી હશે? આવી આવી કલ્પના કરવા લાગ્યા પણ ખરૂં તાત્પર્ય કોઇથી જણાયું નહિ. જોષીઓ અને ખગોળવેત્તાઓ આકાશનું અવલોકન કરવા લાગ્યા તો કોઇ ગ્રહ કે નક્ષત્ર મળે નહિ. અંતે યંત્ર વડે રાત અને દિવસની ગણના થવા માંડી. નિદ્રા આવે ને જતી રહે પણ કંઇ કામ થાય નહિ. સર્વને અજંપો થવા લાગ્યો અને આખો સંસાર ચિંતાતુર દેખાવા લાગ્યો. યજ્ઞ, આહુતી, દેવ દર્શન, પુન્ય દાન, વૈશ્વદેવાદિ કર્મ, સ્નાન સંધ્યાદિ અર્ધ્ય પ્રદાન વગેરે ધર્મ કર્મો થતાં નહિ, તેથી સૂર્ય અકળાવા લાગ્યો. ઈંદ્રને ચિંતા થઇ અને સર્વ દેવ નિસ્તેજ થયા. આવી રીતે આ અબળાના (માંડાયના) અપાર સામર્થ્યથી સર્વ દેવો દુઃખી થયા. તેઓમાંથી કેટલાક ઈંદ્રની પાસે જઈ ત્યાંથી ~~શીવ~~ પાસે ગયા. તેઓ હસ્ત જોડીને ~~શીવની~~ પ્રાર્થના કરવા લાગ્યા અને બોલ્યા કે હે મહાદેવ

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥२९॥
यो मांपश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥

---

દયા કરો. આ સતીએ સૂર્યને ઉગતો અટકાવ્યો છે. તેનો તમે ઉદય કરો. એ સાંભળી મહાદેવ બોલ્યા કે એ કઠિન કામમાં મારાથી હાથ ઘલાય નહિ. ચાલો તમારી સાથે હું આવું, અને આપણે વિષ્ણુ પાસે જઈને તેમની આગળ આ દુઃખની હકીકત કહીએ, કેમકે વિષ્ણુ મહા પરાક્રમી છે તેણે કંસ વગેરેને શાસન કર્યું છે. વળી બળીરાજાને પાતાળમાં દાબનાર પણ તેજ છે. એમ કહી ભોળાનાથ ઈંદ્રાદિ દેવો સહિત જ્યાં અચળ શ્રીનો વાસ છે એવા વિષ્ણુના વૈકુંઠમાં ગયા. તેઓ વિષ્ણુના ચર્ણકમળને વિષે શિશ મુકીને બોલ્યા કે હે અશરણના શરણ અમને શરણ આપો. જ્યારે દેવોને દુઃખ થાય છે ત્યારે તમો તે દુઃખમાંથી મુક્ત કરોછો. હે દીનબંધુ તમોજ સત્ય સ્વરૂપ અને સુખના સ્થાનછો. હે સ્વામી આજે અમારા ઉપર દુઃખની વૃષ્ટિ થઇ છે. તમે શાંત થઇને કેમ સુતાછો? હે અવિનાશી, હે પાપનો નાશ કરનાર, હે દુઃખને દૂર કરનાર, હે ધરણીધર તારી લીલા અનંત છે. હે દેવ તમોજ દેવનું દેવતછો. અમારૂં દુઃખ દૂર કરવા તમેજ સમર્થછો. તો અમારી વિનંતી સાંભળો અને સૂર્યથી થયેલો ભય નિવારો. દેવોની સ્તુતિ સાંભળી વિષ્ણુ બોલ્યા કે હે દેવો, તમે કેમ આવ્યાછો? તમારે માથે શું ભય આવી પડયું છે તે કહો.

એ સાંભળી સર્વ દેવતાઓનો સાથ આનંદ પામ્યો અને બોલ્યો કે હે નાથ તમારાથી કશું અજાણ્યું નથી, પણ આપે પુછ્યું તો વિદિત કરીએ છીએ. એક તરૂણીને કોઇ ઋષિએ શાપ આપ્યો છે કે " સૂર્યોદય થતાં તારો પાપી પતિ મરણ પા-

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥३१॥
आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२॥

---

મરશે ” એ તરૂણીનું નામ માંદાયની છે અને તે પૂર્ણ પતિવ્રતા છે. તેણે હઠ કરી સૂર્યને આડ્યો છે. હવે તે હઠ છોડતી નથી અને સૂર્યોદય થતો નથી તેથી અમે સર્વે ત્રાસ પામ્યા છીએ. એમ કહી સર્વે દેવો વિષ્ણુને પગે પડયા.

ત્યારે શ્રીપતિ વિષ્ણુ બોલ્યા કે હે દેવો આ અદ્‌ભૂત અને અટપટી વાત છે. મુનીનો શ્રાપ ખાલી જવો જોઇએ નહિ તેમજ સતીની પ્રતિજ્ઞા પણ મિથ્યા થવી જોઇએ નહિ. કારણ કે મુની જેમ શ્રેષ્ટ તપસ્વી છે તેમ તરૂણી પણ પૂર્ણ પતિવ્રતા છે. આવો અણચિંતવ્યો યોગ આવ્યો તેથી વચ્ચે ભાસ્કરને (સૂર્ય) સંકટ થયું. મને તો તપસ્વી અને પતિવ્રતા ઉભય સરખાં વહાલાં છે. એમાંથી એકેની વિરૂદ્ધ મારાથી થવાય નહિ. જે અવયવ કાપું ત્યાં દુઃખ થાય અને લોહી નીકળે માટે બન્નેનું સત્ય થાય એવો પ્રયાસ મારે કરવો પડશે. કારણ કે મારે મન માંદાયની તનયા ( દીકરી ) અને ઋષિ તન એટલે દીકરો છે. તેથી બંને મારી આંખનાં રત્નો છે. એ બેમાંથી એકેનું મન દુભાવાય નહિ. પણ કરગરીને કાંઈ કરવું પડશે. છળકપટ અને બળ કરવાથી એ સાધવી આગળ વિલા પડાય, માટે કાલાવાલા કરવાનોજ ઉપાય રહ્યો છે. તમે દેવતાઓ મારૂં અંગ છે. તેથી તમો ત્રણેનો (માંદાયની, ઋષિ અને તમારો) સ્વાર્થ સચવાય એવો એક વિવેક કહું છું તે કરો. મોટા તપોબળવાળા મૈત્રેય ઋષિની પત્ની ચાંદાયનીની આ સ્ત્રી બેન થાય છે; માટે એ ચાંદાયનીને વીનવ્યાથીજ આ તમારે માથે આવી પડેલું દુઃખ દૂર થશે. એ સાંભળી દેવતાઓનો સાથ ગર્વ તજી બ્રહ્મા, વિષ્ણુ અને શંકર સહિ-

। अर्जुन उवाच ।

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ।३३॥
चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवदृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥३४॥

---

ત સતી ચાંદ્રાયનીને આશ્રમે ગયો. પોતાના આશ્રમ પાસે સર્વ દેવતાઓ સાથે વિષ્ણુ ભગવાનને આવતા જોઇ મૈત્રેયઋષિ અને તેમનાં પત્ની બહુ હર્ષ પામ્યાં. અને પવિત્ર અંતઃકરણથી તેમની અર્ધ્યપાદાદિ વડે વિધિપૂર્વક પૂજા કરી તથા તે મહામુની તેમને પગે પડયા અને સતી પણ મહા સુખ પામી.

અનસૂયાજી કહે છે કે હે સતી સીતા તમને સ્નેહપૂર્વક આ કથામૃતનું પાન મારી યથામતિ કરાવુંછું તે સાંભળો.

સતીઓનાં ચરિત્રો તો સતી રૂપેજ સમજવાં. એ શ્રવણ કરવાથી ઘણીજ શાંતિ થાય છે. એથી વ્યભિચારિણીઓનેજ ભ્રાંતિ (શક) પેદા થાય છે, અને ઉલટો રસ્તો પકડે છે. સોમવલ્લિનું પાન તો બ્રાહ્મણજ[1] કરી શકે. અન્યના પેટમાં તે ટકેજ નહિ. વળી સિંહણના દૂધને પાન કરવાની શક્તિ એનાં બચ્ચાંમાંજ હોય છે સોનાના વાસણ વિના બીજા કોઇ પણ પાત્રમાં સિંહણનું દૂધ રહી શકેજ નહિ. હંસ વિદ્યાનો અધિકારી થઇ શકે, કાગડો નહિ. કૃપણ માણસ કીર્તિરૂપી સર્વાંગસુંદરી વરી શકે નહિ, અને લોભીને ન્યાયબુદ્ધિ હોઇ શકે નહિ ક્રોધીને સંપ રૂચતો નથી અને બગલું મુક્તાફળ ચહાતું નથી. વ્યભિચારીની વૃત્તિ કદાપી સ્થીર હોતી નથી અને આળસુને ઉદ્યમ સુજતો નથી. વ્યસનીને ઇંદ્રિયો એક પણ વશ રહેતી નથી,

---

૧ જે અગ્નિહોત્ર પટ્કર્મ સહિત રહેનારો સુશીલ બ્રાહ્મણ હોય અને નિયમ પૂર્વક રહેનાર હોય તેજ સોમવલ્લી-પાન કરી શકે છે.

। श्रीभगवानुवाच ।

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्                    ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते          ॥३५॥
असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः         ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥३६॥

---

અને દુષ્ટના દિલમાં દયા રહેલી નથી. અધમ (પાપી) માણસ ધર્મની વાત સાચી માનતો નથી અને સ્વાર્થી પાપથી કદી ડરતો નથી. વળી જેઓ એકલપેટા હોય છે તે પરોપકારની વાત સમજતાજ નથી, તેઓની બુદ્ધિ શ્વાનના જેવી હોય છે. પારકાનું સુખ કે વૈભવ જેનાથી જોઇ શકાતાં નથી એવા દ્વેષીઓ દેશનું શું દુઃખ ટાળે? શું કપૂત કુળને તારે? અથવા વિર્યહીન પુરૂષ અભય દેખાડી શકે? જ્ઞાન રૂપી પવિત્ર સરિતામાં હંમેશાં સ્નાન કરનારા અધિકારીઓ જ્ઞાનીઓજ છે. દાંભિકો તો બીજાઓના દોષ કાઢવામાં અને આત્મસ્તુતિ કરવામાંજ શૌર્ય સમજે છે. અનાડી લોકોને એવો મહાન કલ્યાણકારી ઉપદેશ ગળે ઉતરેજ નહિ. સંસારસાગરમાં ડુબકી ખાતા દુર્ભાગીઓને ભક્તિ અને મુક્તિ કયાંથી મળે? પાણી મીશ્રિત દૂધમાંથી દૂધને જુદું કરવાની શક્તિ માત્ર હંસજ ધરાવે છે. તેમ ગુણ અવગુણમાંથી ગુણ ગ્રહણ કરવાની શક્તિમાત્ર બુદ્ધિમાનજ ધરાવે છે. તેઓજ ખરેખર વીર પુરૂષો કહેવાય છે. કે જે પોતાના દોષ દૂર કરે છે, અને શાસ્ત્રનો સાર ગ્રહણ કરે છે. હે ચારૂસ્મિત સીતે, હે સ્ત્રી સૌંદર્યના શૃંગારરૂપ રામપત્ની, તમારામાંજ સાર ગ્રહણ કરવાની અને અસાર તજવાની અદ્દભુત શક્તિ છે. તેથીજ સતી માંદાયનીની મનરંજન કથા અતિ પ્રેમથી હું તમને કહું છું. જ્યારે મૈત્રેય ઋષિને આશ્રમે વિષ્ણુ સર્વે દેવો સહિત આવ્યા ત્યારે તે દંપતી દેવોનાં દર્શન કરી આનંદથી ઉભરાતી નદીમાં નહાવા લાગ્યાં. વિષ્ણુ અને દેવોએ દર્શન આપ્યાં એ પ્રતાપ ચાંદાયનીના પા-

। अर्जुन उवाच ।

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥१७॥
कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणःपथि ॥१८॥

---

તિવ્રતયનોજ હતા. સતીની આગળ દેવાંગનાઓ પાયે પડે છે, અને લક્ષ્મી તથા સરસ્વતી સતીના ગુણ ગાય છે. મૈત્રેય અને ચાંદ્રાયનીએ આ દિવસને કૃતાર્થ માન્યો. પછી ઘણીજ નમ્રતાથી તે દંપતીએ હાથ જોડી શ્રીહરિના ચર્ણકમળમાં શિશ મૂકયાં અને ધ્યાનપૂર્વક તન મન સોંપી તેમનું શરણ માગ્યું. પછી બોલ્યાં હે દીનદયાળ આપે દર્શન કરાવ્યાં તેથી અમારૂં જીવતર સફળ થયું અને કરોડો બંધનમાંથી અમે છુટયાં. એવા ઉદ્‌ગારો કાઢતાં હર્ષાશ્રુવડે તેમણે કમળાપતિના ચર્ણ ભીંજવ્યા. જેથી ચતુર્ભુજ બોલ્યા કે હે દંપતી તમે ખરેખર મનુષ્યમાં મણીરૂપ છો. વળી બહુજ શ્રદ્ધાવાળાં અને મારી ભક્તિની અપૂર્વ અભિલાષાવાળાં છો. તમારો વિશુદ્ધ [1]પ્રેમ અને સુનીતિ

---

[1]પ્રેમ એવો જોઇએ કે સ્રીને મન પતિ અને પરમાત્મા એકજ છે, જેમ જીવ અને આત્મા એક છે તેમ થવો જોઇએ. એવો પ્રેમ પૂર્વે મદાલસાનો પોતાના પતિ રૂતુધ્વજ ઉપર હતો. જ્યારે કોઇએ કપટ કરી રૂતુધ્વજ મરી ગયો એમ કહ્યું અને તે સતી મદાલસાએ સાંભલ્યું કે તરતજ પ્રાણ તજી દીધો. (ખરો પ્રેમ તે આવો) પછી રૂતુધ્વજ જીવતો હતો તે આવ્યો ત્યારે તેના પિતાશ્રીએ બનેલી હકીકત કહી તેથી તેને પણ એવોજ પ્રેમ હતો માટે પોતાના અંતઃકરણમાંથી મદાલસાને વિસારી નહીં. અને તે દિવસથી એવો નિયમ નક્કી કર્યો કે હવે આ જનમમાં બીજી વખત પાણીગ્રહણ કરવું નહિ. રૂતુધ્વજને પાતાલના નાગ પૂત્રો જોડે મિત્રતા હતી તેમનો પ્રેમ મિત્ર ઉપર અત્યંત હતો. તે પૂત્રના બાપને આ હકીકત મળતાં પૂછયું કે એને આપણે ત્યાં લાવો. અને

एतन्मेसंशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यःसंशयस्यास्यछेत्तान ह्युपपद्यते ॥३९॥

॥ श्रीभगवानुवाच ॥

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥४०॥

---

જોઈ હું તમારે આધીન થઈ ગયો છું. તમારૂં સર્વદા કલ્યાણ

---

એ રાજપૂત્ર ૠતુધ્વજને શું પ્રીય છે તે કહો. નાગપૂત્રોએ પોતાના પિતાશ્રીને નિવેદન કર્યું કે પિતાશ્રી અમારા મિત્રની સ્ત્રી મદાલશાએ ૠતુધ્વજનું ખોટું મરણ સાંભળતાં પ્રાણ તજી દીધો છે. એને એના સિવાય પણ બીજી કોઈ પણ વસ્તુ દુનીઆમાં પ્રિય નથી. તે બળી ભસ્મ થઈ ગઈ છે તે ફરી મળવા સંભવ નથી અને એવો કયો ઉપાય છે કે તે મળે. તેને પ્રસન્ન કરવા નાગદેવે કહ્યું કે ભાઈ તપથી સર્વસ્વ મળે છે, એ નિઃસંદેહ જાણવું પણ તમો તમારા મિત્રને તેડી લાવો, નાગપૂત્રે આજ્ઞા પ્રમાણે તેડી લાવવા કહ્યું (નાગદેવે કૈલાસપતિ શીવનુ આરાધન કરી તેમને પ્રસન્ન કરી વરદાનમાં મદાલશા મરી ગઈ તે વખતે તેની જેટલી ઉમર હતી તેટલી અને પૂર્વનું જ્ઞાન હોય એવી યોગીની થાય કે જેથી આખરે મોક્ષ પામે એવી રીતે માગ્યું. શ્રી દયાળુ શીવની કૃપાથી તેમજ થયું. આ હકીકત છુપી રાખી) ૠતુધ્વજને નાગપૂત્રે પોતાના પિતાને મળવાની ઇચ્છા છે એમ કહ્યું. એ સાંભળી ૠતુધ્વજ જે પોતાના પિતાતુલ્ય નાગદેવને ગણી આજ્ઞા પમાણે મળવા ગયો. આખરે પાછા ઘેર આવતાં ઇચ્છિત માગવા કહ્યું. પણ રાજપૂત્ર ૠતુધ્વજ શરમાઈને કાંઈ બોલી શક્યો નહિ પણ નાગદેવે ઇચ્છિત એવી "મદાલશા" આપી. આ જોઈ બહુજ અચંબો પામી ૠતુધ્વજ કૃતાર્થ થયો અને ખરા પ્રેમની પરીક્ષા મળવાથી મિત્રના પિતાને પોતે કાંઈ આનો બદલો વાળી શકશે નહિ, એવી આજીજી કરી પાછો ઘેર ગયો. ૠતુધ્વજના પિતા આ બનાવ જોઈ તપની પ્રશંસા કરતાં પોતે ૠતુધ્વજને રાજ સોંપી વાનપ્રસ્થ થઈ મોક્ષને પામવા પ્રભુ સ્મરણમાં રહ્યા. (મિત્ર પ્રેમ માર્કંડેય પુરાણમાં છે) પ્રેમને સર્વ વશ છે. આખરે મદાલશા અને ૠતુધ્વજ પણ મોક્ષ પામ્યાં છે, અને તેના પૂત્રો પણ તેવાજ થયા છે.

प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥४१॥
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥४२॥

---

થાઓ, અને વિવિધ પ્રકારનું અવિચ્છિન્ન સુખ ભોગવી સર્વ ધર્મ પરાયણ રહો એવો મારો આશીર્વાદ છે. તમારી ઇચ્છા હોય ત્યાં સુધી આલોકમાં રહો અને પછી અવસાને મારા ધામ પ્રતિ પ્રયાણ કરજો, અને જ્ઞાનરૂપ મણીવડે સ્વર્ગમાં શોભા વધારજો. હે દંપતી તમે દાતા બની અમારી એક માગણી સ્વીકારી અમને વચન આપો. એ માગણી એવી છે કે આ પૃથ્વી વિષે હાલ સૂર્ય ઉગતો નથી. તેથી કરીને સર્વ સ્થળે અંધકાર છવાઇ રહ્યો છે. એ મોટા ભયમાંથી મુક્ત કરવાની હિંમત તમારા સિવાય અન્યની નથી, માટે કૃપા કરી આ સઘળા દેવતાઓને અભય આપી તેમનાં દુઃખ કાપો. અમો તમારે શરણે આવ્યા છીએ. હે મુનીશ્વર અમે આશા ધારી તમારી પાસે આવ્યા છીએ, માટે દેવતાઓના મનોરથ પૂર્ણ કરનાર તમારા વગર બીજો કોઈ નથી.

વિષ્ણુનાં વચન સાંભળી મૈત્રેયઋષિ બોલ્યા કે હે દેવાધિદેવ હું આપનો ચર્ણરજ સેવક છું. મારા શરીરમાં જીવ છે ત્યાં સુધી તો હું પાછો હઠીશ નહિ.

મૈત્રેય મુનીનાં વચન સાંભળી વિષ્ણુ સહિત દેવોનો સાથ અત્યાનંદ પામ્યો અને જયજયકારનો શબ્દ ઉચ્ચાર્યો. પછી વિષ્ણુએ મૂળથી વાત કહી અને માંડાયની પોતાના સ્વામીના રક્ષણાર્થે સૂર્યોદય થવા દેતી નથી તે ભેદ કહ્યો. વળી કહ્યું કે એ ચતુરા આપની પત્ની સતી માંડાયનીની બેન છે તેથી તે પોતાની બેનનું કહ્યું માનશે, અને સૂર્યોદય થશે. તેણીનો સ્વામી મરણ પામશે તેનો ફીકર નહિ કારણ કે અમે તેને સજીવન કરીશું.

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥४३॥
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥४४॥

---

શ્રીહરિની વાત સાંભળી મૈત્રેયમુની બોલ્યા કે હે દયાળુ દેવ આવી કઠોળ કસોટી કરી અને શીદને દુઃખ આપોછો. જેણે ધર્મ માટે પોતાનું શરીર બાળી નાખ્યું છે. વળી નિયમથી જરા ચુકી નથી તેવી ગરીબ સ્ત્રી ઉપર ગજા ઉપરાંત દુઃખ પડે છતાં પરમેશ્વર રીઝતા નથી તો આગળ જ્યારે કળીયુગ આવશે અને કાચા મનની સ્ત્રીઓ ઉત્પન્ન થશે ત્યારે તેઓ પતિવ્રત કેવી રીતે પાળી શકશે? તે વખતે બુદ્ધિ, જ્ઞાન અને આયુષ્ય થોડાં હોવાથી ધૈર્યતા શી રીતે રાખી શકશે? તેઓનાં ચિત્ત ચલિત હોવાથી સહેજ દુઃખ પામતાં પણ સુનીતિ અને ભક્તિને વિસારી દેશે. પૃથ્વીપર સત્ય અને સુધર્મ જતાં રહેશે, અને અધર્મનું સ્થાપન થશે. માટે હે વિભુ તમો દયા કરશો તોજ કળીનું બળ ઓછું થશે.

ઋષિનાં આ વચન સાંભળી પ્રભુ આનંદ પામ્યા, અને સ્મિતહાસ્ય કરી બોલ્યા કે કળીયુગમાં મારી ભકિતનો પ્રભાવ એવો ગણાશે કે પૂર્ણશ્રદ્ધાથી જે મારી ભકિત કરશે તે ધર્મશીળ ભકત ને ફકત છ માસમાંજ હું દર્શન દઈશ. હે ઋષિવર હવે કૃપા કરી અમારી માગણી પ્રમાણે તૃપ્ત કરો તો તમારો આભાર માનીશું. અમને સતીના શ્રાપનો બહુ મોટો ભય છે માટે કૃપા કરી સૂર્યોદય કરો.

જનકકુમારી બોલ્યાં કે હે માતા પછી મૈત્રેય ઋષિએ દેવોની માગણી કેવી રીતે સ્વીકારી તેમને સંતુષ્ટ કર્યા તે કૃપા કરીને કહો.

અનસૂયાજી બોલ્યાં કે હે કમળવદને, હે સાધવી, તમને

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥४५॥
तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥४६॥

---

ધન્ય છે કે આ હિતકારી અને પવિત્ર કથામૃતનું પાન કરવા તમે આવી રીતે આટલો બધો ઉલ્લાસ રાખોછો! દેવોને સંતુષ્ટ કરવા માટે મૈત્રેયમુની પોતાની સતી સ્ત્રી ચાંદાયની પ્રતિ અતિ સુખકર વચન બોલ્યા કે હે કુળને તારનારી તેં ખરેખર શ્રીપતિને વશ કર્યા છે. હે કાન્તા, હે મનને હરણ કરનારી, તું બહુજ ડાહી અને સૌંદર્યશૃંગાર છે. દેવોનું કામ કરવાને આપણે તારી કનિષ્ઠ ભગિની માંદાયનીના આશ્રમ પ્રતિ પ્રયાણ કરવું જોઇએ. હે કલ્યાણકારી, હે કમલાક્ષિ, તું મારા પ્રાણની આધાર તથા જીંદગીનું જીવન છે. તું ખરેખર મારા મનનો વિશ્રામ છે. તને જોઇનેજ મને આરામ મળે છે. હે પ્રીય ભાષણ કરનારી તારા મુખમાં અમૃત રહ્યું છે. તું ખરેખર સાધવી અને મારા જીવતરનું સાધન છે. હે ચતુરા તારા પાતિવૃત્યથી વિલોકી પર માત્મા મોહ પામ્યા છે. વળી આ લક્ષ્મીપતિ વિષ્ણુ કરગરે છે તે તારા અનુપમ પાતિવૃત્યનો પ્રભાવ છે. હે વહાલી તારી હીંમતથીજ મેં દેવોને દુઃખથી મુકત કરવા વચન આપ્યું છે. વળી ત્રણે દેવોએ અત્રે પધારી આ આશ્રમ પવિત્ર કર્યો એ તારોજ પ્રતાપ છે. હે પદ્મિની કશ્યપ પ્રજાપતિના સૂતનું કામ કરવાનો આ અમુલ્ય યોગ આવ્યો છે, માટે એ પરમાર્થ કરી ચાલો આપણી સ્થુળદેહનું સાર્થક કરીએ. જેમ આળસુને ઘેર ગંગાજી પધારે અને ચકલીને ઘેર પક્ષીરાજ ગરૂડજી પધારે તેવોજ આપણ રંકને અણધાર્યો યોગ મળ્યો છે, એનું બધું પુન્ય તો તારી સતી શિરોમણી બેન માંદાયનીનેજ છે. આહાહા! મોટી પરાક્રમી સ્ત્રીએ નારીની દેહ દીપાવી છે. હે સતી હવે

योगीनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥४७॥
इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अध्यात्म-
योगो नाम षष्ठोऽध्यायः ॥६॥

---

इति प्रथमं कर्मषट्कं समाप्तम् ॥

---

ચાલો. આ અતિ દુર્લભ સેવા કે જે આપણા સુભાગ્યથી આપણ ને કરવાની છે તે કરી આપણા દેહને કૃતાર્થ કરીએ.

પોતાના પ્રાણથી પણ વહાલા પતિના મુખથી આ મધુર ભાષણ સાંભળતી સતી ચાંદાયની આનંદના મધ્ય બિંદુપર આવી હતી. તે અતિ મધુર અને કોમળ સ્વરથી બોલી કે હે પ્રાણનાથ મારા પ્રથમ પ્રભુ તો આપજછો. લક્ષ્મીપતિ વિષ્ણુ તો પછી છે. આ આપની ચર્ણરજ દાસી આપનાં આજ્ઞાનુસાર વર્તવા તત્પર છે. પ્રાણનાથ ધર્મથીજ પૃથ્વી અચળ છે, અને જગત્કર્ત્તા પણ ધર્મનેજ વશ છે. સુખ, શાન્તિ કે મુક્તિ ધર્મથી જ મળે છે, માટે હું ધર્મથીજ ચાલીશ, અને કઠણ કામ હશે તોપણ આપની કૃપાથી કરવા શક્તિમાન થઈશ. આ પ્રમાણે વાર્તાવિનોદ કરી તે દંપતી અને દેવો વૈમાનમાં બેશી સતી માં-દાયનીના આશ્રમે આવ્યાં. પછી સર્વ દેવો વૈમાનમાંથી ઉતરી અ દ્રશ્ય થઇ ગયા, પછી ચાંદાયની પોતાની નાની બેન માંદાય-નીના આશ્રમમાં ગઇ. ત્યાં જઈ જોયું તો માંદાયની પોતાના પતિ પાસે બેશી સૂર્યનો પ્રકાશ અટકાવવા પરમાત્માનું સ્મરણ કરતી હતી. તેણીએ જમણા હાથમાં જળ રાખ્યું હતું. તેનો પતિ મંદમતિ નિદ્રાવશ હતો, અને સર્વ શાંત જણાતું હતું.

# ॥ अथ द्वितीयमुपासनाषट्कम् ॥

। श्री भगवानुवाच ।

मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥१॥
ज्ञानं तेऽहं सविज्ञानमिदंवक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥२॥

---

માંદાયની સ્વસ્થ ચિત્તથી પોતાના પતિની શય્યા પાસે બેઠેલી હતી. એટલામાં તેણે પોતાની મોટી બેનને અણધારી આવેલી જોઈ તેને પૂર્ણ પ્રેમપૂર્વક ભેટી પડી. પછી કલ્પાંત કરી પોતાપર ગુજરેલી બીના કહીને બોલી કે હું છતાં મારા પતિને કેમ મરવા દઉં? જો સૂર્ય ઉગે એટલે મારા પતિનું મરણ થાય તો હું સતી થઈને તેમની સાથેજ મારા દેહનું પતન કરી ચાલતી થાઉં. પણ આ અતિ અલભ્ય પતિ સેવા તો કાંઇ વારંવાર મળતી નથી, માટેજ મેં નિશ્ચય કર્યો છે કે જો આદિત્ય ઉદય પામે તો તેને બાળીને ભસ્મ કરી દઉં. બેન મારી આ પ્રતિજ્ઞા હું પ્રાણ જતાં પણ પાળીશજ. તું મને મદદ કરવા આવી તે મારૂં સદ્‌ભાગ્ય સમજુંછું. પોતાની નાની બેનનું કહેવું સાંભળી સતી ચાંદાયની બહુજ આનંદ પામી અને બોલી કે હે ભગિની ધન્ય છે તને? હે કુળને તારનારી કલ્યાણી, આ માત્રમાં તુંજ રત્ન રૂપ છે. વહાલી બેન તું અને હું ઉભય એકજ પેટમાં પાકયાં છીએ, પણ હે સાધવી તું સંકટમાં પણ સત્ય ભુલી નથી. તેં તારૂં જીવતર સફળ કીધું. હે બેન તારી ઇચ્છા અવિનાશી એવા પ્રભુ પૂર્ણ કરશેજ. ખેદ ધરતી નહિ. તારા સૌભાગ્યનું સંરક્ષણ કરનાર પરમાત્મા છે. ધર્મ, સુનીતિ અને સત્ય ખચીત તારી વારે ચઢશે, અને તને સૌભાગ્યવતી રાખી તારૂં મોં મંગળ કરશે, અને તને કદી પણ વૈધવ્ય આવવા દેશે નહિ.

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥३॥
भूमिरापोऽनलोवायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥४॥

---

આવી રીતે બેઉ બેનો વાતો કરતી હતી. એટલામાં અજાણતાં પગના સ્પર્શથી જળનો ભરેલો ઘડો ઢળી ગયો. તેથી માંડાયની મન વિષે ચિન્તા કરવા લાગી કે અરે! પતિ ઘણીવાર થયા નિદ્રાવશ છે તે હવે જાગ્રત થશે અને પાણી માગશે તો શું આપીશ. અધુરામાં પુરા તે રોગિષ્ટ છે એટલે પળ પણ એમને પાણી વગર ચાલશે નહિ.

ત્યારે માંડાયની બોલી કે મેં સંકલ્પ કરી જળ ગ્રહણ કરી રાખ્યું છે તે કેમ મુકાય? જો મુકું તો સૂર્યોદય થાય અને પતિનું મરણ થાય, માટે મારાથી તો ઘડી પણ અહિંથી ખસાય નહિ.

ચાંદાયની બોલી વહાલી બેન એ સંકલ્પ કરેલું જળ તું મારા હાથમાં મૂક અને પરિતાપને તજી જળ વાસ્તે જા. ઈશ્વર કૃપાથી તારા પતિનું રક્ષણ કરીશ. મૃત્યુને આવવા નહિ દઉં. હે સાધવી તું જલદીથી પાણી ભરીને આવ અને જરા પણ ડર રાખીશ નહિ. મૃત્યુની મગદુર છે કે તારા પતિ પાસે આવી શકે? પણ જતા પહેલાં મારી એક વિનંતી સાંભળતી જા. મોડું થઈ ગયું જાણી આદિત્યને સતાવીશ નહિ, અને કદાપિ સૂર્યોદય થએલો તને જણાય તોપણ તારા પતિને મરણ પામેલો નજરો નજર જોયા વગર રવિને શાપ આપીશ નહિ.

બહુ સારૂં એમ કહી પોતાના હાથમાંનું જળ ચાંદાયનીના હાથમાં મૂકી મુખેથી શ્રી પરમાત્માનું નામ જપતી જપતી માંડાયની જળ ભરવાને માટે સત્વર ચાલતી થઈ, પણ એ

अपरेयमितस्त्व न्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥५॥
एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥६॥

---

જ વખતે સતી (ચાંદાયની) ની આજ્ઞાથી સૂર્ય ઉદય પામી ગયો.

અનસૂયાજી કહે છે કે હે દશરથ કુળવધૂ સ્વસ્થ થઇ સાંભળો. સતી ચાંદાયનીની આજ્ઞાનુસાર સૂર્યનારાયણ ઉદય પામ્યા અને તરતજ માંદાયનીનો પતિ મંદમતી મરણ પામ્યો.

સતી ચાંદાયની મંદમતીના મરણથી થરથર ધ્રૂજવા લાગી. તેણીને અતુલ ભય પેદા થયો. અને આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. પોતે વિચારવા લાગી કે નાની બેન આ વિલક્ષણ પ્રકાર જોશે ત્યારે તેને શો ઉત્તર આપીશ. અરેરે! મેં મૂર્ખીએ છળ કરી તે બિચારીને છેતરી. તેણી મને શાપ આપશે, અને પોતે બ્રહ્માંડ ભસ્મવત્ કરી પોતાનો દેહ તજી દેશે. અરેરે! આ કાર્ય અકાર્ય જેવું ગણાશે. અને હર્ષનો તતક્ષણ નાશ થઇ જશે. આવી રીતે તેણી વિચાર કરતી હતી. અને શોચ કરી નેત્રમાં પાણી લાવી બહુજ પશ્ચાત્તાપ કરવા લાગી, અને મનમાં વૈકુંઠાધિપતિ વિષ્ણુનું રટણ કરવા લાગી.

ક્ષણવારમાં ત્રણે દેવો પ્રત્યક્ષ થયા અને જય જય કરી બોલ્યા કે હે સતી શિરોમણી સાધવી સ્ત્રી તારૂં પરાક્રમ અપૂર્વ છે. તું સુખની ખાણ છે. બ્રહ્મા ને વિષ્ણુ બોલ્યા કે તને ધન્ય છે. ત્રિલોચન એવા શિવજી બોલ્યા કે હે સતી તેંજ અમારાં દુઃખ દૂર કર્યાં છે, માટે તારૂં કલ્યાણ થાઓ. હે સતી હવે ચિંતા છોડી દો, અને આનંદ પામો. આ મૃત્યુ પામેલા દ્વિજનું સ્વરૂપ દેવના સરખું નૌતમ થશે. ઉપર પ્રમાણે બોલી બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણે દેવોએ મરણ પામેલા શરીરને

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥७॥
रसोऽहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्व वेदेषु शब्दःखे पौरुषं नृषु ॥८॥

---

સ્પર્શ કર્યો એટલે તતક્ષણ મંદમતિ સજીવન થઇ તેમની સંમક્ષ બેઠો થયો. તે જોઇ ચાંદાયનીના હર્ષનો પાર રહ્યો નહિ.

મંદમતિનું સ્વરૂપ સાક્ષાત્ દેવ સરખું, તેજ સૂર્ય સરખું અને કાયા કામદેવ સરખી થઇ ગઇ. ને જીભેથી વેદોચ્ચાર કરતો હતો ટુંકામાં એટલુંજ કે જેમ પારસમણિના સ્પર્શથી લોહું સોનું થઇ જાય તેમ દેવોના સ્પર્શથી મંદમતી દિવ્યસ્વરૂપ જેવો થઈ ગયો.

(નેત્ર સૂર્યથી અંધકાર દૂર થાય, અગ્નિથી શિત દૂર થાય, દ્રવ્યથી દરિદ્રતા નાશ પામે અને પુન્યથકી પાપ પલાયન કરી જાય તેમ) ઇશ્વર કૃપાથી મંદમતીનાં અનેક દુઃખો દૂર થઈ ગયાં, અને ક્ષણવારમાં કુરૂપ દેહ બદલાઇ કુમતિ ટળી સુમતિ પ્રાપ્ત થઇ. તથા સદ્ગુણ અને યૌવનયુક્ત થઈ ગયો. તે એકાએક આવો વિલક્ષણ ફેરફાર પોતાને વિષે બનેલો જોઇ સાનંદાશ્ચર્ય પામ્યો, અને પરમાત્માની અકળ કળાનાં વખાણ કરતો પ્રસન્નવદને આશ્રમમાં બેઠો. ચાંદાયની મનમાં ખુશી થઇ અને દેવો પોતપોતાને સ્થાનકે અદૃશ્ય થઇ ગયા. આ વૃતાંત સાંભળી મૈત્રેયમુની અતિ હર્ષ પામ્યા. તથા માંદાયની હવે શું કરે છે તે જોવાને આતુર થયા. તે બાળા રસ્તામાં સૂર્યપ્રકાશ જોઈ ઉદાસ થઇ અને ઉતાવળથી પોતાના પતિ પાંસે આવવા લાગી તે આશ્રમ પાસે શ્વાસ ભરી આવી, અને વિલક્ષણ પ્રકાર જોતાંજ તેનું ભાન જતું રહ્યું અને હૃદય સુન્ય થઇ ગઇ આંખમાં અશ્રુ વહેવા લાગ્યાં. તથા મોં ફીક્કું થઇ ગયું. હાથમાં પાણી ભરેલો

पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥९॥
बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥१०॥

---

ઘડો લઇ તેણી પોતાના પતિને ખોળવા લાગી, પણ કોઇ દિવ્ય પુરૂષને જોઇ દુઃખ પામી તેણી આકુળ વ્યાકુળ થઇ ગઈ અને ચોપાસ જોવા લાગી. છેવટે આશા ભંગ થઇ કલ્પાંત કરવા લાગી.

અનસૂયાજી બોલ્યાં કે હે સતી શ્રીમતિ સીતા પછી તે પતિવૃતા સ્ત્રીએ નીચે પ્રમાણે વિલાપ કરવો શરૂ કર્યો.

હે મારા દુઃખી ભરથાર! હે મારા હૈયાના હાર! નેત્રમણી! હે મારા શૃંગાર! તમે કેમ દેખાતા નથી. હે વહાલા! તમારો વિયોગ મારાથી એક ઘડી પણ વેઠી શકાય એમ નથી. હે નાથ! તમારૂં અંગ અશક્ત છતાં તમે ક્યાં સંતાઈ ગયા એ આ દાસીની કલ્પનામાં ઉતરતું નથી. હે પ્રાણનાથ! હું મારી બેનના વિશ્વાસે રહી તેથી મારા હાથ નીચે પડયા અને સૂર્યોદય થઈ જઈ એ શ્રાપ ફળ્યો. હે નાથ! ક્ષમા કરો. હે પ્રાણ હવે આપની સેવાનો લાભ મને કયાં મળશે! હે વહાલા? આ સૂની મરૂઢીની માંહે હવે કોને જોઇ મારી આંખને ઠંડક વળશે? હે નાથ! હું અભાગણીના હાથની રસોઇ હવે કોણ જમશે? અરેરે! મારી સઘળી મહેનત નિષ્ફળ ગઇ અને જરા પણ લાભ થયો નહિ. અરે! કદી વિકાળ મોત જો મારા હાથમાં આવે તો એનું માથું કાપી લઉં. વળી પોતાની બેન આંદાયની સાથે ક્રોધ કરીને બોલી છે હે ભૂંડી તેંજ મને સમજાવીને આંજ ઘરની બહાર કાઢી અને સૂર્યોદય થવા દઇ મારા પ્રાણનાથને મરણ શરણ કર્યા. હે બેન! તેં વિશ્વાસ આપી મને કુવામાં ઉતારી દોરડું કાપી નાખ્યું. તેંજ રન્નાદેની (સૂર્યની પત્ની) શરમ રાખી મને વૈધવ્ય પ્રાપ્ત કરાવ્યું અને મારા પ્રાણનો વિયોગ કરાવ્યો.

बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥११॥
ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥१२॥

---

તેંજ દેવોને સહાય કરીને મને અબળાને મારી નાખી. મને વચનથી બાંધી લીધી પણ ધર્મને જોયેજ નહિ. તારામાં કળીનો અંશ નહોતો. તું શાણી હતી પણ કોણ જાણે શાથી તારૂં અંતઃકરણ ચલિત થઇ ગયું અરે આ કાપટ્ય જોઇ મારા અંગમાં અગ્નિ પ્રકટ્યો છે.

અરે! આ પ્રપંચીને શત્રુનું કામ કોણે કર્યું? અરે! ઓ બેન તું શાણી થઇને આમ ભૂલભુલવણીમાં કેમ પડી. અરે મારા કાન્તને મોતને શરણે શામાટે થવા દીધો. તું આટલી બધી ક્રૂર કેમ થઇ ગઈ? હે બેન! તારો વાંક કાંઇ નાનોસૂનો નથી માટે તનેતો શ્રાપજ ઘટે છે એમ કહી માથે હાથ દઈ વધારે વિલાપ કરવા લાગી.

હે દેવ! તું દીનદયાળ શાનો? તેં પણ મારી દુઃખીની દયા જાણી નહિ. મને અબળાને દુઃખની વખતમાં અંતરીઆળ સંકટમાં નાખી. અરે? કોણ જાણે કે કયા જન્મના પાપનું આ ફળ હશે. મારા પાપનો છેડોજ આવ્યો નહિ. અરેરે કિનારા સમીપ આવેલું વહાણ ડુબી ગયું. મારો અવતાર વ્યર્થ ગયો. આવી રીતે કહેતી કહેતી પોતાના વાળ ઉખાડવા લાગી, અને છાતી પછાડવા લાગી. તેણીનો શ્વાસ ભરાઇ આવ્યો. તે બોલી કે હે પરમેશ્વર મુજ અબળાપર તમે રોષ કરી મારા પ્રાણને મરણ શરણ કર્યા તો હવે હું કેવી રીતે જીવી શકીશ.

હે મારા હૃદયમણિ? હે પ્રાણનાથ! આ દીન દાસીને તજી તમે કઇ વાટે ચાલ્યા ગયા. હે હૃદયમણિ હું જન્મથીજ દુઃખીયું. કારણ કે ઘરની દુઃખી વનમાં ગઇ તો ત્યાં અગ્નિ સ-

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥१३॥
दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥१४॥

---

ળગ્યો. તે દુઃખથી બચવા પામી તો છેવટે આ દુઃખ આવ્યું. અરેરે ! હવે બચવાનો આરોજ નથી, ધરતી પણ માર્ગ આપતી નથી કે હું સમાઇ જાઉં. હે વહાલા તમારો વિયોગ હું કેવી રીતે સહન કરીશ. મને ધીરજ રહેતી નથી. હે નાથ ! જેમ જીવ વિના દેહ સૂનો પડે તેમ તમારા વિના હું સૂની પડીછું. તમે નિર્દય શામાટે થયા. તમે મારો સ્નેહ જરા પણ વિચાર્યો નહિ હે મુજ મનના મણિ ! કોઇ પણ દિવસ આપની આજ્ઞાનોં મેં અનાદર કર્યો નથી. કે કદાપિ કોપ કરી આપની સામું કટુ ભાષણ કર્યું નથી માટે દયા લાવી આ દાસીની પ્રાર્થના સાંભળો. હે નેત્રમણિ ! હું અતિ કોમળછું અને મારો જીવ અતિ અધીરો છે. તો વિયોગનું દુઃખ મારાવડે શીરીતે સહન થઈ શકશે ? અરેરે! હવે હું કયાં જાઉં અને કોને આનો રસ્તો પૂછું. શું આત્મઘાત કરી જીવનો અંત આણું પણ અરે! એતો અતિ અનિષ્ટ છે. એ સર્વને ત્યાજય છે. ત્યારે હવે શું કરૂં ? કાંઇ ઉપાય નથી, જો દેવને દીલ દયા આવે તોજ મને સહાય કરે. હું કેવી નિર્ભાગી કે જયાં જયાં ગઇ ત્યાં મારે માથે સંકટને સંકટજ. એજ મારા પૂર્વ જન્મની નબળી કરણીનાં ફળ. આહા! શી કુદરતની બલિહારી ?

હે પ્રાણનાથ વિના અપરાધે ક્રૂર થઇ મને તજી દેવી યોગ્ય નથી. હે નાથ ! અલ્પ સમયમાં આવું કર્મ કરવું જરૂર અઘટિત કહેવાય.

હે પાપી જીવ! તું પણ ફોગટજ આ પીંજરામાં ઘેરાઈ રહ્યો છે. ઝટ નીકળ બહાર અને મળ તારા હૃદયમણિને. નેકૂટ

न मां दुष्कृतिनो मूढा प्रपद्यंते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥१५॥
चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥१६॥

---

થઇને શીદને વિયોગ વેઠે છે! આમ ભાન વગરની થઇને તેણી ઝૂરવા માંડી. તેની આંખમાંથી જળની ધારા પડવા લાગી. તેણી કોઈનું કહેવું સાંભળતી નહિ. પછી પોતાના સ્વર્ગવાસી પતિને મળવા માટે તે પતિવ્રતાએ સુકાં કાષ્ટ એકઠાં કરી ચિતા ખડકી બળી મરવા તૈયાર થઈ, અને બોલી કે હે દીનદયાળ પ્રભુ હું આપની પાસે એટલુંજ માગું છું કે દરેક ભવમાં મને એજ પતિની સેવા આપજો. હે બેન ચાંદ્રાયની, તેં દેવોનો પક્ષ કરી મને દગો દીધો અને મારા પતિનું મૃત્યું નીપજાવ્યું તો હવે દયા કરી મારા પતિનું શબ મારે સ્વાધીન કર. તેં મને છેતરી. દેવોનો પક્ષ કરી મને છુપો માર માર્યો. હવે જ્યારે પેટજ ફાટયું છે તો પાટો શી રીત બાંધું. એટલું બોલતાંજ તેણી મૂર્છાંગત થઇ પૃથ્વી ઉપર પડી, અને અચેત થઇ દુઃખનાં ડુસકાં ખાવા લાગી. તેનો કંઠ રૂંધાવા લાગ્યો પોતાની બેનને અચેત અબોલી જોઇ સતી ચાંદ્રાયની ચમકી અને ગભરાઇને તેનું માથું પોતાના ખોળામાં લીધું. પછી શિતળ જળ છાંટી વાયરો નાખ્યો. બે ઘટીકા પછી મુર્છા વળી અને તે સચેત થઇ કે તરતજ ચાંદ્રાયની તેને હૃદય સાથે ચાંપીને બોલી કે હે વહાલી બેન પરિતાપ તજ અને શાંતિ ગ્રહણ કર. હે મારી વહાલી બેન વ્યર્થ વિલાપ શું કરે છે? સુખનો સાગર ઉલટયો છે, તારો કંથ કુશળ છે. અને દેવો સુખ આપનાર થયા છે. તારા ભવની વિપત્તિ દૂર થઇ છે. હવે કેવળ સુખચેન ભોગવવાનોજ અવસર છે. તારા સ્વામીને પ્રભુએ તારો પક્ષ કરીને સજીવન કર્યો છે અને તારા દુઃખના દિવસ નિર્ગમન થઇ ગયા છે. તારૂં પાતિવ્રત્ય પ્રત્યક્ષ છે. આ

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥
उदाराः सर्व एवैते ज्ञानीत्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम्॥१८॥

---

પરમસુખદ વાણી સાંભળી માંદાયની પોતાના પતીની પાસે દોડી ગઇ, પણ નવોજ નર જોઇ અચકાઈ. તેની બેન બોલી કે હે ભગિની બીએછે શામાટે? તારા પર પરમાત્મા ત્રુઠયા છે. તારા પતિની કુમતિ અને કુરૂપ દૂર કરી સાક્ષાત્ કામદેવ જેવો સ્વરૂપવાન અને મહા બુદ્ધિશાળી બનાવ્યો છે. માંદાયની બોલી કે તારી મર્માળી વાણીમાં મારૂં મન માનતું નથી. મારા પતિની એક પણ નિશાની આ અંગમાં દેખાતી નથી તો કેવી રીતે હું એને પતિ માનું?

અનસૂયાજી બોલ્યાં કે સીતા, આ સતી મહાત્મ્ય સ્નેહથી શ્રવણ કરો. ચાંદાયનીનાં વચન સાંભળી તે અબળા દુઃખમાં ડુબી જઈ વિચારવા લાગી. તે મનમાં વિચારે છે કે એ મારો સ્વામી નથી. બેનના કહેવામાં ભેદ છે. તપસીની વાણી વ્યર્થ થતી નથી, અને મુએલાં સજીવન થતાં નથી. મારે માટે કુદ્રતી નિયમ ફરેજ નહિ. પાણી તો નિચાણમાંજ વહી જાય. યદ્યપિ જો કે મૃતદેહ સજીવન થાય પણ સ્વભાવ તો બદલાયજ નહિં. ખરેખર આ કર્મ અદભૂત છે. હું કળી શકતી નથી કે એ સત્ય હશે કે તૂત હશે. અરે હું શુદ્ધિમાં છું કે ભાન ભુલીછું! જાગ્રત છું કે સ્વપ્નવત્છું! અરે આતો માયાદિ માણસ જેવો દીસે છે એને કંથ કેમ કહેવાય? અહાહા! શું એનું કારમું સૌંદર્ય! અહાહા! એ મારી મરૂઠીને લાયક કયાંથી હોય! મારા પ્રાણનાથ તો રોગી અને અશક્ત હતા, અને આતો કોઈ મહા વિલાસી, સરસ્વતિનો ઉપાસક અને નૂતનજ મૂર્તિ દીસે છે. કંથનાં ચક્ષુ ઠરેલ ન હતાં, અને આનાં તો પ્રેમ પ્રપૂર્ણ છે. વળી એના મૂખકમળ-

बहूनां जन्म नामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्व मिति स महात्मा सुदुर्लभः ॥१९॥
कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥२०॥

---

ની કાંતિ પતિના મુખ જેવી નથી. તેથી વહેમની વાત છે. અં- રેરે! બેનની બુદ્ધિમાં આવી કપટ ક્રિયા કરી કોણે ભ્રમ નાખ્યો કે તેણી મને એને પતિ તરીકે સ્વીકારવા આગ્રહ કરે છે. ખચી- ત આમાં તંત્રજ છે. એ કામ કોઈ કપટી દેવનુંજ હશે. તે વિના મારી પતિવ્રતા સુજ્ઞ બેન મને આડે રસ્તે દોરેજ નહિ. નક્કી એ કોઈ ઘાતકી દેવેજ ઘાટ ઘડયો છે. અને મારા પાતિ- વ્રત્યમાં ભંગ પાડવાનો આ પ્રસંગ આણ્યો છે. દેવો અદેખા છે એવી કથા ઘણે પ્રસંગે સાંભળવામાં આવી છે. પૂર્વે હરિશ્ચંદ્રને દેવોએજ અસહ્ય દુઃખ દીધું હતું. વળી સગર રાજાને ભુલવણી- માં નાખી ઇંદ્રે પોતાનો સ્વાર્થ સાધ્યો હતો. દેવોને આમ પ્રપં- ચ રચવાની ટેવ પરાપૂર્વથીજ પડેલી છે, પણ તેઓએ મારો સ- પાટો જોયો નથી. વિષ્ણુએ જેવું વૃંદાનું પાતિવ્રત્ય ભંગ કર્યું હતું તેમ તેઓ મને સમજે છે! સ્વર્ગના દેવો દાંભિક છે અને તેથીજ જરાસંઘ જેવા મહા બળવાન યોદ્ધાને કપટ કરી તે- ઓએ માર્યો હતો. અરે ઓ દેવો! તમે તમારા પોતાનાજ હિ- તમાં મશગુલ રહો એવા છો. તમે તપસીને હંમેશાં દમનારા- જ છો. પણ તમે યાદ રાખો કે નદી, નાળાં કે સરોવરજ તમે તરી જાણોછો પણ રત્નાગરનાં પાણી તમે જોયાં નથી! તમે ખચીત માનજો કે હું માંગલ્યમુનીની પુત્રીછુ. હું તપથી ચુકું એવી નથી. મને મોહજાળ સ્પર્શ કરી શકશે નહિ. હું શ્રાપથી ત્રૈલોકયને બાળી નાખવા સમર્થછું મને મૃત્યુનો ભય તલમાત્ર પણ નથી. તેમ પ્રાણ જતે હું અસત્ય ભાષણ બોલવાની નથી. કદી અચળગિરી ચલાયમાન થાય, કે ચંદ્ર પોતાનો શિતળ પ્ર-

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥२२॥

---

કાશ તજી તાપથી પૃથ્વીના પૃષ્ટને બાળવા તૈયાર થાય કે સૂર્ય અસ્તાચળ ઉપર ઉદય પામે અને સાગર મર્યાદા મૂકે તોપણ હું મારૂં પાતિવૃત્ય તજું એવી નથી. આમ કહેતાંમાં તેણીનું શરીર તપી ગયું અને આંખ લાલચોળ થતાં શ્રાપ દેવા જાયછે કે તરતજ મંદમતી બોલી ઉઠયો. અરે ઓ સાધવી સ્ત્રી, ધૈર્ય ધર અને ક્રોધને તજ. તું જ્ઞાનની નજર કરીને જો. હું તારો આભારી પતિછું, તમે ત્રિકાળજ્ઞાનીછો. તમારાથી સત્ય વાત છુપી રહેજ નહિ. તમે સારાસાર વિચાર જાણવા સમર્થછો તો શ્રાપ દઇ સાહસ કરશો નહિ. એથી અનર્થ થઇ જશે. હે સન્નારી, તમારા ઉપર પરમાત્મા પૂર્ણ પ્રસન્ન થયા છે. આજ તારા સર્વ પ્રયત્ન સફળ થયા છે. હે મારા પ્રાણનું રક્ષણ કરનાર વહાલી, તું મારા પ્રાણની આધારછે. હે હૃદયમણી, તારૂં પુન્ય આજ પ્રકાશ પામ્યું છે, અને તેથીજ ઈશ્વરે આપણી આશા પૂર્ણ કરી છે. તારા તપથી ત્રિવિધીનાં દુઃખ અને લક્ષચોરાશીના ફેરા દૂર થયા છે. હે સતી તું કહેતી હતી કે હે નાથ તમને યમ શરણ નહિ થવા દઉં તે તારો ટેક રહ્યો છે, અને મુનિનો શ્રાપ પણ સફળ થયો છે. તારા આવતા પહેલાંજ મને ઇશ્વરે સજીવન કર્યો, અને આયુષ્ય તથા યૌવન આપી, કુમતિ તથા કુરોગથી દૂર કર્યો છે. વળી મારા પાપનો મોટો ઢગલો દૂર કરી નાખ્યો છે, અને તને અખંડ સૌભાગ્ય આપ્યું છે. માટે હે સતી હવે ક્લેશ તજી શાન્તિ ધરો. તથા મનના સંશય તજો. તારા મનના મનોરથ ઇશ્વરે સફળ કર્યા છે. હે સતી મારી દશાને પણ ધન્ય છે કે તું રત્નરૂપ સ્ત્રી મને મળીછે! વળી પ્રભુના ચર્ણકમળની પ્ર-

अंतवत्तु फलं तेषा तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥२३॥
अव्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः ।
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥२४॥

---

સાદીને હું પામ્યો તે પણ તમારોજ ઉપકાર છે. હે હરિવદને, તમે દોષ રહિત દયાળુ છો. તમારા તપથી તો હદ વળી ગઈ તમે કોણ જાણે શા સુકર્મથી મને મળ્યાં કે તમારી સાથે લાખેણો લાવો લઉં છું. હે તરૂણી તારો કર ગ્રહી હું સુખી થયો. વળી મારો જન્મારો સફળ થયો, અને તારો જશ જગ પ્રસિદ્ધ થયો. હે પ્રાણાધિક મારી દુર્મતિ ટળી અને મારાં સર્વ દુઃખ દૂર થયાં. તથા હાલ આનંદની ઉર્મિ ઉપર તરૂં છું એ બધો તારોજ પ્રતાપ છે. હે સતી તું સુખદાતા, ગુણવંતી અને ધર્મજ્ઞાતા છે. તારાજ પ્રતાપથી હું આ ભવજળને તરી ઉતર્યો. હે કલ્યાણી તારા અગણિત ઉપકારો મારા પ્રતિ થયા છે, અને મારા અનહદ અપરાધ તારા પ્રતિ થયા છે તોપણ તેં હું જે જરા પણ યોગ્યતા વગરનો તેનો ઉદ્ધાર કર્યો છે. હું દુર્વ્યસની, દુષ્ટ, હરામી, લંપટ, કપટી અને કામી હતો. એ સર્વ દોષો છતાં તેં મને હે વનિતા ઇશ્વરરૂપ ગણી છેવટે મારૂં કલ્યાણ કર્યું છે. અરેરે! હું દુષ્ટ અને ગુણિકાગામી હોવાથી મારૂં લેશમાત્ર પણ સુખ તું પામી નથી, છતાં પણ તેં મને તારા પ્રાણ કરતાં પણ અધિક વહાલો ગણ્યો; એ તારી બુદ્ધિ, સહનશીલતા અને ક્ષમાની અવધી છે હે દયાળુ સ્ત્રી મેં અનેકવાર તારો તિરસ્કાર કર્યો અને વિના અપરાધે તને માર માર્યો છતાં તેં તારા પવિત્ર હૃદયમાંથી મને દૂર કર્યો નથી. અહાહા! શી તારી વિશુદ્ધતા. મેં તારી જરા પણ કદર બુજી નથી અને પશુવત ગણી, તોપણ તું ધર્મથી ચલિત થઈજ નથી. હે સુંદરી તેં રાત દિવસ ભૂખ તરસ વેઠી ખુશી થઈ મારી સેવા કરી અને અથાગ શ્રમ સહન કરી, મને જીવાડયો એ

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥२५॥
वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥२६॥

---

તારો પ્રતાપ અનહદ છે. હું ક્રોધી, કુછંદી, અને ક્રૂર હતો, તો પણ હે સતી તું મારાથી જરા પણ દૂર થઈ નથી. જો કદાપી શેષ પોતાની હજાર ફેણુથી ગણાવે તોપણ મારા અપરાધનો છેડો આવે એવો નથી. એવા પાપીને હે સતી તેં સારૂં શિક્ષણ આપી સુધાર્યો. એ તારી બુદ્ધિનું ખરૂં ચાતુર્ય છે. હે સુભગે! મારી કરણી એવી હતી કે મને નક્કી નરકમાંજ ઘસડી જાત. મને મુકાવનાર ત્રિભુવનમાં કોઈ નહોતું. એવા ઘોર નર્કથી મને બચાવ્યો એ તારો ઉપકાર વાળી શકાય તેમ નથી હે તારૂણી હમણાં ઈશ્વરે સર્વ બંધનો તોડ્યાં અને મોં માગ્યાં સુખ આપ્યાં તથા ફરી જીવન બક્ષ્યું એ બધો તારોજ પ્રતાપ છે.

હે સતી તું તો મહાન સાધ્વી છે. હું મંદમતિ તારો પતિ છું માટે લેશ પણ સંશય મન વિષે આણશ નહિ. મારાથી થએલા અપરાધની માફી આપ. ભયને દુર કરનાર તારી વાણી સત્યવાદી અને સદા હિતકારીણી છે. તેણીની સઘળી વાત સત્ય છે. તેના સાક્ષી શ્રીસારંગપાણી છે.

સતી માંદાયનીએ આ ગુહ્ય ભેદ જાણ્યો ત્યારે એનો પરિતાપ મટયો. પછી તેણી એકી નજરે પોતાના પ્રભુતુલ્ય પતિની સામું જોઈ રહી. એટલામાં ત્યાં શ્રી વિષ્ણુ પ્રત્યક્ષ થયા. તેમના દર્શનથી કરોડો સૂર્યના પ્રકાશ જેટલું અજવાળું થઈ રહ્યું. સતી માંદાયનીનું દુઃખ જાણી ત્યાં શ્રી વિષ્ણુ પ્રકટ થયા. તેમણે અંગે પીળું પિતાંબર ધારણ કર્યું હતું. જરકશીનો જામો પહેર્યો હતો. મસ્તકે મોરમુકટ ધર્યો હતો. તથા કાનમાં રત્નજડાવ દિવ્ય કુંડળ પહેર્યાં હતાં. કંઠમાં કૌસ્તુભમણિની માળા

इच्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥२७॥
येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥२८॥
जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुःकृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥२९॥

---

શોભી રહી હતી. તેમનું મુખારવિંદ મોહ ઉપજાવે તથા કરોડો ચંદ્રસૂર્યને લજ્જા પમાડે એવું તેજોમય હતું. તેમણે શંખ, ચક્ર, ગદા, પદ્મ વગેરે દિવ્ય અયુધો ગ્રહણ કર્યાં હતાં. સાથે લક્ષ્મીજી બિરાજી રહ્યાં હતાં. વળી બ્રહ્મા, શિવ, ઇંદ્ર, નારદાદિ દેવોનો સમાજ પણ પ્રકટ થયો હતો. તેમજ ઇંદ્રાણી, બ્રહ્માણી, પાર્વતી વગેરે તેમની સ્ત્રીઓ પણ આવી હતી. તેઓ હર્ષયુક્ત વાણી ઓચરતાં હતાં. અને સતીને કહેતાં હતાં કે શાણી તું શીદને શોક કરે છે. શ્રી વિષ્ણુ બોલ્યા કે હે પવિત્ર અને પતિવ્રતા બાલીકે તું મને બહુજ વહાલી છે. તેથીજ હું તને દર્શન દેવા પ્રકટ થયોછું. હે બાલે, તેં અતિશય દુઃખ સહન કર્યું છે. હે સતી તેં કામદેવનો મદ અચળ રહીને પાળ્યો છે, અને માયાથી જરા પણ ઠગી નથી. કસવાથી તું શુદ્ધ કંચન (સુવર્ણ) જેવી નીવડી. અને તેથીજ અતિ મોહ પામી મેં તને અખંડ સોભાગ્ય આપ્યું છે. સતી તારો પતિ મરણ પામ્યો હતો. તેને અમોએ સજીવન કર્યો. અને અનુપમ યૌવન અને સુમતી આપી એનું દારિદ્ર દૂર કરી વિદ્યાધર બનાવ્યો છે. માટે ચાંડાયનીની વાણી સત્ય ગણી હે શાણી તારા મનમાંથી સંશય માત્રનો ત્યાગ કર. હે સતી તારાં સર્વ દુઃખો બળીને ભસ્મ થઈ ગયાં છે. તારા પતિને હવે આનંદપૂર્વક વધાવી લે. હવે તમે બન્ને મનમાં અતિ હર્ષ લાવી રાત્રિદિવસ સુખમાં વ્યતીત કરો. આમાં કોઈ દેવનું કપટ નથી કે નથી કોઇ પાપી પુરૂષનો પ્રપંચ, હે સુ-

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥३०॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञान-
योगो नाम सप्तमोऽध्यायः ॥७॥

---

ભગે! એતો તારા તપનુંજ ફળ છે. વૈકુંઠમાં પણ તારાં વખાણ થાય છે. તારા ઉપર આવી પડેલું દુઃખદવાદગ્ધું તારા ધર્મથીજ દૂર થઇ ગયું છે, અને પેલા મુનીનો શ્રાપ એ તારા ભાગ્યોદય નું ચિહ્ન હતું.

આવી રીતે સર્વ દેવતાઓ આ પૂર્ણ પતિવ્રતા અને ધર્મ શીળ સતીને જોઈ મનમાં આનંદાશ્ચર્ય પામ્યા. લક્ષ્મીજીએ એના માથા ઉપર હાથ મુકી તેણીને છાતી સરખી ચાંપી. પાર્વતી અને બ્રહ્માણી પણ તેનું મન વળાવા લાગ્યાં. તથા રન્નાદે અને સારદ તેણીની સેવા કરવા લાગ્યાં. એટલામાં કમળાપતિ બોલ્યા કે હે સતી તારા મનની જે ઇચ્છા હોય તે આ પ્રસંગે માગી લે. તારાથી વધારે બીજો કોઈ પદાર્થ નથી. એ સાંભળી માંદાયની હર્ષથી બોલી કે હે મહા પ્રભુ આપના દર્શનથી હું કૃત કૃત્ય થઇ ગઇછું. મેં જ્ઞાનચક્ષુથી જોયું તો મારી બેન મને બહુ હિતકારી માલમ પડી છે. હે પ્રભુ તમારા ઉપર મારૂં તન મન વારી નાખુ એટલું બોલતાં તેણી પોતાના પતિના પગમાં પડી, અને તે દંપતીના મનનો ભેદ ભાગ્યો. તેઓએ પરમ પવિત્ર પ્રેમથી એક બીજાને આલિંગન કર્યું. તે વખતે દેવોએ તેમની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. અહાહા? કેવો પાતિવૃત્યનો પ્રૌઢ પ્રભાવ?.! અસ્તુ. પછી તેઓ બન્ને પ્રેમથી શ્રીકમળાપતીને પાયે પડયાં તથા પવિત્ર ચિત્તથી અર્ઘ્યપાદ પૂજન કર્યું અને બોલ્યાં કે હે

। अर्जुन उवाच ।
किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥१॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥२॥

---

દીનબંધુ હે દયાનિધી પ્રભુ અમો રંકની સેવા સ્વીકારો. અમે મહા પાપી પામર જીવો છીએ. તમોએ અમને દયારૂપી દાન આપી દેવોને પણ દુર્લભ એવાં આપનાં દર્શન કરાવ્યાં અને અ મારૂં જીવતર સફળ કર્યું એજ તમારી પ્રભુતાની ખુબી છે. હે પ્રભુ તમે ભક્ત વત્સલછો. હે ધર્મધુરા ધરનાર દયાળુ દેવ, હે ત્રિભુવનને તારનાર અમારી વિનંતી એટલી છે કે અમારો જન્મ મરણનો ફેરો ટાળી આપના ચર્ણકમળમાં રાખો. વળી અહોનિ-શ આપને પ્રિય હોય એવું કાર્ય કરીએ એવી સન્મતિ આપો. અમારામાં નીતિ અને ભક્તિ અચળ રહે તથા અમારાં સર્વ દુઃખો અને દુર્બુદ્ધિ દૂર થાય વળી અમારા હૃદયકમળ વિષે નિત્ય આપને સાક્ષાત્કાર કરી શકીએ એવું કરો. હે દેવાધીદેવ અમો રંક સેવકની એટલીજ અભિલાષા છે તે આપ કૃપા કરી પૂર્ણ કરો.

પછી કમળાપતિ બોલ્યા કે હે સદ્‌ગુણ સંપન્ન સુંદરી સાંભળ. મારા ભક્તનો મારૂં મનજ છે. હે શાણી હું ભક્તથી લેશ માત્ર પણ જુદો નથી ભક્તમાં મારી પ્રતિમાજ રહેલી છે. જે સ્રીપુરૂષ સત્યવાદી અને સુશીલ છે તથા જેમને મારી ભ-ક્તિ અને નીતિ વહાલી છે તેમને આધિન હું અહોનિશ રહુંછું. હે સતી મારા ભક્ત મને બહુજ વહાલા છે. ને યમની બીક નથી તેમને સ્વર્ગનું અખંડ સુખ પ્રાપ્ત થાય છે. જે નરનારી દુષ્ટ, દાંભિક, વ્યભિચારી, દ્રોહી, હરામી, અને ધર્મ વિરૂદ્ધ આ-ચર્ણ કરનારાં હોય તેઓ હંમેશાં નર્કમાં પડે છે. વળી દુર્બુદ્ધિ અનાડી

। श्रीभगवानुवाच ।

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥३॥
अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥४॥

---

ક્રોધી, કપટી અને લોભી જેઓ મને ભજવો મુકી દઇ અન્યને ભજે છે તેઓ દુઃખમાંથી બહાર નીકળતાંજ નથી. હે માંદાયની સતી તને ધન્ય છે? કે તેં અંત સુધી સત્ય વિસાર્યું નહિ. હે બાળા તારી પતિભક્તિ, નીતિ, અને ટેકને ધન્ય છે! હે સતી તારા માબાપને પણ ધન્ય છે! કે જેમણે તારા જેવા રત્નને જન્મ આપ્યો. વળી તમારી બેન ચાંદાયનીને પણ ધન્ય છે! કે તને ખરો રસ્તો બતાવ્યો. હે સતી અમારાં ધન્યભાગ્ય. કે આજ તારાં દર્શન થયાં. હે સ્ત્રી આ જગતમાં હમણાં તારા જેવી પતિની સેવા કરનારી બીજી કોઈ સ્ત્રી નથી. તારી પતિભક્તિ અતિ મોઘા મૂલની છે. એટલે સુધી કે દેવાંગનાઓ જેવી કે પાર્વતી, સાવિત્રી, કે આ લક્ષ્મીજી પણ તારી બરોબરી કરવા સમર્થ નથી. તું સર્વ સતીઓનું સત્ત્વ છે. હે સાધવી તું મારી સાચી ભક્તાંણી છે. તેં આ દુનિયામાં મારો મહિમા વધાર્યો એમ હું માનુછું. હે કલ્યાણી તેં તારા કુળનો ઉદ્ધાર કર્યો. હું એટલે સુધી કહુંછું કે તારા પગની રજથી પણ પ્રાણી તરી જાય એમાં કાંઇ સંશય નથી. ઉપર પ્રમાણે બોલતાં કમળાપતિએ મઢુલીને ઉરાડી દીધી. અને નૌતમ વાટિકા બનાવી દીધી. તેમાં રત્ન, હિરા માણિક્ય વગેરેથી પરિપૂર્ણ એવો સુવર્ણનો મહેલ બનાવી દીધો. એવી રીતે ભગવાને માંદાયનીને દિવ્ય વૈભવ આપ્યો અને તેણીનું સ્વરૂપ સાક્ષાત બીજી લક્ષ્મીજી હોય એવું બનાવી દીધું. એનું યૌવન નૂતન કર્યું અને રૂપ રંભાથી પણ

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥५॥
यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥६॥

---

ચહલું બનાવ્યું. એવી રીતે વિષ્ણુને અતિ પ્રેમ થવાથી તે સ-તીને દિવ્ય વૈભવ અને અખંડ સૌભાગ્ય આપ્યું વળી બીજું એક વરદાન આપ્યું કે હે દંપતી તમારી સર્વ આશા તૃષ્ણા પૂ-ર્ણ થશે. જ્યારે તમે જે વસ્તુની ઇચ્છા કરશો ત્યારે તે વસ્તુ તમારી સન્મુખ થશે. ( તમને પ્રાપ્ત થશે ) નીતિને રસ્તે રહી તમારા આ દેહથી સંસારનુ સુખ રૂડી રીતે ભોગવો અને પરો-પકાર બુદ્ધિ રાખી ધર્મનું પાલન કરો. એવી રીતે દીર્ઘાયુષ ભો ગવી અવસાને તમે સ્વર્ગમાં આવશો. તમારૂં વૃત્તાંત જે કોઇ સ્ત્રી પુરૂષ ગાશે કે સાંભળશે તે જરૂર મોક્ષ પામશે.

વળી વિષ્ણુ ભગવાન બોલ્યા કે હે દંપતી પ્રીતિ પૂર્વક મારૂં કહેવું શ્રવણ કરો. દુનિયામાં દંપતિધર્મ વિશેષ પ્રસરે એવો ઉપદેશ તમારે હંમેશાં કરવો. મોક્ષ પામવો એજ જીવન-નું સાર્થક છે એમ જાણવું અને મને સર્વવ્યાપક જાણવો. શત્રુ અને મિત્રને સમાન ગણવા. પ્રપંચ છોડી સુકર્મ કરવાં. આ ઉ-પદેશ પતિપત્ની મસ્તક નમાવી હાથ જોડી શ્રવણ કરતાં હતાં તે વખતે ત્યાં વીરભાંડક પોતાનાં માબાપ, પત્ની અને નિષ્કુળ મુની સહિત પ્રભુ ભક્તિથી પરવારી આવી પહોંચ્યો. તેને પણ વૈકુંઠાધિપતિએ દર્શન આપી હૃદય સરખાં ચાંપ્યાં. તેના પ્રતિ કમળાપતિ બોલ્યા કે હે પુત્ર તારી પિતૃભક્તિ મને બહુજ પ્રિ-ય છે. તેથી હું તને મળવાનું મન કરતો હતો એટલામાં તું અ-ત્રે આવી પહોંચ્યો એ બહુ રૂડું થયું. અને હું પૂર્ણ કૃતાર્થ થયો. મારા ભક્તો તમે હૈયાના હાર અને સ્વર્ગના શણગારછો. હું તપ, યજ્ઞ કે બીજા વૃત્તથી રીઝતો નથી પણ મારી અનન્ય ભક્તિથીજ

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥७॥
अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥८॥

રીઝુંછું. નીતિ અને ભક્તિ મને બહુ વહાલી છે. તેથીજ હું મારા ભક્તોને બારણે ચાલી આવ્યોછું. આ પ્રભુનાં વચન સુણી નિષ્કુળ મુની તથા વીરભાંડક બંને પ્રભુને ચરણે નમ્યા, અને માંદાયની હર્ષથી ઘેલી જેવી થઇ ગઇ. આહાહા ! તે વન વૈકુંઠપુરી જેવો શોભા આપવા લાગ્યું. તેને જોઇ ભવોભવનાં સંકટો ભાગી ગયાં. વળી તે પ્રસંગે દેવોનાં દિવ્ય વાજીંત્રો વાગવા લાગ્યાં. અને પુષ્પની વૃષ્ટિ કરતાં દેવો પણ જયજયકારના ઘોષો કરવા લાગ્યા. ગંધર્વ, કિન્નરાદિ પ્રભુના ગુણ ગાવા લાગ્યા અને સર્વત્ર સ્નેહ—વિશુદ્ધ પ્રેમની વૃષ્ટિ કરવા લાગ્યા મૈત્રેયમુનીને પણ દેવો વધાવવા લાગ્યા. અને કમળાપતિ તેને ભેટવા મંડયા, અંતર્યામીએ ચાંદાયનીને આશીર્વાદ દીધા. આવી રીતે પ્રભુના સર્વ ભક્ત તૃપ્ત થયા. તેમની આશા પરમેશ્વરે પૂર્ણ કરી અને સતીઓનો ટેક સાચવ્યો. પછી પૂર્ણ પુરૂષોત્તમ પ્રભુ પોતે અંતર્ધાન થઇ ગયા.

સતી માંદાયની અતિ આનંદથી જ્યેષ્ટ ભગિની ચાંદાયનીના ચરણમાં પડીને બોલી કે હે ગુણવાન બેન. તું મારી પ્રથમ ગુરૂ છે. મારા ઉપર તેં મહદુપકાર કર્યો છે. હું તારી ક્ષણુ ક્ષણુની આભારીછું. મને પરમાત્માએ દર્શન આપ્યું એ બધો તારોજ પ્રતાપ છે. હે વહાલી બેન તેંજ મારા આપત્તિના કાળમાં મારી રક્ષા કરી મારો હાથ ઝાલ્યો અને મને અખંડ સૌભાગ્ય પણ તારાજ પ્રતાપથી મળ્યું છે. હે ભગિની મને જગદીશે વિવિધ વૈભવ આપ્યા; એ તારોજ સન્મતિના પ્રતાપ સમજુંછું. તું મારા સુખની સહાયકારિણી અને ભવભવની તારિણી છે. હે બેન તેં મને લાખો પ્રકારે સહાય કરી છતાં પણ અજ્ઞાનપણે

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥९॥
प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

---

થીજ મેં તમારા ઉપર જાુઠું આળ મુકયું; એ મારા થએલા અપરાધ ક્ષમા કર, હું તો તારે આશ્રયેછું. એ પ્રમાણે કહી તેણીએ આંખમાં આંસુ આણ્યાં. ત્યારે ચાંદ્રાયની બોલી કે બેન તેની કશી ચિંતા નહિ. જયારે મનુષ્યનું ચિત્ત ભ્રમિત બને છે ત્યારેજ દુઃખનું વાદળ ચઢી આવે છે. એમાં તારો દોષ નથી. એતો મનુષ્યમનનો ધારોજ છે. સતીઓ કોઇનો વિશ્વાસ કરતીજ નથી. જે માણસ મર્મ સમજે છે તે કદી પણ ખેદ પામે નહિ પણ કાર્ય કરીનેજ વિરામ પામે છે. હે ચતુરા તારૂં આ સુખ નિહાળીને મને પરમ સંતોષ વળે છે. તારી સર્વ મનકામના શ્રીહરિએ પૂર્ણ કરી, કશી વાતની ખામી રાખી નથી એમાં મારો કાંઇ પણ ઉપકાર નથી, તેં તારી મહેનતનું યોગ્ય ફળ મેળવ્યું છે.

ઉપર પ્રમાણે કહી પોતાની બેનને હૈયા સાથે દાબી સ્નેહુશ્રી તેને શુભાષિત આપી પછી સતી ચાંદ્રાયની પોતાના પતિ મૈત્રેય મુની સાથે આશ્રમ તરફ વિદાય થઇ. હવે વિદ્યાધર (મંદમતિ) સાથે માંદ્રાયની તે આશ્રમમાં વિવિધ સુખ ભોગવવા લાગી.

અત્રિ મુનીનાં પત્ની અનસૂયાજી બોલ્યાં કે હે જનકકુમારી એ વખતનો આનંદોત્સવ વર્ણવવાને હું સમર્થ નથી. વિદ્યાધર અને માંદ્રાયનીનું જોડું ખરેખર દર્શન કરવા યોગ્યજ હતું. જેમ વિષ્ણુ સાથે લક્ષ્મીજી, મદન સાથે રતિ, રન્નાદે સાથે રવી, અને ઇંદ્ર સાથે સચા શોભે, તેમ વિદ્યાધર સાથે સતી માંદ્રાયની શોભતી હતી. તેમનાં દર્શન કરવા માટે મનના ઉમંગધારી

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो वितरागाः ।
यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥११॥
सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥१२॥
ॐमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥

---

લોકો આવતા હતા. જે જે સ્ત્રીઓ માંદાયનીની ઉપેક્ષા કરી હસતી હતી તે તે સ્ત્રીઓ પણ "હે સતી તમને ધન્ય છે ધન્ય છે" એમ બોલી તેને પગે લાગતી હતી, આ દંપતીનો વિશુદ્ધ પ્રેમ અમુલ્ય ઉપદેશ લેવા યોગ્ય હતો વળી જાણે કે દુધ અને પાણીનો અનુપમ સંબંધ હોય એવું દર્શાવતો હતો. જળચરને જેવો જળનો પ્રેમ તેવો પ્રેમ આ દંપતીને અન્યોઅન્ય હતો. તેઓ જાણે કુંદનમાં રત્ન શોભી રહ્યું હોય તેમ શોભતાં હતાં. તેઓના વિશુદ્ધ પ્રેમથી ભરેલાં નયનો એક બીજાનું ચિત્ત ચોરી લેતાં હતાં. આવી રીતે રાત્રિદિવસ કેવળ આનંદમાંજ તેઓ નિમગ્ન થવા લાગ્યાં. તેઓનો પ્રેમ દેહની પાછળ પડછાયા પેઠે હતો. તેમની પાસે હીરા, રત્ન, માણિક્યાદિ ઝવેરના કોઠાર ભરેલા હતા. વળી વસ્ત્રાભુષણનો પાર નહોતો, અને દાસદાસીનીતો ખોટજ નહોતી. આ પ્રમાણે તે દંપતીનો વૈભવ વિશ્વમાં વખાણુવા જોગ થઇ પડયો. તેઓ નીતિપુરસર ધર્મ પાળતાં અને શ્રી પ્રભુની સ્તુતિ કરતાં હતાં વળી પરોપકારથી વિવિધ પ્રકારે દાન આપતાં તેઓએ જગતમાં દીન જનોનાં દુઃખ કાપી ધર્મનાં સ્થળે સ્થળે ધામ કરાવ્યાં. તથા ઉપદેશ આપવા માટે મોટી મોટી સભાઓ મેળવી દંપતી પ્રેમ સંબંધી વ્યાખ્યાનો કરતાં હતાં.

આવાં આચરણ પ્રમાણે કેટલોક વખત વીતી ગયા પછી, માંદાયનીએ એ પુત્રરત્નને જન્મ આપ્યો, જેથી તેમનું ગૃહસૂત્ર

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४॥
मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥१५॥
आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥१६॥

---

દીપી નીકળ્યું. માંહાયનીએ પુત્રપ્રાપ્તિની ખુશાલીમાં ઘણા ઋષિ-ઓને સંતોષ્યા. તે દંપતીનો જયજયકાર આખા જગતમાં ગાજી રહ્યો.

આવી રીતે તેઓ ધર્મ, અર્થ ને કામ વગેરેથી અવસાને સ્વર્ગે ગયાં ( મોક્ષ પામ્યાં ).

પ્રિય વાચકો, પતિવ્રતાનું મહાત્મ્ય આવું અદ્ભુત છે એ-માં લેશ પણ સંશય નથી. એ મહિમા જેઓ વાંચે, સાંભળે અને તે પ્રમાણે કરે તેઓનો પ્રભુના ચરણમાં જરૂર નિવાસ થાય એ નિર્વિવાદ છે. તથા તેમને ધર્મ, અર્થ, અને કામની પ્રાપ્તિ થાય એ નિઃસંદેહ છે. વળી વસંતઋતુમાં જો કોઇ શિતળ જળમાં સ્નાન કરે અને એક ભુક્તા રહી શીયળ પાળી આ પરમ પુનિત આખ્યાન શ્રદ્ધાથી વાંચે, તે પ્રમાણે વર્તન રાખે તથા અહો રાત્રિ દંપતી પ્રેમ વધારી ઇશ્વરની આરાધના કરે તેમનાં ત્રિવિધી દુઃખ દૂર થાય અને સારો પરિવાર પામે એ નિશ્ચય માનવું. વળી તેમ-નાં પાપ બળી જાય અને પુણ્યનો ઉદય થાય એમ જાણવું. તથા એને ચોરી, અછબડા કે બળીઆ કદી હેળાવ આપે નહિ. વળી જે સ્રીને મરેલાં બાળક અવતરતાં હોય તે જો આ વૃત્તાંત શ્રદ્ધા-થી સાંભળે અને પૂર્વોક્ત આચરે તો તેની સંતતિ અવશ્ય લાંબા આયુષ્યવાળી થઇ વંશ વધે. જેઓ દંપતી પ્રેમ સંપૂર્ણ રીતે પા-ળી શ્રી કમળાપતિનું શુદ્ધ ભાવથી આરાધન કરે છે તેઓ સંસા-રમાં ઉત્તમ પ્રકારનું સુખ પામી અંતે હરિપદને પામે છે.

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥
अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे प्रलीयंतेतत्रैवाव्यक्तसंज्ञके ॥१८॥

---

ઉપરનો સતી ચાંદાયની અને માંદાયનીનો પાતિવૃત્યનો મહિમા સાંભળી સીતાદેવી[1] પ્રસન્ન થયાં, વળી અતિ ઉલટથી અનસૂયાજીના ચર્ણનું વંદન કરી કૃતાર્થ થયાં.

इति शिवं.

---

૧ સીતા માતાએ પણ પતિસેવા (પતિવ્રત ધર્મ) પૂર્ણ પાળી છે. તેમને વનમાં શ્રી રામચંદ્રજી સાથે જવા નીચે મુજબ કહ્યું છે.

त्वदनन्यामदोपां मां धर्मज्ञोसि दयापरः ।
त्वत्समीपेस्थितां राम को वामांधर्षयेद्वने ॥
फलमूलादिकं यद्यद् तव भुक्तावशेषितं ।
तदेवाऽमृत तुल्यं मे तेन तुष्टारमाम्यहं ॥

અધ્યાત્મ રામાયણ.

परोधर्मः स्त्रीणां भवति सुखरूपः श्रुतिमतः ।
सदासेव्यो देवः पति रिति परंत्रह्मशुभदः ॥
सदाशीलं रक्ष्यं ह्यसुरपि यदा गच्छति तथा ।
प्यमूल्ये सौभाग्ये व्रतमिति महालक्षणमिदम् ।

(વડોદરાના શાસ્ત્રી રમણનાથ કૃત.)

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९॥
परस्तस्मात्तु भावोऽन्यो व्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥
अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम ॥२१॥

---

श्री नर्मदायैनमः प्रातर्नर्मदायैर्शिनमः ।
नमोस्तुनर्मदेतुभ्यं त्राहिमांविषसर्पतः ॥

" હે નર્મદા! તવ ચર્ણે નમી, માગું સર્વદા એક,
સત બુદ્ધી મુજપર બક્ષો, ધરી ઉમંગે ટેક;
નર્મદા મુજને આપજો, સર્વદા ભીક્ષા નેક,
તારણુ કારણુ મુજને ધરો, બદ્રી પુરણુ પ્રેમ.

૧

( હરિગીત છંદ )

શ્રીમાત રેવા ભક્ત સર્વે, શુદ્ધ પ્રેમે પૂજતા;
નહી ધારી મળ નિજ મન વિષે, જરી સત્ય રીતે યોજતા;
રક્ષા કરો! રક્ષા કરો! હે માત! આ નિજ બાળની;
મહિમા મહા ભીતિ દિસે, કલિયુગ સરખા કાળની.
દાતા સદા શાતા તણી, તું શ્રેષ્ઠ છું ભૂમિમહિં;
સધર્મ પાલન કાજ તું, શ્રી નર્મદા આવી અહીં;
માતા કરો શાતા તમે, શા ગુણુ ગાયે કિંકરો;
જય પાપ હારી સુખકારી, દેહને નિર્મળ કરો.
નિત્યે તને યત્ને કરી, દનુદેવ નર નમતાં હવા;
વિજ્ઞાન નાશક નિજ તણા, સહુ પાપ પુંજ પ્રલય થવા;
નર દેહ દીધો ઇશ્વરે, સત્કર્મ રૂડું સાધવા;
તીરે વસો રેવા તણી હે, બન્ધુઓ સુખીઆ થવા.

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥२२॥
यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥२३॥

---

२

જય રૂદ્ર દેહા જય નર્મદે રેવા, પતિત પાવની દિવ્યા (૨)
સ્વીકાર મુજ સેવા. જય જય રૂદ્ર દેહા ટેક.

તવતટ આપોઆપ, શિવ લિંગો થાયે. (૧)
જનો ચમત્કૃતિ જાણી, (૨) તુંજ પ્રત્યે ધાયે. જય જય. ૧
અદ્દભૂત તટ પ્રતાપ, તારો હે માતા (૨)
કંકર શંકર થાએ, (૨) પ્રતિદિન જે ના'તા. જય જય. ૨
પ્રકટિ કરણ કારણ તુંજ, વૃતિ આભારી (૨)
કલિમલ હરવા કરભા (૨) રૂપ ધર્યું કારી. જય જય. ૩
સર્મદ તુજ તટ પાસ, જમનો ત્રાસ નહિ (૨)
તિર્થ નાયિકા પદ તુજ, (૨) અભય કરે સહિ. જય જય. ૪
સુરનર સેવિત દેવી, જગ જીવ તારિણી (૨)
વિંધ્ય નગેન્દ્ર નિવાસિની, (૨) ભવ ભય હારિણી. જય જય. ૫
ચન્દ્ર શેખરી સુરસા, અનંત ફળ દાતી (૨)
તરંગ ચારૂ હાસી (૨) કલ્પાન્તર સ્થાયી, જય જય. ૬
ઓ માતા સુખદાતા, ત્રિલોક વિખ્યાતા (૨)
જન જે તુજને ધ્યાતા, (૨) જન્મ રહીત થાતા. જય જય. ૭
અહો અલૈકિક શક્તિ, ભક્તિ સુખકારી.
જીવને શીવ કરી સ્થાપે (૨) મોક્ષ પદે ભારી. જય જય. ૮
અમૃત આરતિ નિત્ય, જે કોઈ આલાપે (૨)
તેહનાં સર્વે ક્લેશો (૨) અઘહરિણી કાપે. જય જય રૂદ્ર દેહા.

---

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥
धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ।
तत्र चांद्रमसं ज्योतिर्योगि प्राप्य निवर्तते ॥२५॥

---

૧ કવિત.

જેણે માત તાત તણો પ્રેમરસ પીધો નહિ,
પ્રભુ તણો પ્રેમરસ પીધો તે શા કામનો;
પ્રસન્ન કર્યા ન માત તાતને પુજન કરી,
રહ્યા ન આ દેહ પછી કોડી તણા કામનો. ૧

મેળવ્યો ન ભાવ માત તાત તણો ભલી ભાતે,
કામનો ન ભાવ મળ્યો જગત તમામનો;
માત તાત પ્રસન્ન કર્યા ન તેણે મેળવ્યોન,
જગતમાં જીવી લાભ પુટીરે બદામનો. ૨

જેણે માત તાત તણી પ્રાર્થના પ્રીતે ન ગાઇ,
પ્રભુ કેરી પ્રાર્થના જે ગાઇ તે ન ગાઈ છે;
ચાહી નહીં માત તાત તણી પૂજા ચિત્ત માંહી,
પ્રભુ તણી પૂજા ચિત્ત ચાહી તે ન ચાહી છે. ૩

જેણે માત તાત તણી આંતરડી ઠારી નહીં,
અન્ય તણી આંતરડી ઠારી તે ન ઠારી છે;
ચાખી ન પ્રસાદી માત તાત તણી મન કરી,
પ્રભુની પ્રસાદી ચાહિ ચાખી તે ન ચાખી છે. ૪

૨ (વસંત તીલકા)

હે માત તાત ઉપકાર અમાપ કીધા,
પામું ન પાર શ્રમ ને મુજમાટ લીધા;
તેનો કદી ન બદલો દઇ તો શકું હું,

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥२६॥
नैते सृती पार्थ जानन् योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥२७॥

---

માત પિતા તમતણો દીનદાસ હું છું. ૧

બાળાપણે હતું શરીર અપંગ જ્યારે,
પાળ્યો મને પ્રેમથી પોષી ત્યારે;
દુઃખો અસહ્ય સહિ ખાંતથી શું કહું હું,
માત પિતા તમતણો દીનદાસ હું છું. ૨

સંભાળ એજ સમયે ક્ષણુકો કરે જો,
તેનો જીવિત સુધી ના ગુણકો ભુલે તો;
કોટીક કષ્ટ પડતાં કયમ એ ભુલું હું,
માત પિતા તમતણો દીનદાસ હું છું. ૩

એવા તજી ન તમથી ક્ષણ દૂર જાઉં,
ભાવે જમાડી તમને અવશેષ ખાઉં;
પાદારવિંદ પૂજવા કદી ના ચુકું હું,
માત પિતા તમતણો દીનદાસ હું છું. ૪

હે માત તાત તમને ચરણે નમીને,
દાસાનુદાસ દીન હું કહું વીનવીને;
ભક્તિ તમારી કરવા ચિત્તમાં ચહુ છું,
માત પિતા તમતણો દીનદાસ હું છું. ૫

પુજી પ્રભુપદ સમાં તમને સદાયે,
આજ્ઞા તમારી ન લોપીશ હું કદાયે;
સેવા તમારી કરવા નિમ હું લઉં છું,
માત પિતા તમતણો દીનદાસ હું છું. ૬

वेदेषु यज्ञेषु तपःसु चैव दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेऽक्षर ब्रह्म-
योगो नामाष्टमोऽध्यायः ॥८॥

---

### ૩ ગીત.

(ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ)

અબળા જાતિએ જગમાં જન્મી સદા,
પતિ કુળમાં નીતિથી કરવો વાસ જો;
રાય સમુ સુખ હોય માત પિતા ગૃહે,
પણ તે સુખની તલભર ધરવી ન આશ જો. અબળા. ૧

પતિવ્રત પાળી પતિ સેવા સજવી સદા,
પતિ આજ્ઞા કદી ન કરવી ભંગ જો;
માત પિતાસમ સાસુ શ્વસુરને સેવવાં,
નિકટ સંબંધી પાળવા જો અપંગ જો. અબળા. ૨

ષડ્રસ ભોજનની વિધિ સઘળી જાણવી,
ઉત્તમ પાક કર્યાની ધરવી હોંસ જો;
જે ગુણ જેમાં હોય તે તેથી શીખવો,
શીખામણ કો દેતો ન ધરવો રોષ જો. અબળા. ૩

પતિ પ્રભુ સમ લહી કરવી ભક્તિ પ્રેમથી,
અનન્ય થઇને પતિપ્રતિ રહેવું શુદ્ધ જો;
તુચ્છ સકળ વ્યવહાર તણાં આ કારણે,
વાણીથી પણ કરવું કદિ નવ યુદ્ધ જો. અબળા. ૪

સુખ દુખ સહેતા સમ ગણવાનો મહાવરો,

। श्री भगवानुवाच ।

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१॥
राजविद्या राजगुह्यं पवित्र मिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥२॥

---

દૃઢ રાખીને અંતર રહેવું શાંત જો;
ભાગિરથી પ્રભુપદને અંતે પામવા,
શાણી સખીએ શિખરહિ ભજવા કાંત જો. અમળા. ૫

---

૪ ગીત.

( હરિ ભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે—એ રાગ )

સુણ સાહેલી, મન જેનાં મોટાં તે મોટા જાણવાં,
આ ગુણવડે, ઉંચ જનોને પરખી તૂર્ત પીછાણવા;
કુળ કે ધનનું અભિમાન નથી, મનમાં કદી કુડ થશે ન રતી,
દુઃખીઆ જનની દીલ દાઝ અતિ. સુણ૦ ૧
ધનવાન વડા ધન વાપરશે, જન રાંક દયા દિલમાં ધરશે,
પર કાજે કસી તનને કસ્શે. સુણ૦ ૨
ખુશ રહે દીનના દુખડાં દળીને, સહુ સજ્જન સાથ હળીમળીને,
વહશે શુભવેણ લળી લળીને. સુણ૦ ૩
પરમાર્થ વિષે મથતીજ રહે, દીલ દુશ્મનનું પણ હિત ચહે,
સુખ શાંતીતણું શુભ તેજ વહે. સુણ૦ ૪
કડુવેણ કદી જનકો ઉચરે, કુળવાન વડા મનમાં ન ધરે,
ધરી ધીરજને સઉ બોધ કરે. સુણ૦ ૫
બહુ માન મળે નવ ગર્વ ધરે, અપમાન થકી નવ શોક કરે
નિજ ધર્મ ધરી સુખમાં વિચરે. સુણ૦ ૬
કદી આપ વડાઈ ઉર ન વસે નવ લોભ થકી લલચાય કશે,

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मा निवर्तंते मृत्यु संसारवर्त्मनि ॥३॥
मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥४॥

---

નિજ ધર્મ થકી કદીએ ન ખસે. સુણ૦ ૭
જયમ માનવી માન પછાડી ફરી ત્યમ તે બહુ વેગ થકી વિચરે,
મન મોટું કરે સૌ અર્થ સરે. સુણ૦ ૮

૫ ગીત.

(મામેરૂં મોંઘા મુલનું—એ રાગ.)

સુણો સમજુ સકળ નર નારીઓ મોટો શીયળતણો મહિમાય
શીયળ પાળો સ્નેહથી.
જે કોઇ શીયળ સારી રીતે સાચવે
સર્વે સફળ મનોરથ થાય. શીયળ. ૨
સોના રૂપાની શોભા ન સમજીએ
શોભા સરસ શીયળ સણગાર. શીયળ. ૩
જેવા નકટીને ભૂષણ નાખીએ
એવાં શીયળ વિના નર નાર. શીયળ. ૪
વધેલાજ અધિક ઠીક લોકમાં
પરલોકમાં મુકિત પમાય. શીયળ. ૫
સુખ સંપત્તિ શીયળથી પામીએ
રીઝે લોકને કીર્તિ ગવાય. શીયળ. ૬
માટે શીયળ સરવ વિધે સાચવો
તજો કામી હરામીનો સંગ. શીયળ. ૭
જરીએ ડરીએ ના મરણના ભય થકી
ભારે ડરીએ શીયળ થતાં ભંગ. શીયળ. ૮

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥५॥
यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ।
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥६॥

---

તજી લાજ બે અંદળી ના બોલીએ
નહિ ડોલીયે મદછક માંહી. શીયળ. ૯

નીચી નજરે સરળ રીતે ચાલીએ
હાંસી મશ્કરી કરીએ ના કોઇ શીયળ. ૧૦

ફાટી આંખે ફરે જે કોઇ ફાટડા,
તેનું ડાટીયે માટીમાં મુખ. શીયળ. ૧૧

તજવી સોબત નિત્ય તેહની,
જેણે લજવી જનેતાની કુખ. શીયળ. ૧૨

ભણવું ગણવું તો તેનું ધન્ય છે,
જેણે કુળને ન લગાડયો ડાઘ. શીયળ. ૧૩

ભણી ગણીને શીયળ ના સાચવે,
એના ભણતરમાં ઉઠી આગ. શીયળ. ૧૪

હૈયા ફાટયા બોલે બોલ હાંસીયે,
દેખી હાંસીને નાસીએ દુર. શીયળ. ૧૫

શિક્ષા સુંદર દલપતરામની,
જાણી કામની શીખો જરૂર. શીયળ. ૧૬

ગીત ૬.

( સાસરે જતાં શીખામણ )

( અમેરે લીલા વનની ચકલીઓ એ રાગ )

શિક્ષા દઉ તને દીકરી, મારી તારી લાજ વધારજે,
જો પ્રીતે પતિ રજા આપે, તો પીયર ભણી પધારજે.

सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥७॥
प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ।८॥

---

રૂડુ ભુંડી વાત સાંભળી હોય, કોઇ આગળ નવ ચેહેરીયે,
ઉઘાડા કેશ નવ મુકીયે, ઘણું ઝીણું વસ્ત્ર નવ પહેરીયે. ૨
કામ ઘરનાં બતાવ્યાં કરીયે, ન કરીયે કાંઇ ઉરૂપરૂ,
પૂછ્યા પછી સૂક્ષ્મ સાદે, બોલીયે જઇને ખરૂં. ૩
પાત્ર પગે નવ ઠેલીયે, ક્ષમા રાખીયે સહુ ઉપરે,
આઘુ ઓઢીને ચાલીયે, રાખીયે દૃષ્ટિ ભૂમિપરે. ૪
સંતાપ સાસરે ન કીજીએ, પીયેરને ન વખાણીએ,
લક્ષ દુઃખ હોય સાસરે, પણ સ્વામીને ન જણાવીએ. ૫
દાસી માણુસનો સંગ ન કીજે, નીચ સાથે ન ચાલીયે,
આક્રોસ સાસુ કરે ઘણા પણ સામો બોલ ન કાઢીયે. ૬
સાસુ નણંદ જેઠાણીની, સેવા ભક્તિ કરજો ઘણી,
પરઘેર નિત્યે જઇએ નહિ, ગયે હલકાઇ થાય આપણી. ૭
મોટે સ્વરે હસીયે નહિ, કોઇ સામે તાળી નવ દીજીયે,
ઉભા રહી ઉઘાડે માથે, પુત્રી પાણી નવ પીજીયે. ૮
માતપિતાને ભ્રાત ભગિનિ, પીયર સુખ ન સંભારીયે,
આવો બેસી જીજી કરીને, કુળની લાજ વધારીયે. ૯
સહુને ગમતું બોલીયે, બહેન અહંકાર કરીયે નહિ,
હસતું વદન નિત્ય રાખીએ, સુખ દુઃખ સમા ગણીયે સહિ. ૧૦
દિવસે ન સુઇએ દીકરી, બેન વચન પતિ પાળીયે,
સાસુજી જ્યારે સાદ કરે ત્યારે, જીજી કરી ઉત્તર આપીયે. ૧૧
શ્વસુર જેઠની લાજ કીજે, ન બોલીયે ઉંચે સ્વરે,
એમ ઘણી શિક્ષા દઈ, માતા પુત્રીને વિદાય કરે. ૧૨

---

न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥९॥
मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौंतेय जगद्विपरिवर्तते ॥१०॥

---

### ગીત ૭.

( આવો ગિરિ સિદ્ધાચળ જઈએ. એ રાગ )

શાણી શિખ ધરો કાને, પતિ પ્રભુ હૃદય ધરો ધ્યાને,
આ દુ:ખ શીદ પામો છો અજ્ઞાને કે શાણી૦ ૧
પ્રતિદિન સ્નાન કરી પ્રીતે, પૂજો પતિ પ્રભુ રૂડી રીતે,
હરિ ગુરૂ ગુણ ગાઈ ગીતે કે શાણી૦ ૨
કુળ મર્યાદાને પાળો, સદાચરણે ચિત્તને વાળો,
આયુષ સત્કર્મે કરિ ગાળો કે શાણી૦ ૩
મિથ્યા મદ મન ન વધારો, કુસંગને કરજો અકારો,
ક્રમે કરી પામો આ ભવ આરો કે શાણી૦ ૪
મોહે પર વસ્તુ ના ભાળો, ક્રોધે ડેર ન કરો કાળો,
ત્યજો સદા લોભ તણો ચાળો કે શાણી૦ ૫
નિશદિન સંતોષે રહેવું, નિજ દુઃખ પરઘેર નવ કહેવું,
નીતિ ધરી સંસારે વહેવું કે શાણી૦ ૬
કાળ તણો ભય મન ધારી, બુદ્ધિ ન કરશો વિકારી,
વિજયાની વિનતી આ સ્વીકારી કે શાણી૦ ૭

### ગીત ૮.

સુખદ વચન આ કહું છું સુણજે દીકરી,
અંતરમાં આણીને અતિશય વહાલ જો;
સદ્‌ગુણ ને નીતિના નિયમો સેવજે,
વેરીમાં વસી થઇશ ન્યાલ જો. સુખદ૦ ૧
મહિયરની મોટમ તું ત્યાં ન ભાખતી,

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥११॥
मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥१२॥

---

સાસરીયાનો કાઢીશ માં કદી દોષ જો;
વેણુ કઠિણુ કો તુજને કે અમને કહે,
તુ સુણિ લેજે પણુ નવ આણુંશ રોરા જો. સુખદ૦ ૨

ઓછી મતિનાં નાનાં મોટાં માનવી,
રાખે છે ઉર હાસ્ય કર્યાની ટેવ જો;
ચીડવવાને આડું અવળું ભાખતા,
તે સઉ સુણી વિસરી સ્મરીએ ગુરૂ દેવ જો. સુખદ. ૩

કામ કર્યામાં આળસ તું ના રાખજે,
ઓછું ને પ્રિય વદી હળી મળી સઉ સાથ જો;
સુખથી રહીને સુખ સંદેસા મોકલી,
ઇષ્ટ સ્મરણુ કરી થઇને રહેજે સનાથ જો. સુખદ. ૪

સઉને ઘટતે માને નમી બોલાવજે,
તુજ સાસુને કહેજે મારા પ્રણામ જો;
માતા સમ જાણી સાસુને સેવજે,
જી કહી ઉત્તર દેતાં કરજે કામ જો. સુખદ. ૫

શાણી તુજને શીખામણ શું આપવી,
જાણે છે તું યથા યોગ્ય વિચાર જો;
જેવો સમ જુએ તેવું ત્યાં ચાલજો,
સો શબ્દોનો કહયો આ સાર જો. સુખદ. ૬

महात्मानस्तु मां पार्थ दैवी प्रकृतिमाश्रिताः ।
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययं ॥१३॥
सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४॥

---

ગીત ૯.

( ગિરધારીરે, વાત કહું તે વિચારો એ રાગ )

પ્રિય બેનીરે, સુણો શિખામણ સારી, હું કહું તમને વિસ્તારી.
આ ભવમાંરે, સારી રીતિથી ચાલો, નવ આળસમાં દીન ગાળો.
છે જન્મ મરણ જન માથેરે,
સારાં કૃત્ય આવે છે સાથેરે,
પુણ્ય દાન કર્યું જે હાથેરે,
તેથી કરજોરે, ઇચ્છા સફળ તમારી. હું કહું ૧
નવ ધરજોરે, ક્રોધ ચિત્તની માંહી, જેથી ક્લેશ થાય કદી નાહી.
બેન ભાઇ હેતે બોલાવરે,
કોઇ રીસ કદી ન ચઢાવેરે,
સઉ સારાં સારાં કહાવેરે,
આચરજો રે, પ્રીતિ નીતિ ઉર ધારી. હું કહું. ૨
દુર્જનનીરે, સાથ વાત નવ કરવી, પરનીંદા મન નવ ધરવી.
લજ્જાને નવ દૂર કરજોરે,
ખોટાં આળ થકાં પણ ડરજોરે,
સારાં વચન મુખે ઉચરજોરે,
જેથી પ્રસરેરે, કીર્તિ લોકમાં ભારી. હું કહું. ૩
પતિ સંગેરે, રોષ કરી નવ વદવું, કશું સંમતિ વિણ નવ કરવું.
જેથી સુખ અતિશય આપેરે,
નવ સાસુ કદિ સંતાપેરે,
કહી શાણું ઘરમાં સ્થાપેરે,

ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥१५॥
अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥१६॥

---

નણુદીનેરે, બેન તમે તો ધારી. હું કહું. ૪.

વિદ્યાનેરે, માન ઘણેરૂં આપો, સદ્ પુસ્તક ચિત્ત સ્થાપો.
વિદ્યાથી વૃદ્ધિ જાણોરે,
વિદ્યાવાળીને ચિત્ત વખાણોરે,
ઉંચી ઉમેદ મનમાં આણોરે,
જેથી કુળનીરે, કીર્તિ વાધે ન્યારી. હું કહું. ૫

લક્ષ્મીપર રે, મોહ તમે નવ લાવો, કદી ધનપતિ પત્ની કહાવો.
લક્ષ્મીને અસ્થિર જાણીરે,
કરો દાન સુપાત્રને આણીરે,
જયમ પાય તૃષાર્તને પાણીરે,
તમે વરતો રે, ઉદારતા દીલધારી. હું કહું. ૬

નવ વિસરોરે, પતિ પ્રભુને મનથી, નિત્ય સેવન કરજો તનથી.
અંતે મોક્ષજ થાય તમારોરે,
જન્મ થાય જગતમાં સારોરે,
ભવદુ:ખનો આવે આરોરે,
છેવટનીરે આ શીખ જાણો સારી. હું કહું. ૭

---

૧૦ શ્રી સત્ય ગીત.

સ્મરણ રાખજો સતિ તણાં, કારજ સરતાં જાય;
નિશ્ચય રાખીને મન વિષે, ધરજો હૃદિયામાં ધ્યાન. સ્મ.

સુંદર નામ છે સિતા સતી, જોતાં સુકન્યા જાણુ;
આનંદે તારામતી, ભણતાં સરસ્વતિ માય. સ્મ.

पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥१७॥
गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥१८॥
तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥१९॥

---

સુલોચના ને વળી અનસૂયા, સતી સાવિત્રી જાણ;
મહાલસા એ ઉત્તમ ખરી, તારામતી મન આણ. સ્મ.

સુભદ્રા ને લક્ષ્મીજીમાં, સાચાં પાર્વતી હોય;
દેવહુતી ને દેવયાની, લોપામુદ્રા સુજાણ. સ્મ.

સંજ્ઞા સ્વાહા ને સત્યરૂપા, આદિ ચતુર સુજાણ;
રેણુકા ને રેવતી, તુલસી અશ્રુમતી આણ. સ્મ.

પ્રાતઃસમે એ સતિ તણાં, નામ મનથી લેય;
અંત સમે બદ્રી ઘણાં, કરશે કારજ તેહ. સ્મ.

મૈત્રેયી, ઇલાસુલિગા પંડિતા, મંદોદરી ખરી ખાણ;
અરૂંધતીને ઇંદ્રાણી સાચ કુન્તા મન આણ. સ્મ.

સાયંકાળે સમરણ કરતાં, સ્વામી રીઝશે ખટમાસ;
એથી અધીક જો ચાહો તમે, દમયંતી વૃત્તાંત. સ્મ.

છે અતિ રમ્ય આ દેશમાં, કરતાં પાર ન થાય,
આનંદ માનજો આટલે, તેથી અધીક વધાય. સ્મ.

નમી નમીને પ્રભુ કને, માગી લઉછું આજ;
જન્મ પામી તે ઉદર માંહી, કારજ કરવાને કાજ. સ્મ.

---

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।
ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥२०॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥२१॥
अनन्याश्चिंतयंतोमां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२॥

---

॥ श्री सत्यश्री सद्गुरुभ्यो नमः ॥

## હસ્તમેળાપ વખતે ગાવાનાં

## મંગળાચરણ.

વરશુભેચ્છક બાળાઓને ગાવાનાં.

શ્રી લક્ષ્મી કાન્ત કમળ નયનં શોભે સદા સુખદા,
શ્રી સીતાપતિ રામચંદ્ર સુલભા આપે સદા મંગળા;
એવી છે હિમશૈલજા, વિસલતી શોભે સદા શોભતાં,
અંબાચે સુખ રમણાં લાગે સદા મંગળં. ૧

આનંદે સત્ય સમજી રાખો ઘણી નમ્રતા,
પામો સુખ ધર્મ સમજી જાણો પતિ પ્રાણદા;
તુળસી સુપતિ ધર્મ મર્મ સમજી રાખ્યો રૂડી રીતથી,
તેવો ધર્મ પાળી બાળ પતિને રાખો સદા મંગળં. ૨

ગણેશા વિભુદેવ, તે પ્રથમમાં, આદિ પ્રભુ શંકરા,
પાર્વત્યા શ્રી જગતજનની, હાસ્યે સદા વંદના;
પૂજ્યે માન્ય અખંડ તનમાં ધારો ધરી સુખમાં,
માને પૂર્ણ પ્રેમ એજ સુખમાં, તેને સદા મંગળં. ૩

આવી જાન આજ તો અતિ ઘણી. સાથે ઘણી સુંદરી,
પેખી પાદપદ્મ વિભુતણા આપો તમો માંગતાં;
આવો હસ્ત હવે ઘડી થયે, પેખ્યા અને પ્રેમદા,

येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥२३॥
अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥२४॥

---

રીઝયા રાય આથી જગતમાં, પામ્યા સદા મંગળં. ૪

કન્યા શુભેચ્છક બાળાઓને ગાવાનાં.

સાવિત્રી સતી સુંદરી, ભુવનમાં ધારી ખરી ટેકને,
પામી પ્રેમ પૂર્ણ પતિનો સુખે સતી મહાસતી;
તેવા પ્રેમકરો ભુવનમાં, બાલા તમે રહેમથી,
શાન્તે શુભ ગુણ ધરીને, ભાખો સદા મંગળં. ૫
મંગળમય શુભ નામ છે સતી તણું પ્રેમે સદા પૂજતા,
ધારી ધૈર્ય સદા સદનમાં માગો સદા પ્રેમને;
પામી સુંદર સ્નેહ પતિનો, માણે સદા સુખને,
ધારે તે હરિરત્ન હૃદયમાં, એ છે સદા મંગળં. ૬
અનસૂયા ખરી માત, આ જગતની રાખ્યો પતિ ધર્મને,
તેવાં કાજ આજ કન્યા તમે, કરજો ધરી ટેકને;
ગંગા હિસતિ શાંત વહિને માગે સતી પાસ તે.
આપો દાન અમુલ્ય એજ અમને જેથી સદા મંગળં. ૭
સત્યે શુભ શોભતું અતિ ઘણું, પૂજ્યે પ્રભુ રીઝતાં,
સત્યે દ્રૌપદી આજ સ્મરણમાં રાખો સદા સુખમાં;
સત્યે શ્રીમાતા સિતા વળી રમ્યા પ્રપતિ પ્રેમને,
સત્યે સુખ સમજી વદનમાં રાખો સદા મંગળં. ૮
સુંદર છે શુભ ગુણ સતિતણા પાળો પતિ ધર્મને,
સુંદર છે શુભ નામ અતિ ઘણા રાખો ખરા ટેકને;
સુંદર છે સુખસાર જગતનું પાળે સદા ધર્મને,
સુંદર છે સુખસાર સમજી બદ્રીસદા મંગળં. ૯

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥२५॥
पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥२६॥
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥२७॥

---

## અધિકારી જીજ્ઞાસુ વર્ગને ઉપહાર.

# विशुद्ध जीवन नीति.

### ઉપહાર.

સંસારનાં મિથ્યા અને ક્ષણિક સુખ પ્રાપ્ત કરવાની ક્ષુદ્ર પ્રવૃત્તિઓનો જેને અનાદર થવા જેવો જીવનમાં અનુભવ મળ્યો છે; જેને માયાના જુઠા સંબંધોથી કંઇ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થઈ નથી, અને અનેક ઉપાધીઓનો ભાર વહ્યા છતાં કલેશ, શોક, નિરાશા અને રૂદનજ સારરૂપે રહ્યાં છે; જેને વાસ્તવિક પ્રેમ, આનંદ અને તૃપ્તિનાં સ્થાન જગતમાં કયાંયે શોધ્યાં જડયાં નથી, અને દુર્વાસનાના મલિન જીવનનો કંટાળો ઉપજી આવી, વિશુદ્ધ જીવનનો અંતે લોભ લાગ્યો છે; તેવા ગ્રાહક અધિકારીને મહાત્મા શ્રી "હનુમાનદાસજી" ની વિભૂતિના ઉપહારનું સમર્પણ કરતાં એક પ્રકારનું કર્તવ્ય સિદ્ધ થવાથી હર્ષ ઉપજે એ સ્વભાવિક છે.

મહાત્મા શ્રી પૂર્વ જીવનમાં બંગાલાના નિવાસી હતા, અને સંસ્કારયોગે સારી વિદ્વત્તા પ્રાપ્ત કર્યા પછી સંસારની પ્રવૃત્તિઓમાં જોડાયા વિના ગુરૂ પ્રસાદથી તેમને નવું જીવન પ્રાપ્ત થયું. આ નવા જીવનમાં વિશુદ્ધિ સત્ત્વના પ્રતાપે આજ તેઓ જીજ્ઞાસુ અને અધિકારી વર્ગના આશ્રયરૂપ થઈ પડયા છે.

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥२८॥
समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०॥

---

સ્વદેશી અને વિદેશી પંડિતો ધર્મ ચર્ચા ચલાવી અનેક શંકાઓનું તેમની પાસેથી સમાધાન કરી લે છે. આ લેખ મૂળ અંગ્રેજીમાં કોઇ સુજ્ઞના ઉપર પત્રરૂપે લખવામાં આવેલો, તે વાંચવાનો પ્રસંગ મળતાં એમાં એટલી બધી ઉત્કૃષ્ટતા જણાઇ કે એનો લાભ બીજાઓને પણ મળે એવી સવડ કરવાની સહજ ઇચ્છા થઇ આવી; અને આ યત્ન એનુંજ પરિણામ છે.

મૂળ અંગ્રેજીમાં હોવાથી એનું શબ્દશઃ ગુજરાતી ભાષાંતર આપેલાં છે; તે એમ ધારીને કે મૂળ સ્વરૂપની સાથે ઉપયોગીતા વિચારવી એ આવશ્યક છે. મહાત્માશ્રીના વિચાર સ્વરૂપને હાનિ ન લાગે એવી યોજના રાખવાથી અર્થ સૂચન સરળ થશે એવી ધારણા છે.

મહાત્માશ્રીની વિભૂતિરૂપ આ ઉપહાર લેખ કેટલે અંશે સાર્થક છે એ વિચાર કરતાં આચારથી વિશેષ સિદ્ધ થઇ શકે એમ છે. પછી જેને વિચાર કે આચાર યથાર્થ પક્ષે કરવાની જરૂરજ જણાતી નથી તેઓ બીજા વેરાણ પ્રદેશોમાં ભ્રમણ કરવાને ભલે મન કરે. આર્ય ધર્મનાં તત્ત્વોની ગહનતા વિચારી સમર્થ મહાત્માની સહાય લેવી એ પણ પૂર્વ સંસ્કાર વિના બનતું નથી.

આજ કાલના નામધારી પંડિતો સંશયાત્મક વિષયે નિરર્થક બુદ્ધિ વિલાસ કરે છે, અને જે વાતમાં તેઓ પોતાની જ-

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥
मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम्॥३२॥
किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥३३॥

---

રેખરી દ્રઢતા કહે છે તે તો એક ઘડી પછી મૂર્ખાઇ અને દુ-રાગ્રહુજ ઠરે છે. એમની સ્થિતિતો,

यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेवच ॥ १ ॥

આના જેવી છે માટે આવા મહાત્માઓ સાથે પ્રસંગ પાડી સત્ય શોધવાને યત્ન કરવો એ શ્રેયસ્કર છે. એથી ધર્મ ત્યાગની હાસ્યપદ સ્થિતિને ન પામતાં કષ્ટ માર્ગે વળાશે, અને દુરાગ્રહથી અમૂલ્ય જીવન ન બગડતાં સફલ થવા વખત આવશે.

किमधिकं सुज्ञेषु ?

અભ્યાસક.

---

# श्री "सत्य" श्री गुरुभ्यो नमः

## ગુરૂગીતા વાંચનારે આ નિયમો લક્ષમાં રાખવા.

### વિશુદ્ધ જીવનનીતિ.

૧ બુદ્ધિ–પ્રતિભાવાન્ મનુષ્ય તો સાધારણ રીતે બધે લો-કામાં આવે છે, પણ શુદ્ધ ચારિત્રવાળાં મનુષ્ય બહુ વિરલ હોય છે. જે મનુષ્ય પરમાત્માના વિશિષ્ટ અને સામાન્ય સ્વરૂપને અ-

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥३४॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्या-
राजगुह्ययोगो नाम नवमोऽध्यायः ॥९॥

---

નુલક્ષી રહે તેજ સત્કીર્તિ પ્રભુનો ખરેખરો દાસ કહેવાય.

૨ બાહ્ય વસ્તુઓનો તિરસ્કાર કરી આન્તરનો આશ્રય લે, એટલે દિવ્ય સૃષ્ટિ તારામાં આવીને વસતી તને માલમ પડશે.

૩ દિવ્ય સૃષ્ટિનો વાસ તારામાં છેજ. હૃદય પૂર્વક સત્કીર્તિ પરમાત્માના પવિત્ર ચરણકમળને ગ્રહી આ દુઃખ ભર્યા સંસારનો ત્યાગ કર, એથી તારા આત્માને શાંતિ પ્રાપ્ત થશે.

૪ તારા હૃદયને બંધનમુક્ત રાખી પરમાત્મા તરફ વાળ, કારણ કે તારી અહીં નિત્ય સ્થિતિ નથી.

૫ પૃથ્વી ઉપરના એક પ્રવાસી અને અજાણ્યા મનુષ્યની પેઠે તું વર્તન રાખ, કારણ કે આ સંસારના વ્યવહાર પ્રવાસીને જરા પણ વળગતા નથી.

૬ પ્રત્યેક આચાર વિચારમાં તારૂં જાણે હમણાજ મૃત્યુ થવાનું હોય એવી રીતે તું પોતાને નિત્ય આજ્ઞાજ કરતો રહે. તારૂં હૃદય શુદ્ધ હશે તો પછી તને મૃત્યુની બહુ ભીતિ લાગશે નહિ. મૃત્યુની ભીતિ રાખવા કરતાં પાપ વૃત્તિથી ખસી આઘા રહેવું એમાંજ તારૂં શ્રેય છે.

૭ લેશ પણ ઉન્નતિ કરી શકાતી નથી, ત્યારે વધારે જીવવામાં શો લાભ છે?

૮ કાલ ઉપર આધાર રાખતો નહિ. આજજ જો તું તૈયાર નથી, તો કાલે શી રીતે તૈયાર થઇ શકીશ? માટે ઉન્નતિને

॥ श्री भगवानुवाच ॥

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥१॥
न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥२॥

---

અર્થે જે કાંઇ કરવાનું હોય, તે તરતજ કરવા માંડ. કાલનો દિવસ અનિશ્ચિત છે, તું કાલે જીવશે તેની તને શી ખાતરી છે?

૯ પોતાનો મૃત્યુકાલ જે મનુષ્યની દૃષ્ટિ સમીપજ હંમેશાં રહે છે, અને પોતાને નિત્યે મરવાનું ધારે છે તેજ સુખી છે. સવારે તારે એમ ધારવું કે હવે હું રાત્રિ સુધી જીવવાનો નથી, અને જ્યારે સાંજ પડે ત્યારે બીજી સવારે જીવતા રહેવાનો નિશ્ચય રાખતો નહિ. તું હંમેશાં તૈયારજ રહે અને એવી રીતે વર્ત કે મૃત્યુ સમયે તું તૈયાર નથી થયો એમ બનેજ નહિ.

૧૦ મનુષ્ય માત્ર જ્ઞાન મેળવવાને સ્વાભાવિક રીતે ઇચ્છે છે, પણ પરમેશ્વરના ભય વિના જ્ઞાનથી શો લાભ થવાનો છે? જો તારે ઉન્નતિ સાધવાની ખરેખર ઇચ્છા હોય, તો પરમેશ્વરનો ભય રાખ. અને સ્વચ્છંદે ન વર્તતાં બધાં ઇન્દ્રિઓનો નિગ્રહ કર.

૧૧ ખરેખરી સ્વતંત્રતા અને પરમાનંદ બીજા કશામાં નથી; માત્ર શુદ્ધ હૃદયે પ્રભુની ભીતિ રાખવામાંજ છે. જે બધું હૃદયને ભાર કરે અથવા મલીનતા પમાડે એવું છે તેનાથી અલગ રહેનાર મનુષ્યજ સુખી છે. જેને મન બધી વસ્તુઓ એક છે, જે બધી વસ્તુઓને એકયતામાં લાવી મુકે છે, અને જે બધી વસ્તુઓને એક રૂપેજ જુએ છે અને જાણે છે તેનું હૃદય દૃઢ હોય છે; અને તે પરમાત્મામાં સંપૂર્ણ વિરામ પામે છે.

૧૨ શાસ્ત્ર વિષયે ઉંડામાં ઉંડા શોધ કરતાં પોતાની ક્ષુદ્ર—પામર સ્થિતિનું જ્ઞાન એ પ્રભુને ઓળખવાનો વધારે નિશ્ચિત માર્ગ છે.

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥३॥
बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥४॥
अहिंसा समता तुष्टिस्तपोदानं यशोऽयशः ।
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥५॥

---

૧૩ આપણા અભિપ્રાય-વિચાર અને ઇન્દ્રિઓ આપણને વારંવાર ઠગે છે. આપણને ચક્ષુ છે, પણ દેખતા નથી!

૧૪ પોતાના-મનને વશ રાખવાનો યત્ન કરી સત્વ પ્રાપ્ત કર અને ઉત્તરોત્તર ઉન્નત-શુદ્ધ થતો જા.

૧૫ અતિશય જીજ્ઞાસાનો ત્યાગ કર; જેઓ વિદ્વાન છે તે જ્ઞાની દેખાવાને અને કહેવરાવવાને ઉત્સુક રહે છે.

૧૬ વધારે વચનોથી કંઇ આત્માને સંતોષ થતો નથી, પરંતુ શુદ્ધ જીવન મનને વિશ્રાન્તિ આપે છે; શુદ્ધ હૃદયથી પ્રભુમાં બહુ આસ્તા બેસે છે.

૧૭ પોતે પોતાને ઓળખીને ધિક્કાર કરવો, આપણા પોતાને વિષે કાંઇ અભિપ્રાય ધારવો નહિ તેમ બીજાઓને વિષે કાંઇ ખોટો અભિપ્રાય ધારવો નહિ, પરંતુ બીજાઓને વિષે સારો ઉચ્ચ મત બાંધવો એ સૌથી વધારે લાભકારક અને ઉત્કૃષ્ટ ધોરણ છે.

૧૮ તારા પોતાના ઉપર હંમેશાં દ્રષ્ટિ રાખતો રહે. આ જીવનમાં ઘણાં સુખો-વિશેષે કરીને સ્થૂલ-શરીર સંબંધી ન લેવાં એ મનુષ્યને વારંવાર બહુ હિતકારક નીવડે છે.

૧૯ તું પોતે દિવ્ય સુખને માટે પાત્ર ન હોતાં અતિશય વેદના ભોગવવાનેજ પાત્ર છે એમ સ્વીકાર.

૨૦ સત્પુરૂષને શોક અને રૂદનના વિષયો હંમેશાં પુષ્કળ માલુમ પડે છે. લોક પોતાની વૃત્તિને અનુકૂળ થતી વસ્તુઓ ઉ

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६॥
एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥७॥
अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥८॥

---

પર બહુ પ્રેમ કરાવી દોરવે છે, અને તેથીજ તેઓ વધારે જડ અને આળસુ રહે છે.

૨૧ વારંવાર સત્વના અભાવથીજ દુઃખી શરીરને સહજ ફરિઆદો કરવાની હોય છે. લોક ગમે ત્યાં હોય, અને ગમે તે માર્ગે તેઓ વળે પણ પ્રભુપ્રતિ વૃત્તિ થયા વિના તેઓ દુઃખીજ થવાના.

૨૨ તારાથી બને તેટલો યત્ન કર એટલે સત્કીર્તિ પ્રભુ તારી શુભેચ્છાને અનુકૂલ થશે.

૨૩ પ્રભુના પ્રેમને અર્થે બીજાઓની સેવા ઉઠાવવાને કે નિર્ધન દેખાવાને લજ્જા પામતો નહિ.

૨૪ પ્રત્યેક મનુષ્ય આગળ તારા હૃદયની વાત કહેતો નહિ, પણ જે મનુષ્ય વિવેકી અને ઇશ્વરથી બીતો હોય તેવાની સાથે તારા વ્યહવાર ચલાવ.

૨૫ નમ્ર, સાદા, ભક્તિમાન અને સદ્ગુણી મનુષ્યોનીજ આત્ર સંગતિ રાખ.

૨૬ ઉદારતામાં જે મહાન્ છે, તેજ ખરેખરો મહાન્ છે. જે પોતાની દૃષ્ટિએ ક્ષુદ્ર છે અને જે કીર્તિ વિસ્તારની ગણના કરતો નથી તે મનુષ્ય ખરેખરો મહાન્ છે. જે મનુષ્ય સંસારની વસ્તુઓને વિષ્ટારૂપ ગણે છે તેજ ખરેખરો પ્રજ્ઞ છે, અને જે ઇશ્વરેચ્છાને વશ વર્તી સ્વેચ્છાનો ત્યાગ કરે છે તે ખરેખરો વિદ્વાન છે.

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥९॥
तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥१०॥
तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

---

૨૭ જેમ મનુષ્ય વધારે વિનીત અને ઈશ્વરનો આજ્ઞાનુસારી તેમ બધી વાતે એ વધારે જ્ઞાની થશે, અને તેને વિશેષ શાંતિ પ્રાપ્ત થશે.

૨૮ ભક્તિ સુખનો અનુભવ લેવાની ઇચ્છા હોયતો ગુરૂના ઉપર દૃઢ શ્રદ્ધા રાખ ગુરૂ ઉપરની તારી શ્રદ્ધા એટલી બધી દૃઢ થઈ જાય કે કોઇ પણ વસ્તુ તેને ચલિત કરી શકે નહિ તો ગુરૂના ઉપદેશ પ્રમાણે તારી પોતાની ઉન્નતિદ્વારાએ સુખીમાં સુખી જીવન તું પ્રાપ્ત કરીશ.

૨૯ ભક્તાની એક કહેવત છે કે "સામાન્ય પ્રતિના મનુષ્યોની સાથે મારો ગુરૂ કલાલની દુકાને જાય અને ત્યાં મદ્યપાન કરે તોપણ તે મારો ગુરૂ અને પૂજ્યજ છે." આવી શ્રદ્ધાની જરૂર છે. એમ હોય ત્યારે તેનાં અમૂલ્ય બોધનું ફળ મળે માટે.

૩૦ અ નિત્યકર્મ. ૧ નિત્ય પ્રાતઃકાળે જાગૃત થતાં પથારીમાંથી ઉઠતાં વારનેજ પ્રથમ તારે સત્કીર્તિ પરમાત્માના પવિત્ર ચરણ કમળનું ધ્યાન ધરવું. ગુરૂનું ચિંત્તન કરવાને ભૂલવું નહિ. પરમાત્માના ચરણ કમળમાં પ્રાર્થના કર કે એ સંપૂર્ણ સંતોષ પામે એવી રીતે તારૂં કાર્ય નિત્યે થયે જાય એટલું તને તે સત્વ આપે; અને મિથ્યા પ્રલોભન અને અસાધારણ ઇચ્છાઓથી તારૂં હૃદય અહીંથી તહીં ભટકે નહિ, અને તારા પ્રત્યેક કાર્ય વ્યાપાર અને જે કાંઇ તું જુએ છે તે બધામાં પ્રભુની કીર્તિ–

। अर्जुन उवाच ।

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥१२॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ॥
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥१३॥
सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४॥

---

અનંત શક્તિ તને દ્રષ્ટિગોચર થાય. તારી પ્રથમ પ્રાર્થના હૃદય પૂર્વક શુદ્ધ ભાવથી પૂરી કર્યા પછી પથારીમાંથી ઉઠ. સત્કીર્તિ પ્રભુનાં પવિત્ર ચરણ–કમળમાં વંદન કર્યા સિવાય બીજાઓની સાથે કાંઇ પણ બોલવું નહિ તેમજ બીજાં મનુષ્યોનું મુખ પણ જોવું નહિ કે બીજા વિષયો વિષે વિચાર કરવો નહિ.

૫. સવારે શૌચાદિ સ્વભાવિક કર્મ કરી રહ્યા પછી જો અનુકુળતા હોય તો પ્રથમ સ્નાન કરવું (પણ સ્નાનથી શરીરને નુકસાન થાય તેવું હોય તો તેની કાંઇ જરૂર નથી.) પછી પવિત્ર વસ્ત્ર પહેરવું, ને પૂજાના ઓરડામાં પ્રવેશ કરવો. જે જગાએ તું પ્રભુની હંમેશાં પ્રાર્થના કરતો હોય ત્યાં આગળ પવિત્ર વસ્તુઓ સિવાય બીજું કાંઇ હોવું ન જોઇએ. મહાત્માઓ, યોગીઓ, અને ઋષિઓ વગેરેની છબીઓ અને તસબીરો ચારે બાજુએ ભીંતે રાખવી જોઇએ, એથી જ્યારે જ્યારે ગમે તે દિશાએ તું મુખ ફેરવીશ ત્યારે ત્યારે પવિત્ર ચિત્રોજ માત્ર તારી દૃષ્ટિએ પડશે, અને તારૂં મન એમનાં પવિત્ર જીવનોમાં રોકાશે તેથી શુદ્ધિ સત્વની વૃદ્ધિ થશે. પૂજાની ઓરડીમાં ધૂપ થવો જોઇએ જેથી કરીને તને પવિત્ર સુવાસ મળે.

પ્રભુની પૂજાને અર્થે સુંદર સુગંધિ પુષ્પો તારી પાસે તૈયાર રાખવાં. પ્રથમથીજ પૂજાની બીજી બધી આવશ્યક સામગ્રી ઓરડામાં લાવી મૂકવી, કે પછી તારા અંદર પેઠા પછી બીજા

स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देव देव जगत्पते ॥१५॥
वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि॥१६॥
कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन् ।
केषु केषु च भावेषु चिंत्योऽसि भगवन्मया ॥१७॥

---

કોઇને પ્રવેશ કરવાની કાંઇ જરૂર પડે નહિ.

ઓરડામાં પ્રવેશ કરતા પહેલાં ભગવાન હરિનાં પવિત્ર ચરણકમળનું ધ્યાન ધરી તેમાં પેસવાની અને તેના પવિત્ર ચરણ કમળની પૂજા કરવાની આજ્ઞા માગ ને પછીથી પ્રવેશ કર.

પવિત્ર આસન ઉપર બેસીને પ્રથમ ગુરૂનું ધ્યાન ધરવું ને તેને શિરસાવંદન કરવું. પછી સત્કીર્તિ પ્રભુનાં ચરણકમળ આગળ સાષ્ટાંગ દંડવત્ કરી જાણે તું પવિત્ર જગદાત્માની સમીપજ હોય અને પૂજા કરવાને તું એની અનુજ્ઞા માગતો હોય તેમ શુદ્ધ હૃદયથી નમ્રતા અને માનપૂર્વક તેની આજ્ઞા માગ. પછી તેના સ્વરૂપનું ધ્યાન ધર (તારા ગુરૂએ તને બોધ આપ્યો હોય તેવી રીતે) ને પછી પુષ્પાદિ વડે કરીને પૂજા સંપૂર્ણ કર, ત્યાર પછી ગુરૂએ ઉપદેશેલા મંત્રથી જાપ કર.

જાપ કરી રહ્યા પછી પ્રભુ મૂર્તિ આગળ વંદન કર, નમ્રતા અને માનપૂર્વક તેની પાસે ઉઠવાની આજ્ઞા લે, ચરણામૃત અને પુષ્પાદિની પ્રસાદિ લઈ પછી બહાર નીકળ અને સંસારમાં કામકાજ માટે પ્રવૃત્તિ કર.

તારા પ્રત્યેક કાર્યમાં પ્રભુનું સ્મરણ રાખવાને જરા પણ ભુલતો મા.

સંધ્યા સમયે પાછા પુષ્પાદિની પૂજા સિવાય બીજી બધી વિધિ કરી જા.

આ બધાં કાર્યને દૃઢપ્રેમ અને ખરી શ્રદ્ધાથી અનુસર. હમેશાં પ્રભુ પ્રતિ વિનય અને આસ્તા રાખ. જેઓ આસ્તિક છે ત્હેમના ઉપર એની બહુ મમતા રહે છે.

સાધુ અને ભક્ત પુરૂષો પર હમેશાં પુજ્યભાવ રાખ. સાધુઓને જે વસ્તુની ખરેખરી જરૂર હોય તે વિષે હમેશાં વિચાર કર, અને ત્હારી શક્તિ પ્રમાણે શુદ્ધ પ્રેમ અને ભાવથી ત્હેમને સહાય થા.

क માદક પદાર્થોના સંસર્ગ અને માંસાદિના આહારથી દૂર રહેવાને યત્ન કર. પ્રભુનો ખરેખરો સાત્વિક ભક્ત થવા આગ્રહ રાખ. વનસ્પતિ, ઘી, દુધ આદિ પદાર્થોથી નિર્વાહ ચલાવ અને ભોજન સમયે મૌનવ્રત ધારણ કર.

ભોજન ત્હારા આગળ પીરસાયું એટલે બધી સામગ્રી પ્રભુના સન્મુખ ધરાવી પ્રાર્થના કર કે "શ્રી પરમાત્મા પ્રભુ આ બધી સામગ્રીને આરોગી સંતોષ પામો," અને ત્યાર પછી જમવા બેસ.

નિત્યે બહુ સાત્વિક ભોજન થાય તેવી સંભાળ રાખવી, અને એથી ત્હને સંતોષ પ્રાપ્ત થશે.

૩૧. આ બધા નિયમો અને વચનોને યથાર્થ રીતે તું અનુસરે એવી મ્હારી વિનંતિ છે. આ ઉપદેશના આચારથી તું વધારે સુખી અને શુદ્ધ થશે.

૩૨. સર્વ શક્તિમાન શ્રીહરિનો વિજય હો !

એ ત્હને શાંતિભર્યા જીવનથી સુખી રાખે.

શાંતિ ! શાંતિ !! શાંતિ !!!



विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥१८॥

। श्री भगवानुवाच ।

हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतय ।
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥१९॥
अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥२०॥

---

# श्री गुरुगीता प्रारंभ.

ऋषय ऊचुः

गुह्यात् गुह्यतरा विद्या गुरुगीता विशेषतः ॥
त्वत् प्रसादाद्धि श्रोतव्या तत् सर्वं ब्रूहि नः सुत ।१।

ઋષિઓ બોલ્યા

હે સૂત! ધર્મ જાણવો એ કઠણ છે, તેમાં "ગુરૂગીતા" જાણવી એ બધી વિદ્યાઓ કરતાં ઘણી કઠણ છે, પણ આપની જો કૃપા હોય તો તે અમો સાંભળવા ઇચ્છીએ છીએ તેથી આપ કૃપા કરી અમને કહો. ॥૧॥

।सूतउवाच।

गिरीन्द्र शिखरे रम्ये नाना रत्नो पशोभिते ॥
नाना वृक्ष लता कीर्णे नाना पक्षी रवैर्युतं ।२।

સૂત બોલ્યા

કૈલાસ પર્વત એ સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ જગો છે તે જગો અનેક રત્નોને લીધે ઘણીજ શોભાયમાન લાગે છે અને અનેક વનસ્પતિ અને ઝાડોથી છવાઇ રહ્યુ છે જેમાં ઘણાં પક્ષીઓ કલ્લોલ કરે છે. ॥૨॥

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥
वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२॥
रुद्राणां शंकरश्चास्मि वित्तशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३॥

---

सर्वर्त्तु कुसुमामोद मोदिते सुमनोहरे ॥
शैत्य सौगन्ध्य मद्याढ्य मरुद्भिरुप वीजिते ।३।

દરેક ૠતુઓમાં જેવા જેવા પુષ્પ થાય છે તેવા પુષ્પો આ પર્વત ઉપર હંમેશાં પ્રફુલ્લિત રહી પોતાની સુગંધિના વિસ્તારથી મનને આનંદ કરેછે જેમ વસંત ૠતુનો પવન ગુણકારી હોય છે તેમ આ પર્વત ઉપર તેવો પવન હંમેશાં વાયા કરે છે. ॥૩॥

अप्सरो गण सङ्गीत कलध्वनि निनादिते ॥
स्थिरच्छाया द्रुमच्छाया च्छादिते स्निग्ध मंजुले ।४।

એવી અપુર્વ જગો જોઇને અપ્સરા ગંધર્વગણ હંમેશાં ગાન તાનાદિથી આનંદ કરે છે, અને તે ગાનના ધ્વનિથી તે પર્વત શોભી રહ્યો છે, તે જગોની સ્વર્ગીય વૃક્ષ છાયા હંમેશાં સ્થિર રહેછે, એટલે જેમ બધી ૠતુઓમાં વૃક્ષો સરખા રહેતા નથી (કેટલાકનાં પાનાદિ જતાં રહે છે) તેમ આ પર્વત પર નથી પણ દરેક વૃક્ષની સ્થિર છાયાથી એ પર્વત હંમેશાં સુંદર અને શીતલ રહે છે. ॥૪॥

मत्त कोकिल संदोह सं गुष्ठ विपिनान्तरे ॥
सर्वदा स्वगणैः सार्द्धं मृतुराज निषेविते ।५।

આવી સુંદરતા જોઇને ભ્રમર હંમેશાં આનંદમય થઇ ગુંજાર કરતાં ફરતા ફરે છે, ત્યાં હંમેશ ૠતુઓના રાજા વસંત પોતાના અનુચરો સાથે રહે છે ॥૫॥

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कंदःसरसामस्मि सागरः ॥२४॥
महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥२५॥
अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गंधर्वाणां चित्ररथः सिद्धाना कपिलो मुनिः ॥२६॥

---

सिद्ध चारण गन्धर्व गाण पत्य गणैर्वृते ॥
तत्र मौनधरं देवं चराचर जगद्गुरुम् ।६।

અને સિદ્ધ, ચારણ, ગંધર્વ, ગાણપત્ય આદિ શિવશેવક ગણ સદા વાસ કરે છે, ત્યાં જગતના ગુરૂ એવા શ્રી મહાદેવ મૌન ધારણ કરી રહ્યા છે. ॥૬॥

सदाशिवं सदानन्दं करुणाऽमृत सागरम् ॥
कर्पूर कुन्द धवलं शुद्ध तत्त्वमयं विभुम् ।७।
दिगम्बरं दीननाथं योगीन्द्रं योगि वल्लभम् ॥
गंगा शीकरसंसिक्तं जटा मण्डल मण्डितम् ।८।
विभूति भूषितं शांत व्यालमालं कपालिकम् ॥
अन्धकारी त्रिलोकेशं त्रिशूल वरधारकम् ।९।

સદાશિવ નિત્યાનંદમય કરૂણામૃતકે સાગર, સ્વર્ગ, મર્ત્ય પાતાલ એ ત્રણે લોકના અધિશ્વર, શુદ્ધ, જ્ઞાનમય, દીનજનોને પવિત્રકર્તા નિત્ય મંગળને આપનારા, સર્વ પ્રાણીમાત્રને સમદ્રષ્ટિએ જોનારા, યોગીંદ્ર, યોગીએકે પ્રભુ જેમનું શરીર કર્પુર સ્ફટિક અને કુન્દ પુષ્પની માફક લાવણ્યયુકત અને ભસ્મભૂષિત થઇ શોભાને આપે છે. એવા દિગંબર એટલે વસ્ત્ર ભૂષણ રહિત છે, જેમના મસ્તકમાં જટા આવી રહી છે. જેમાંથી શ્રી ગંગાજી પોતાની ધારા પૃથ્વીપર વિસ્તર કરી રહી છે, તેમના ગળામાં સર્પની માળા શોભાયમાન થઇ રહી છે; મસ્તકમાં અર્દ્ધ

उच्चैः श्रवसमश्वानां विद्धिमाममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥२७॥
आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८॥
अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमाचास्मि यमः संयमतामहम् ॥२९॥

---

आशुतोषं ज्ञानमयं कैवल्य फल दायकम् ॥
निर्विकल्पं निरातंकं निर्विशेषं निरञ्जनम् ।१०।
सर्वेषां हितकर्त्तारं देवदेवं निरामयम् ।
कैलशशिखरारूढं पञ्चवक्त्रं सुभूषितम् ॥ ११ ॥
सर्वात्मना विष्टचित्तं गिरिजा मुखपङ्कजे ।
प्रणम्य परया भक्त्या कृताञ्जलिपुटासती ॥ १२ ॥
प्रसन्नवदनं वीक्ष्य लोकानां हितकाम्यया ।
विनयावनता देवी पार्वती शिवमब्रवीत् ॥ १३ ॥

ચંદ્ર ઝુલકી રહ્યો છે; હાથમાં ત્રિશુલ શોભી રહ્યું છે. તે વખતે જી-વોના મુક્તિદાતા, નિર્વિકલ્પ, ભયહારી, નિરંજન, સર્વનું હિત ક-રવા વાળા; દેવાદિ દેવ, પંચાનન કૈલાસ પર્વતને શોભાયમાન ક-રવા વાળા, માહામાયા ગિરિજાના મુખકમળ તરફ પ્રેમવશીભુત થઈ અનન્યચિત્ત જોવા લાગ્યા. તે વખતે વિદ્યારૂપી ઉમાદેવી પરમભક્તિ યુક્ત થઇ જીવોના મંગલ માટે હાથ જોડી વિનય સહિત, હાસ્યમુખ થઈ બોલ્યાં. ॥૭–૧૩॥

श्री पार्वत्युवाच.

नमस्ते देवदेवेश सदाशिव जगद्गुरो ।

શ્રી પાર્વતિ બોલ્યાં

હે દેવેશ, હે સદાશિવ, હે જગદગુરો! મેં તુમકો પ્રણામ

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेंद्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥
पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥
सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥३२॥

---

प्राणेश्वर महादेव गुरुदीक्षां प्रदाहिमे ॥ १४ ॥
केन मार्गेण भोः स्वामिन् देही ब्रह्ममयो भवेत् ।
त्वं कृपां कुरु मे स्वामिन् नमामि चरणं तव॥ १५ ॥

કરૂં છું, હે પ્રાણેશ્વર, હે મહાદેવ! મુજકો ગુરૂદીક્ષા દાન કરો. હે સ્વામિન્! જીવ કયા ઉપાયથી બ્રહ્મપદને પ્રાપ્ત કરી શકે છે? તે કૃપા કરી મને કહો; હે સ્વામિન્! હું તમારા ચરણમાં વારંવાર નમસ્કાર કરૂં છું. ॥૧૪-૧૫॥

श्री महादेवोवाच.

गुशब्दस्त्वन्धकारस्याद्रुशब्दस्तन्निरोधकः ।
अन्धकारनिरोधित्वात् गुरुरित्यभिधीयते ॥ १६ ॥
गुकारः प्रथमो वर्णो मायादिगुणभासकः ।
रुकारो द्वितीयो ब्रह्ममायाभ्रान्तिविमोचकः ॥ १७ ॥

શ્રી મહાદેવ બોલ્યા

(ગુ) શબ્દનો અર્થ અન્ધકાર અને (રૂ) શબ્દનો અર્થ તેમનો નાશ કરનાર છે, તેથી જે અજ્ઞાનરૂપ અન્ધકારનો નાશ કરે તેજ (ગુરૂ) શબ્દ વાચ્ય છે. (ગુરૂ) એ શબ્દનો પ્રથમવર્ણ (ગુ)થી માયા આદિ ગુણ પ્રકાશિત થાય છે; અને દ્વિતીયવર્ણ (રૂ)થી બ્રહ્મમાં અને માયામાં જે એકતારૂપ ભ્રમ છે તેનો ના થાય છે; તેથી (ગુ) શબ્દ સગુણને અને (રૂ) શબ્દ નિર્ગુણ અવસ્થાનો

अक्षराणामकारोऽस्मि द्वंद्वःसामासिकस्य च ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३॥
मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥
बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥३५॥

---

गकारः सिद्धिदः प्रोक्तो रेफः पापस्यदाहकः।
उकारःशम्भुरित्युक्तस्त्रितयात्मागुरुःस्मृतः ॥ १८ ॥
गुरुर्ब्रह्मागुरुर्विष्णु गुरुर्देवोमहेश्वरः ।
गुरुरेव परंब्रह्म तस्मै श्री गुरुवे नमः ॥ १९ ॥
अखण्डमण्डलाकारं व्याप्तं येन चराचरम् ।
तत्पदं दार्शितं येन तस्मै श्री गुरुवे नमः ॥ २० ॥

પ્રતિપન્ન કરી (ગુરૂ) શબ્દ બન્યો છે. ગકારનો અર્થ સિદ્ધિદાતા, રકારનો અર્થ પાપહર્તા અને ઉકારનો અર્થ શિવ છે, અર્થાત્ સિદ્ધિદાતા શિવ અને પાપહર્તા શિવ એવો અર્થ ગ–ઉ અને ર–ઉ બોધક (ગુરૂ) શબ્દને સમજવું ઉચિત છે.

શ્રી સદ્ગુરૂ એજ બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ અને પરંબ્રહ્મ છે એવા ગુરૂશ્રીને નમસ્કાર હો. જે સંપૂર્ણ મંડલરૂપથી આ સ્થાવર જંગમાત્મક સંસારમાં વ્યાપ્ત થઇ રહ્યા છે. એવા શ્રી પરમાત્માના પરંપદના દર્શન જે કરાવે છે; એવા શ્રીગુરૂને નમસ્કારહો. અજ્ઞાનરૂપી અંધકારથી જે મનુષ્ય આંધળો થયો છે તેવા મનુષ્યના ચક્ષુ જે શ્રીગુરૂએ જ્ઞાનરૂપી સુરમાની સળીવડે ઉઘાડયાં છે તેવા શ્રીગુરૂને નમસ્કારહો. આકાશ સહિત જડ અને ચૈતન્ય જે કંઇ પદાર્થ છે તેમાં જે પરમાત્મા વ્યાપ્ત થઈ રહ્યા છે. તેમના ચરણુ કમલો દર્શન જેમનાથી મલે છે; એવા શ્રીગુરૂને નમસ્કારહો. જે સ્થાવર જંગમાત્મક ત્રિલોકમાં વ્યાપિત થઇ રહ્યા છે અને જે

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥३६॥
वृष्णीनां वासुदेवोऽस्मि पांडवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥३७॥
दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥

---

अज्ञानतिमिरान्धस्यज्ञानाञ्जनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्री गुरवेनमः ॥ २१ ॥
स्थावरं जंगमं व्याप्तं यत् किञ्चित् सचराचरम् ।
तत्पदं दर्शितं येन तस्मै श्री गुरवे नमः ॥ २२ ॥
चिन्मयं व्यापितं सर्वं त्रैलोक्यं सचराचरम् ।
तत्पदं दर्शितं येन तस्मै श्री गुरवे नमः ॥ २३ ॥
सर्व श्रुति शिरोरत्नविराजित पदाम्बुजः ।
वेदान्ताम्बुजसूर्य्योयोतस्मै श्री गुरवेनमः ॥ २४ ॥
चैतन्यःशाश्वतःशान्ता व्योमातीतो निरञ्जनः ।
बिन्दुनादकलातीतस्तस्मै श्री गुरवेनमः ॥ २५ ॥
ज्ञानशक्ति समारूढस्तत्त्वमाला विभूषितः ।
भुक्ति मुक्ति प्रदाताच तस्मै श्री गुरवेनमः २६

શુદ્ધ જ્ઞાનમય છે એ પરમાત્માના ચરણકમલના દર્શન કરાવનાર, એવા શ્રીગુરૂને નમસ્કારહો. જેના ચરણકમલથી સમસ્ત શ્રુતિયોના શિરોમણિરૂપ વિરાજીત છે, જે વેદાન્તરૂપ કમલને વિકાસિત કરનાર કમલપતિ સૂર્ય છે એવા શ્રીગુરૂને નમસ્કારહો જે પુરૂષ ચૈતન્યરૂપ, નિત્ય, શાન્ત આકાશથી પણ પર અને નિરંજન જે પ્રણવ જ્યોતિ અને કલાથી અતીત છે એવા શ્રીગુરૂને નમસ્કાર હો જે જ્ઞાનશક્તિથી પર્ણતાને પહોંચેલા છે, અને તત્વરૂપ માલાથી વિભૂષિત છે, અને ભોગ અને મોક્ષ પ્રદાન કરવામાં સમર્થ છે, એવા શ્રીગુરૂને નમસ્કારહો. (૧૯-૨૬)

यच्चापि सर्वभूताना बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९॥
नांतोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥४०॥
यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥४१॥
अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥४२॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूति-
योगो नाम दशमोऽध्यायः ॥१०॥

---

अनेक जन्म संप्राप्तकर्म्मबंधविदाहिने ।
आत्म ज्ञान प्रदानेन तस्मै श्री गुरवेनमः ॥२७॥
शोषणं भवसिन्धोश्च ज्ञापनं सारसंपदः ।
गुरोः पादोदकं सम्यक् तस्मै श्री गुरवेनमः ॥२८॥
न गुरोरधिकं तत्त्वं न गुरोरधिकं तपः ।
तत्वज्ञानात्परंनास्ति तस्मै श्री गुरवेनमः ॥२९॥

જે આત્મજ્ઞાન દાનદ્વારા બહુ જન્મ જન્માન્તરને કર્મરૂપ બન્ધનને દગ્ધ કર્યા કરે છે, એવા શ્રીગુરૂને નમસ્કારહો. જેમના ચર્ણોદકનું પાન કરવાથી પૂર્ણ એવું ભવસમુદ્ર સુખ મળે છે અને તત્વજ્ઞાનરૂપ સાર વાન્ સમ્પતિની પ્રાપ્તિ મલી જાય છે એવા શ્રીગુરૂને નમસ્કારહો. તત્વજ્ઞાન એટલે બ્રહ્મજ્ઞાન શ્રીગુરૂથી અધિક નથી, તપશ્ચર્યા પણ શ્રીગુરૂથી અધિક નથી, અને શ્રીગુરૂ એ તત્વજ્ઞાનથી અધિક છે, શ્રીગુરૂ સમાન આ સંસારમાં બીજું કંઇ નથી એવા શ્રીગુરૂને નમસ્કારહો. મારો પરમાત્મા એજ જગત-

। अर्जुन उवाच ।

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥
भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥२॥
एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥
मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥४॥

---

मन्नाथः श्री जगन्नाथोमद्गुरुः श्री जगद्गुरुः ।
मदात्मा सर्व भूतात्मा तस्मै श्री गुरवेनमः ॥३०॥
गुरुरादिरनादिश्चगुरुः परमदैवतम् ।
गुरोः परतरं नास्ति तस्मै श्री गुरवेनमः ॥३१॥

નો પરમાત્મા ઇશ્વર છે, મારા શ્રી ગુરૂ એજ જગતના ગુરૂ છે, મારો આત્મા એજ જગત્‌ના સર્વ પ્રાણિયોનો આત્મા છે, એવા શ્રીગુરૂને નમસ્કારહો. ગુરૂ એજ સર્વના આદિ છે, એનાથી આદિમાં કોઈપણ નથી, શ્રીગુરૂ એ દેવતાઓના દેવતા છે, શ્રી સદ્‌ગુરૂથી શ્રેષ્ટ કોઇપણ નથી, એવા શ્રીગુરૂને નમસ્કારહો. (૨૭-૩૧)

ध्यानमूलं गुरोर्मूर्त्तिः पूजा मूलं गुरोः पदम् ।
मंत्र मूलं गुरोर्वाक्यं मोक्ष मूलं गुरोः कृपा ॥३२॥
सप्त सागर पर्यन्तं तीर्थ स्नानादिकैः फलम् ।

શ્રીગુરૂનું ધ્યાન તેજ ધ્યાન છે, શ્રીગુરૂના ચરણ કમલની પૂજા એજ પૂજા છે, શ્રીગુરૂવાકય એજ મંત્ર છે, અને શ્રી ગુરૂ કૃપા એજ મૂક્તિનું સાધન છે. સપ્ત સમુદ્ર પર્યંત તીર્થોમાં સ્નાન કરવાથી જે ફલ મળે છે, પણ શ્રી ગુરૂ ચરણ કમલોના

। श्री भगवानुवाच ।

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥
पश्यादित्यान्वसून्रुद्रानाश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥६॥
इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥७॥
नतु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥

---

गुरोरङ्घ्रिजलं बिन्दुसहस्रांशे दुर्लभम् ॥३३॥
गुरुरेव जगत् सर्वं ब्रह्मा विष्णु शिवात्मकम् ।
गुरोः परतरं नास्ति तस्मात् सम्पूजयेद्गुरुम् ॥३४॥

એક બિન્દુ ચરણામૃત પાન કરવાથી અધિક ફળ મલે છે, તેથી શ્રીગુરૂપાદ પદ્મજલ સહસ્ર અંશનું પવિત્ર અને દુર્લભ છે. શ્રી ગુરૂએજ જગતમાં બ્રહ્મા વિષ્ણુ અને શિવ એવા ત્રિદેવરૂપે વ્યાપ્ત છે, શ્રી ગુરૂથી અધિક કોઈ શ્રેષ્ઠ નથી, તેથી શ્રી ગુરૂપૂજા હમેશાં કરવી ઉચિત છે.

ज्ञानं विना मुक्तिपदं लभते गुरुभक्तितः ।
गुरोः परतरं नास्ति ध्येयोऽसौ गुरुमार्गिणा ॥३५॥

શ્રી સદ્‌ગુરૂની ભક્તિ કરવાથી જ્ઞાન વિના મુક્તિપદનો લાભ થાય છે, શ્રી ગુરૂ દેવથી અધિક કંઇ છેજ નહિ, તેથી શ્રી ગુરૂને માનનાર સાધકગણોએ એવા ગુરૂદેવનું ધ્યાન કરવું ઉચિત છે.

गुरोः कृपाप्रसादेन ब्रह्माविष्णुसदाशिवाः ।
सृष्ट्यादिक समर्थास्ते केवलं गुरु सेवया ॥३६॥

॥ संजय उवाच ॥

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ॥
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥९॥
अनेकवक्त्रनयनमनेकाद्‌भुतदर्शनम् ॥
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥
दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ॥
सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥११॥
दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ॥
यदि भाः सदृशी सास्याद्भासस्तस्य महात्मनः ॥१२॥

---

શ્રી બ્રહ્મદેવ શ્રી વિષ્ણુદેવ અને શ્રી મહાદેવ એવા શિવ એ ત્રણે દેવો કેવલ શ્રી ગુરૂદેવની કૃપાથી અને શ્રી ગુરૂ સેવાના ફલની સાહ્યતાથી આ સૃષ્ટિનું પાલન, રક્ષણ અને પ્રલય કરવામાં સમર્થ થયા છે. ॥૩૬॥

देवकिन्नरगन्धर्वाः पितरो यक्षचारणाः ॥
मुनयोऽपि न जानन्ति गुरुशुश्रूषणाविधिम्* ॥३७॥

દેવતાગણ, કિન્નરગણ, ગન્ધર્વગણ, પિતૃગણ, યક્ષગણ, ચારણગણ, અને મુનિઓ એવા કોઇ પણ શ્રી ગુરૂ સેવાની વિ-

---

* શ્રી સદ્‌ગુરૂ સેવા અતિ કઠણ છે. જો કદાચ કોઇ મનુષ્ય પોતાના પુરૂષાર્થથી રાજા આદિ પુરૂષોને થોડી મહેનતે પ્રસન્ન કરી શકે છે. પણ શ્રી સદ્‌ગુરૂને તો પ્રસન્ન કરવામાં કાયિક, વાચિક, અને માનસિકતાની સત્ય ઐકયતાના પુરૂષાર્થ વગર તેમ કરવામાં સમર્થ થવા સંભવજ નથી.

૧ એમાં કાંઇ સંદેહ નથી. શ્રી કૃષ્ણે સુદામા આદિ ગરીબ મિત્ર જોડે રહી સાંદીપ્ય મૂનિ શ્રેષ્ઠની સેવા કેવી કરેલી તે સર્વ માન્ય છે, તેથી આત્મજ્ઞાનની ઇચ્છાવાળાએ શ્રી ગુરૂ સેવા કરવી.

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ॥
अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥१३॥
ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ॥
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥१४॥

॥ अर्जुन उवाच ॥

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ॥
ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥१५॥
अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् ॥
नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥१६॥
किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ॥
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७॥

---

न मुक्ता देवगन्धर्वाः पितरो यक्षकिन्नराः ॥
ऋषयः सर्वसिद्धाश्च गुरुसेवापराङ्मुखाः ॥३८॥
श्रुतिस्मृतिमविज्ञाय केवलं गुरुसेवया ॥
ते वै संन्यासिनः प्रोक्ता इतरे वेशधारिणः ॥३९॥
गुरोः कृपाप्रसादेनआत्मारामो हि लभ्यते ॥
अनेन गुरुमार्गेण आत्मज्ञानं प्रवर्त्तते ॥४०॥

धि જાણતા નથી ( જાણવામાં અસમર્થ છે) શ્રી ગુરૂસેવા વગર કોઈ પણ દેવ, ગન્ધર્વ, પિતરો અને ઋષિઆદિ સિદ્ધિવાન્ મોક્ષ લાભ મેલવવા અસમર્થ છે. જો કોઇ વેદ અને સ્મૃતિઆદિ શાસ્ત્ર ભણી રહ્યા પછી કેવળ શ્રી સદ્ગુરૂની સેવામાં પોતાનો કાળ વ્યતિત કરે છે, તે પણ સંન્યાસી કહેવાય છે; અને જો કોઇ સંન્યાસી થઇને શ્રી ગુરૂ સેવા નથી કરતા તે વેશધારી માત્ર છે. કેવલ ગુરૂ કૃપાના પ્રસાદે કરી આત્મજ્ઞાનનો લાભ થાય છે, શ્રી ગુરૂ સેવાના માર્ગ વડે કરી આત્મજ્ઞાનનો ઉદય

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ॥
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥
अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम् ॥
पश्यामि त्वां दीप्तहुताशवक्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥१९॥
द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥
अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताः प्रांजलयो गृणंति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघा स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः
रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥
रूपं महत्ते बहुवक्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहूदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहं ॥२३॥
नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा धृतिं न विंदामि शमं च विष्णो ॥२४॥

---

सर्वपापविशुद्धात्मा श्री गुरोः पदसेवनात् ॥
सर्वतीर्थावगाहस्य फलं प्राप्नोति निश्चितम् ॥४१॥

થાય છે; અને શ્રી ગુરૂપાદની સેવા વડે કરીને જીવાત્મા સર્વ પાપોથી મુક્ત થઈ પવિત્ર થઇ જાય છે, વલી સર્વ તિર્થોના સ્નાનનું ફલ પણ તેને મલે છે એમાં કાંઇ પણ સંદેહ નથી. ( માટે શ્રી ગુરૂ સેવા કરવી ઉત્તમ છે. ) ૩૭—૪૧

यज्ञव्रततपोदानजपतीर्थानुसेवनम् ॥
गुरुतत्त्वमविज्ञाय निष्फलं नात्र संशयः ॥४२॥

શ્રી ગુરૂ સેવા જાણ્યા વગર (કર્યા વગર) જો કોઇ યજ્ઞ, વ્રત, તપસ્યા, દાન, જપ, અને તીર્થ સ્નાન, આદિ કાર્ય કરેછે, તે સઘળું નિષ્ફળતાને પ્રાપ્ત થાય છે તેમાં કાંઈ સંદેહ નથી.

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥२५॥
अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥२६॥
वक्त्राणि ते त्वरमाणा विशंति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥२७॥

---

मंत्रराजमिदं देवि गुरुरित्यक्षरद्वयम् ॥
श्रुतिवेदान्तवाक्येन गुरुः साक्षात् परं पदम् ॥४३॥
गुरुर्देवो गुरुर्धर्मो गुरुनिष्ठा परंतपः ॥
गुरोः परतरं नास्ति नास्ति तत्त्वं गुरोः परम् ॥४४॥
धन्या माता पिता धन्यो धन्यो वंशः कुलं तथा ॥
धन्या च वसुधा देवि गुरुभक्तिः सुदुर्लभा ॥४५॥
शरीरमिंद्रियप्राणा अर्थस्वजनबांधवाः ॥
मातापिता कुलं देवि गुरुरेव न संशयः ॥४६॥

હે પાર્વતિ દેવી ! (ગુરૂ) એ શબ્દ સર્વ મંત્રોમાં શ્રેષ્ટ છે; એવું વેદ અને વેદાન્ત વાક્યથી નિશ્ચય થઇ ગયું છે કે શ્રી ગુરૂ એજ સાક્ષાત્ પરમપદ છે, એટલે શ્રીગુરૂદેવ એ બ્રહ્મરૂપ છે. શ્રી સદ્‌ગુરૂ એજ દેવતારૂપ, ધર્મરૂપ, અને ગુરૂમાં પરંનિષ્ટા એજ મહાન્ તપરૂપ છે; તેથી શ્રીગુરૂની અપેક્ષા સમાન બીજી કંઇ વસ્તુ છેજ નહિ, અને શ્રીગુરૂતત્ત્વની અપેક્ષાથી વધારે શ્રેષ્ટ તત્ત્વ કંઈ નથી. હે પાર્વતિદેવી ! દુર્લભ એવી શ્રીગુરૂ ભક્તિ જેના હૃદય વિષે છે, તેમનાં માતા, પિતા, વંશ, અને કુળને ધન્ય છે, અને વળી જે પૃથ્વી વિષે તે રહે છે તે પૃથ્વીને પણ ધન્ય છે. હે દેવી ! શરીર, ઇન્દ્રિય, પ્રાણ, અર્થ, આપણ સ્વજન, બાંધવાદિ, માત, પિતા, અને કુળ એ સર્વે શ્રીગુરૂ સ્વરૂપ છે એમાં કાંઇ સંદેહ નથી. (૪૩-૪૬)

यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति
तथा तवामी नरलोकवीरा विशंति [illegible]भिविज्वलंति ॥२८॥

आजन्मकोटयां देवर्षि जपव्रततपक्रियाः ॥
एतत्सर्वसमं देवि गुरुसंतोषमात्रतः ॥४७॥
विद्याधनमदेनैव मंदभाग्याश्च ये नराः ॥
गुरोः सेवां न कुर्वंति सत्यं सत्यं वदाम्यहम् ॥४८॥
गुरुसेवा परंतीर्थमन्यतीर्थमनर्थकम् ॥
सर्वतीर्थाश्रयं देवी सद्गुरोश्चरणाम्बुजम्* ॥४९॥
गुरुध्यानं महापुण्यं भुक्तिमुक्तिप्रदायकम् ॥
वक्ष्यामि तवदेवर्षि शृणुष्व कमलानने ॥५०॥

હે દેવી? કોટિ કોટિ જન્મમાં જે કોઇ જપ, વ્રત, તપ-સ્યા અને સત્ક્રિયા અનુષ્ઠાન કર્યા જાય છે, તેવું સઘળું ફળ માત્ર શ્રી સદ્ગુરૂને સંતુષ્ટ કરવામાંજ મળે છે. (તે સમાન ફળનો લાભ થાય છે.)

જે કોઇ મનુષ્ય વિદ્યા અને ધનાદિના ગદવડે કરીને શ્રી ગુરૂસેવા નથી કરતાં તે મંદ ભાગ્યવાન્ છે એવું હું સત્યજ કહું છું. હે દેવી? શ્રીગુરૂ સેવા એ સઘળા તીર્થોની અપેક્ષા પ્રધાન તીર્થ છે, શ્રીગુરૂ સન્મુખ બીજાં તીર્થ વૃથા છે, શ્રી સદ્ગુરૂના ચરણાંબુજવડે સર્વ તીર્થો રહ્યાં છે. હે કમલાનને! હે સુરેશ્વરી? હું તમને શ્રીગુરૂધ્યાન કહું છું તે શ્રવણ કરો. આવી રીતે શ્રીગુરૂનું ધ્યાન કરવાથી મહાપુણ્યનો લાભ થાય છે, અને એક જન્મમાં ભુક્તભોગ કરી મુક્તિને પ્રાપ્ત કરે છે (૪૭–૫૦)

* જેમ માત, પિતા, એ શ્રેષ્ઠ ગુરૂ છે તેમજ સ્ત્રીઓને પોતાનો પતિ એજ શ્રેષ્ઠ ગુરૂ છે. માટે તેમને તીર્થ, વ્રત, જપ, તપ, એ સઘળું તેમના પાદ સેવનમાં સમજવું (આ શ્રી ગુરૂગીતામાં શ્રી પાર્વતિદેવી શ્રી મહાદેવનેજ આદ્ય ગુરૂ સમજે છે.)

यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशंति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥
लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥३०॥

---

प्रातः शिरसि शुक्लाब्जे द्वि नेत्र द्वि भुजं गुरुम् ।
वरा भयकरं शान्तं स्मरेत्तन्नाम पूर्वकम् ॥५१॥
वामारुशक्ति सहितं कारुण्ये नाव लोकितम् ।
प्रिययासव्य हस्तेन धृत चारु कलेवरम् ॥५२॥
वामेनोत्पल धारिण्या रक्ताभरण भूषया ।
ज्ञानानन्द समायुक्तं स्मरेत्तन्नाम पूर्वकम् ॥५३॥
अखण्डमण्डलाकारं व्याप्तं येन चराचरम् ।
तत्पदं दर्शितं येन तस्मै श्री गुरवे नमः ॥५४॥

જેમનું મસ્તક શ્વેત કમલ દલ જેવું સુશોભિત થઇ રહ્યું છે, જેમને બે નેત્ર અને બે બાહુ છે, અને તે બે હાથમાંથી એકમાં વર અને બીજામાં અભય ધારણ કરી રહ્યા છે; એવા પ્રશાન્ત મૂર્તિ ગુરૂદેવના નામોચ્ચારણ પૂર્વક પ્રાતઃકાલમાં સ્મરણ કરવું ઉચિત છે. એવા શ્રી ગુરૂ દયાપૂર્ણ દ્રષ્ટિથી સમસ્ત સંસારને જોઈ રહ્યા છે; તેમના વામઉસ ઉપર તેમની શક્તિદેવી બિરાજમાન છે, તે દેવી રક્ત અલંકારથી ભૂષિત છે, જેમના વામ હસ્તમાં કમલપુષ્પ છે, અને દક્ષિણ હસ્તમાં પોતાના પતિના ચારૂકલેવરને ધારણ કરેલું છે. એવા પ્રકારે જ્ઞાનાનન્દ—પૂર્ણ શ્રી ગુરૂદેવનું ચિંતન કરવું ઉચિત છે. શ્રી ગુરૂનું સ્વરૂપ કેવું છે? જેમ આકાશ મંડલ ખંડિત થતું નથી, તેમ ગુરૂનું સ્વરૂપ પણ ખંડિત થતું નથી. તે પોતાના સ્વરૂપવડે આખા વિશ્વમાં વ્યાપક છે, અને જેણે આપણને "તત્પદ" અર્થાત્ અખંડિત વ્યાપકતા દર્શાવી છે તેમને નમસ્કાર હો! ઇષ્ટદેવરૂપ શ્રી સદ્ગુ-

आख्याहि मे को भवानुग्ररूपो नमोस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवंतमाद्यं न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥

---

नमोऽस्तु गुरवे तस्मै इष्टदेव स्वरूपिणे।
यस्य वाक्यामृतं हन्तिविषं संसार संज्ञितम् ॥२९॥

ગુરૂને નમસ્કાર હજો. એવા ઇષ્ટદેવરૂપ ગુરૂના અમૃતરૂપ વાકયથી સંસારરૂપી વિષનું હરણ થાય છે. (સંસારને તરાયછે) (૫૧-૫૫)

दीर्घ दंडो नमस्कृत्य निर्लज्जो गुरु सन्निधौ।
आत्मदारादिकं सर्वं गुरवे च निवेदयत् ॥५६॥
आसनं शयनं वस्त्रं वाहनं भूषणादिकम्।
साधके न प्रदातव्यं गुरोः सन्तोषकारणात् ॥५७॥
गुरुपादोदकंपेयं[1] गुरोरुच्छिष्ट भोजनम्।

જે દંડવત કરવો તે ગુરૂની સામે લાજ મૂકીને કરવો; પશુ, પુત્ર, ઘર, સ્ત્રી ઈત્યાદિ સર્વ વસ્તુ શ્રી ગુરૂને અર્પણ કરવી.* શ્રી ગુરૂને સંતોષ પમાડવાને માટે શિષ્યે સાધક થઇને, આસન, શૈયા, વસ્ત્ર, વાહન અને ભૂષણ આદિ એમને અર્પણ કરવા. શ્રીગુરૂનું ચર્ણોદક પીવું, ગુરૂનું ઉચ્છિષ્ટ ભો-

---

* દ્રષ્ટાંત—આ સબંધી જીજ્ઞાસુઓને ચંદ્રકાન્ત ભાગ-૨ માંનો યજ્ઞભૂમીપરનો રાજા વરેપ્સુ અને બટુક સમાગમ એ સારી સમજ આપશે; તેથી જીજ્ઞાસુ વર્ગને અમારી તે જોવા ભલામણ છે.

૧ જન્મ મૃત્યુ સ્વરૂપ આ સંસાર સમુદ્ર છે, તેને ગુરૂચરણોદક પાનથી કેમ તરાય? આવો પ્રશ્ન સર્વ કરશે આનુ સમાધાન શ્રી પંચાનન ભટ્ટાચાર્ય નીચે પ્રમાણે કરે છે.

શ્રી ગુરૂનો દક્ષણપાદ જે અંગુઠ જેવા હાથમાં ઝાલીએ છીએ કે તુર્ત મસ્તકમાં રહેલા નિરાલમ્બ અને અવ્યક્ત કમલમાંથી શુદ્ધ સાત્વિક રસ વહેવા લાગે છે. (મસ્તક સુધી નાડી છે) અને તે પગ ધોતાં ભીના થાય છે, અર્થાત શુદ્ધ સાત્વિક બલિક્ષયક રસનુજ પાન કરીએ છીએ.

। श्रीभगवानुवाच ।

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ३२।

---

गुरुमूर्तेः सदा ध्यानं गुरुस्तोत्रं सदा जपेत् ॥५८॥
ऊर्द्धस्तिष्ठेद् गुरोरग्रेलब्धानुज्ञो वसेत् पृथक् ।
निवीतवासा विनयीभीतास्तिष्ठेद्गुरोःपरम् ॥५९॥
गुरौतिष्ठतितिष्ठेतउपितेऽनुज्ञया वसेत् ।
शेतेचरणौ सेवेता गमनाच्चाऽनुधयावयेत् ॥६०॥

જન કરવું અને શ્રી ગુરૂ મૂર્તિનું સદા ધ્યાન કરવું અને ગુરૂસ્તવ પાઠ કરવો શિષ્યને ઉચિત છે. શ્રી ગુરૂ સન્મુખ શિષ્યે ઉભા રહેવું અને જ્યારે આજ્ઞા કરે ત્યારે યોગ્ય આસને બેસવું; શ્રી ગુરૂ સન્મુખ શિષ્યે પોતાનું શરીર વસ્ત્રથી આચ્છાદિત રાખી વિનય અને ભય યુક્ત રહી અવસ્થાન કરવું ઉચિત છે. શ્રી ગુરૂ ઉભા થયે તરતજ શિષ્યે ઉભા થવું, ફરી ગુરૂ ઉપવેસન કરે તે વખતે તેમની આજ્ઞા લઇ બેસવું; શ્રી ગુરૂના શયન વખતે શિષ્યે તેમના ચર્ણની સેવા કરવી, અને શ્રી ગુરૂ પ્રયાણ કરે તેમની પાછળ પાછળ ચાલવું ઉચિત છે. (૫૯–૬૦)

शरीरं चैव वाचं च बुद्धीन्द्रियमनांसि च ।
नियम्य प्राञ्जली तिष्ठेद् वीक्षमाणो गुरोर्मुखम् ॥६१॥
नित्यमुद्रितपाणिः स्यात् साध्वाचारः सुसंयतः ।
आस्यतामिति चोक्तः संन्यासिताभिमुखं गुरोः ॥६२॥

શિષ્યે પોતાનં શરીર–વાકય બુદ્ધિ, ચક્ષુ આદિ ઇન્દ્રિય ગણ અને મનનો સંયમ કરી શ્રી ગુરૂદેવની પાસે હાથ જોડી ઉભા રહેવું. (૬૧) શિષ્યે પોતે સદાચાર સમ્પન્ન થઇ શરીર ઇન્દ્રિ આદિનો સંયમ કરી હંમેશા હાથ જોડી શ્રી ગુરૂની સન્મુખ ઉભા રહેવું; અને જ્યારે તેઓ કહેકે બેસો તોજ બેસવું. (૬૨)

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥
द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युध्यस्व जेतासि रणे सपत्नान् ॥३४॥

---

• हीनान्नवस्त्रवेशः स्यात् सर्वदा गुरुसन्निधौ ।
उत्तिष्ठेत् प्रथमं चास्य चरमं चैव संविशेत् ॥६३॥
*दुष्कृतं न गुरोर्ब्रूयात् क्रुद्धं चैनं प्रसादयेत् ।
परिवादं न शृणुयादन्येषामपि कुर्वताम् ॥६४॥
नीचं शय्यासनं चास्य सर्वदा गुरुसन्निधौ ।
गुरोऽस्तु चक्षुर्विषये न यथेष्टासनो भवेत् ॥६५॥

શિષ્ય જ્યારે શ્રી ગુરૂ પાસે રહે ત્યારે તેને શ્રી ગુરૂનું ખાતાં વધેલું અન્ન હોય તેનુંજ ભક્ષણ કરવું જોઇએ; અને વસ્ત્રાદિ તેમનાં વપરાયલાં આપે તે પહેરવાં જોઇએ; વળી તેમના પહેલાં સવારે ઉઠવું, અને તેમના સૂતા પછી સૂવું એ ઉચિત છે. (૬૩) શિષ્યે શ્રી ગુરૂનું કોઇ પણ દુષ્કાર્ય પ્રકાશ ન કરવું અને શ્રી ગુરૂ કોપાયમાન થાય તે વખતે તઓ પ્રસન્ન થાય તેમ કરવું, તેમની જો કોઈ નિન્દા કરે તો તે સાંભળવી નહિ. (૬૪) શિષ્યે શ્રી ગુરૂની શૈયા કરતાં નીચે આસને સુવું, નીચે આસને બેસવું, અને તેમના સન્મુખ વિવેકરહિત મરજી મુજબ બેસવું નહિ, અર્થાત્ ગમે તેમ હાથ પગ રાખી બેસવું નહિ. (૬૫)

---

* શ્રી ગુરૂ જે કહે તે કરવું. કરે તે કરવું નહીં. શ્રી જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યજીના દ્રષ્ટાંતથી ખાત્રી થશે. એક વખતે શ્રી જગદ્‌ગુરૂ ચાર શિષ્યની પરિક્ષા નિમિત્તે રસ્તે ચાલતાં એક અપલક્ષણ જેવું કીધું તે પ્રમાણે શિષ્યે કરવા માંડ્યું તેથી નાખુશી થઈ શ્રી ગુરૂ શ્રીએ આગળ ચાલતાં એક લુહારની દુકાનેથી સીસું ઉકલતું પીવા માંડ્યું તે જોઇ શિષ્યો વિસ્મય પામી તેમ કરવા શક્તિમાન થયા નહિ આથી ગુરૂ શ્રીએ તેમને એ । [illegible]

॥ संजय उवाच ॥

एतच्छ्रुत्वा वचनं केशवस्य कृताञ्जलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५॥

चापल्यं प्रमदागाथामहंकारं च वर्जयेत् ।
नापृष्टो वचनं किंचिद् ब्रूयान्नाऽपि निषेधयेत् ॥६६॥
गुरुमूर्तिंस्मरेन्नित्यं गुरुनाम सदा जपेत् ।
गुरोराज्ञां प्रकुर्वीत गुरोरऽन्यं न भावयेत् ॥६७॥
गुरुवक्त्रे स्थितं ब्रह्म प्राप्यते तत्प्रसादतः ।
स्वाश्रमोक्तं स्वजातिं य स्वकीर्ति पुष्टिवर्धिनीम् ॥६८॥
अन्यत्सर्वं परित्यज्य गुरोरऽन्यं न भावयेत् ।
गुरुवक्त्रे स्थिता विद्या गुरुभक्त्याऽनुलभ्यते ॥६९॥

શિષ્યે શ્રી ગુરૂ સન્મુખ ચપળતા, નારી સમ્બન્ધીનું વિવેચન અને અહંકારનો ત્યાગ કરવો જોઇએ, શ્રી ગુરૂના પૂછયા સિવાય કંઇ વાત કરવી નહિ; અને શ્રી ગુરૂના કાર્યને નિષેધ કરવું નહિ. (૬૬) શ્રી ગુરૂ મૂર્તિનું સદા સ્મરણ કરવું, ગુરૂ નામ હમેશા જપવુ, ગુરૂની આજ્ઞા પાળવી, અને શ્રી સદ્-ગુરૂ સિવાય અન્યની ભાવના કરવી નહિ. શ્રી ગુરૂ મુખમાં બ્રહ્મ રહ્યા છે, શ્રી ગુરૂ પ્રસાદથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, માટે આ-પણી સ્થિતિ પ્રમાણે જાતિત્વ અભિમાન તથા કીર્તિ અભિમાન આદિનો ત્યાગ કરી શ્રી ગુરૂ શરણે રહેવું જોઇએ. * કેવળ ગુરૂની ભક્તિથીજ શ્રી ગુરૂ મુખને વિષે જે વિદ્યા રહેલી છે, તે મળે છે, માટે સર્વ પ્રયત્નથી ( તન, મન, ધનાદિ ) ગુરૂ શ્રીનું

* શ્રી ગુરૂના ઉપદેશ પ્રમાણે વર્તન કરવાથી બ્રહ્મ પદની પ્રાપ્તિ થાય છે, તેથી કહ્યું છે કે શ્રી ગુરૂના મુખને વિષે બ્રહ્મ રહ્યા છે. તેમ વળી હું ઉંચ વર્ણનોછું અને મારી કીર્તિ સારી છે એવા અહંકાર આદિનો ત્યાગ કરી શ્રી ગુરૂનાજ આશ્રયથી સર્વ છે એમ સમજવું એ ઉત્તમ છે.

॥ अर्जुन उवाच ॥

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥३६॥
कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥

---

तस्मात्सर्वप्रयत्नेन गुरोराराधनं कुरु ।
नोदाहरेदस्यनाम परोक्षमऽपि केवलम् ॥७०॥

આરાધન કરવું જોઇએ. વળી શ્રી ગુરૂની પાછળ પણ અધુરૂં નામ અર્થાત્ ઉપાધિ વર્જિત નામનું ઉચ્ચારણ કરવું શિષ્યને ઉચિત નથી, હાસ્યમાં પણ શ્રી ગુરૂ દેવને તેમની માફક ચાલ ન અને કાર્યાદિનું અનુકરણ બતાવવું જોઇએ નહિ (૬૭-૭૦)

न च हास्यानुकुर्वीत गतिभाषितचेष्टितम् ।
गुरोर्यत्र परीवादो निन्दा वाऽपिप्रवर्त्तते ॥७१॥

જ્યાં શ્રીગુરૂના સમક્ષમાં તેમના દોષ વર્ણન, નિન્દા એટલે એમની પાછળ દોષાદિ અકીર્તિ કરતું હોય ત્યાં શિષ્યે સાંભળવા બેસવું નહિ, અથવા હાથથી કાનોને બન્ધ કરવા. (૭૧)

कर्णौ तत्र विधातव्यो गन्तव्यं वा ततोऽन्यतः ।
परिवादात् खरो भवेत् श्वानो भवति निन्दकः ॥७२॥

જો કોઈ શિષ્ય ગુરૂ વાકયનું પ્રતિવાદ કરે તો તે બીજે જન્મે ગર્દભ થાય છે, નિન્દા કરેતો કુતરો થાય છે, તથા શ્રી ગુરૂના ધનનો ભોગ કરેતો કૃમી અને વળી શ્રી ગુરૂનો જાતે દ્વેષી થાય તો કીટ થાય છે. (૭૨)

परिभोक्ता भवेत्कृमिः कीटो भवति मत्सरी ।
गुरुशय्यासनं यानं पादुकोपानात्पीटकम् ॥७३॥

શિષ્યે શ્રી ગુરૂની શૈયા, આસન, યાન, કાષ્ટ, પાદુકાદિ સ્નાનાદિ જલનું તથા તેમની છાયાનું ઉલ્લંઘન કરવું નહિ. (૭૩)

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप॥ ३८॥
वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥३९॥
नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥

---

स्नानोदकं तथा च्छाया लंघनं नैव कारयेत् ।
गुरोरऽग्रे पृथक्पूजा मौद्धत्यं च विवर्जयेत ॥७४॥
दीक्षां व्याख्यां प्रभुत्वं च गुरोरऽग्रे परित्यजेत् ।
ऋणदानं तथा दानं वस्तुनां क्रयविक्रयम् ॥७५॥

श्री गुरु सन्मुख गुरु सिवाय कोईनुं पूजन करवुं नहि, तेम उपदेश, शास्त्र व्याख्यान, अने प्रभुत्व प्रकाश करवा नहि. वळी शिष्ये गुरु साथे ऋणदान, ऋण ग्रहण, अने द्रव्य संबंधी क्रयविक्रयादि कार्य करवां नहि. पुत्रे पितानी पूजा अने शिष्ये श्री गुरुनी पूजा करवी जोईए, पुत्रे पिताना अने शिष्ये श्री गुरुना दास(नोकर)नी माफक आज्ञा पालन करवी जोईए. (७४–७६)

न कुर्यात् गुरुणासार्द्धं शिष्यो भूत्वा कदाचन ।
पुत्रैश्च पूजितस्तातः शिष्यैश्चपूजितो गुरुः ॥७६॥

पुत्र पिताने अने शिष्य गुरुने कोई पण कार्य पूछ्या वगर करे नहि; वळी पुत्र पिताने अने शिष्य गुरुने सर्वस्व समर्पण करे तेमांज तेनु भलुं छे. (अने समजु पुत्रे ने शिष्ये कांइ पण चोरी राखवी नहि)

आज्ञया कुरुते कर्म्म पुत्रः शिष्यश्च भृत्यवत् ।
न प्रेरयेत् गुरु तातं पुत्रः शिष्यश्च कर्म्मसु ॥७७॥

जे मनुष्य विचार कर्या वगर श्रीगुरुनी आज्ञानुं पालन करे छे, तेज खरो शिष्य छे अने तेज ज्ञानी छे; जे कोई श्री गुरुवाक्यमां अश्रद्धा करे छे ते मूढनु नथी. (७८) कदी मंगल थतुं

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥४१॥
यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।
एकोऽथ वाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥

---

पित्रे च गुरवे नित्यं सर्वस्वं च समर्पयेत् ।
स च शिष्यः स च ज्ञानी यश्चाज्ञां पालयेद् गुरोः ॥७८॥
न क्षमं तस्य मूढस्य यो गुरोरवचस्करः ।
गुरोर्हितं प्रकर्तव्यं वाङ्मनः कायकर्मभिः ॥७९॥
यथा खननखनित्रेण नरोवार्यधिगच्छति ।
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥८०॥
आसमाप्तेः शरीरस्य यस्तु शुश्रूषते गुरुम् ।
सगच्छत्यंजसा विप्रो ब्रह्मणः सद्म शाश्वतम् ॥८१॥

इति तंत्रशास्त्रे श्रीमद्गुरुगीता समाप्ता ॥

હે પાર્વતી! શિષ્યને ઉચિત છે કે વાકય, મન, શરીર અને કર્મદ્વારા શ્રી ગુરૂનું હિત અનુષ્ઠાન કરે; જે શિષ્ય ગુરૂ અહિતચારી થાય છે તેને બીજા જન્મે વિષ્ટા-કીટ થઇ જન્મ લેવો પડે છે. (૭૯).

જેમ કોઇ મનુષ્ય ખનિત્ર, યંત્ર દ્વારા મૃતિકા ખોદતાં ખોદતાં જળ મેળવે છે, તેમજ જે શિષ્ય શ્રીગુરૂ સેવામાં દ્રઢ રહે છે તેજ શ્રી ગુરૂની સારી વિદ્યાનો લાભ લેવા સમર્થ થાય છે. (૮૦)

જે બ્રાહ્મણ મૃત્યુસમય સુધી શ્રીસદ્ગુરૂની સેવામાં અનુરક્ત રહે છે, તે દેહાન્તરપછી બ્રહ્મલોકમાં ગમન કરનાર છે, એમાં કાંઇ પણ સંદેહ જાણવો નહિ. (૮૧)

ઇતિ તંત્ર શાસ્ત્રે ઉમામહેશસમ્વાદે શ્રીમદ્ગુરૂગીતા સમાપ્ત.

---

* બ્રાહ્મણો જ્યાં સુધી શ્રી ગુરૂ મહાત્મ્ય નહિ જાણે ને જાણ્યા પછી

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव:
॥४३॥

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम्
॥४४॥

---

## ॥ गुर्वष्टकम् ॥

॥ श्री गणेशाय नमः ॥

शरीरं सुरूपं तथा वा कलत्रं यशश्चारुचित्रं धनं मेरुतुल्यम् ।
मनश्चेन्न लग्नं हरेरंघ्रि पद्मे ततः किंततः किंततः किंततः किम् १
कलत्र धनं पुत्रपौत्रादिसर्वं गृहं बांधवाः सर्वमेतद्धिजातम् ।
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं ततः किं ततः किं ततः किं ततः किम् २
षडंगादिवेदो मुखे शास्त्रविद्या कवित्वादिगद्यं सुपद्यं करोति ।
गुरोरंघ्रि पद्मे० ३
विदेशेषु मान्यः स्वदेशेषु धन्यः सदाचारवृत्तेषु मत्तो न चान्यः
गुरोरंघ्रि पद्मे० ४
क्षमामंडले भूपभूपालवृंदैः सदा सेवितं यस्य पादारविंदम् ।
गुरोरंघ्रि पद्मे० ५
यशो मे गतं दिक्षुदानप्रतापाज्जगद्वस्तु सर्वं करेयत्प्रसादात् ।
गुरोरंघ्रि पद्मे० ६
न भोगे न योगे न वा वाजिराजौ न कांतासुखे नैव वित्तेषु चित्तम्
गुरोरंघ्रि पद्मे० ७

---

તે પ્રમાણે વર્ત્તન નહિ કરે અને પતિગ્રહ આદિ નિયમોને જાણી સત્ય પ્રમાણે વર્ત્તન કરશે નહીં ત્યાં સુધી પોતાનું ને બીજાનું ભલું કરવા શક્તિમાન થનાર નથી.

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥४५॥
किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन सहस्त्रबाहो भव विश्वमूर्ते ॥४६॥

---

अरण्ये न वा स्वस्यगेहे न कार्ये न देहे मनोवर्तते मे त्वनर्घ्ये ।
गुरोरंघ्रि पद्मे० ८

अनर्घ्याणि रत्नानि भुक्तानि सम्यक्समालिंगिता कामिनी यामिनीषु ।
गुरोरंघ्रि पद्मे० ९

गुरोरष्टकं यः पठेत्पुण्यदेही यतिर्भूपति र्ब्रह्मचारी च गेही ।
लभेद्वांछितार्थं पदं ब्रह्मसंज्ञं गुरोरुक्तवाक्ये मनोयस्यलग्नम् ॥ १०

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमच्छंकराचार्यविरचितं
गुरोरष्टकं समाप्तम् ॥

---

શ્રી ગુરૂ ગીતાના પાઠ ઉપરથી બોધ એટલોજ ગ્રહણ કરવાનો છે કે સાંપ્રત કાલમાં સ્ત્રીએ પતિસેવા ( ગમે તેવું દુઃખ હોય તોપણ ) કરવી અને પુરૂષોએ માબાપની સેવા કરવી. કારણ કે સ્ત્રીના ગુરૂ પતિ અને પુરૂષોના ગુરૂ માબાપ ઉત્તમ સમજવા. અભ.વે સદ્બુદ્ધિ આપનાર જાણવા.



॥ श्री भगवानुवाच ॥

मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनंतमाद्यं यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥४७॥
न वेदयज्ञाध्ययनैर्नदानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥४८॥

# તુલસી વ્રત.

એક સમયે ઇન્દ્ર રાજાને ગર્વ થયો તેથી તેણે ઐરાવત હાથી ઉપર બેસી કૈલાસમાં જઇ શંકર પ્રત્યે કહ્યું, હે શંકર તમારા સિવાય બીજો કોઇ યુદ્ધ કરવાને મને યોદ્ધો બતાવો; કારણ કે મારા જેવાને યુદ્ધ વિના શાન્તિ હોય જ નહિ. શંભુએ કહ્યું ભાઇ અહંકાર ન કરવો. ઇન્દ્ર ત્યાંથી નમસ્કાર કરી ચાલતો થઇ ગયો. પણ શંકરને એનું બોલવું સાંભળી ક્રોધ થયો હતો, કે જેથી પરસેવો પણ ખૂબ થઇ ગયો, તે પરસેવાના મેલનો કચરો પોતાના કમંડળમાં મૂકયો કે તરતજ તેનો એક બુંદ બની મહા કઠણ ગોળા જેવું થઇ કમંડળને ફાડવા માંડયું એટલે તેમાંથી કાઢી કુંડમાં નાખ્યું. ત્યાં મહાદેવે જોયું તો કુંડથી પણ મોટું થયેલું જણાયું. ત્યારે શંકરે પોતાના ગણોને ફરમાવ્યું કે એને કાપી નાંખો. શંકરના આદેશ પ્રમાણે નંદી, ભૃંગી આદિ ગણોએ તેના ઉપર ત્રિશૂળ, ભાલા વગેરે શસ્ત્રો ઘોચવા માંડયાં, તો પણ તે તૂટયું નહિ અને વજ્ર જેવું કઠણ ભાસવા માંડયું. આથી ચીડાઇને મહાદેવે એને એક મોટા સમુદ્રમાં નાખી દીધું. ત્યાં પણ તે થોડા જ દીવસમાં સવાયું વધી ગયું. મહાસાગરના જીવોથી તેને જોઇ રહી ન શકાય એટલો મોટો પ્રાણી થઇ તે વિચરવા લાગ્યો. વળી એક મહોન્મત્ત હાથીની પેઠે તેણે આખો સમુદ્ર હલાવી મુકયો કે જેથી સપ્ત પાતાળ ડોલી ઉઠયાં, આ

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं मपश्य ॥४९॥

॥ संजयउवाच ॥

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं भूत्वापुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

---

બુન્દમાંથી જાલંધરવીર પેદા થયો. એણે ઇંદ્રનો ગર્વ ઉતારવા તેની સાથે મહાન્ યુદ્ધ આરંભ્યું. ઇંદ્રરાજા એનાથી ત્રાસ પામી બ્રહ્મા પાસે મદદની ઇચ્છાથી ગયો. બ્રહ્મા આ સાંભળી વિષ્ણુ પાસે ગયા, એટલે જાલંધર સાથે વિષ્ણુએ યુદ્ધ આરંભ્યુ, પણ તેમાં વિષ્ણું ફાવ્યા નહિ, અને બધા મળી શંકર પાસે ગયા. સઘળા દેવોએ શંકરની બહુ સ્તુતિ કરી અને ઇંદ્રે આજીજીથી કહ્યું કે હે દેવના દેવ! મેં આપનો અપરાધ કર્યો તે માફ કરો. અમને હવે મને બચાવો. પછી શંકરે જાલંધર સાથે યુદ્ધ શરૂ કર્યું. શંકરને બહુ વિપત્તિ પડી પણ જાલંધર જીતાયો નહિ, ત્યારે શંકરે વિષ્ણુને કહ્યું કે હવે શું કરીશું. પછી વિષ્ણુએ પોતાની પત્ની લક્ષ્મીજી કે જે જાલંધરની બેન થતી હતી તેને પોતાના ભાઇનું મોત પુછવાને આજ્ઞા કરી. શ્રીલક્ષ્મીજીએ પોતાના ભાઇનું મોત શી રીતે થશે તે જાણ્યા પછી શ્રીવિષ્ણુને કહ્યું કે વૃંદા કે જે જાલંધરની સ્ત્રી છે તે જો પતિવ્રતાથી ડગે તો જાલંધરનું અવશ્ય મૃત્યુ થાય. પછી શ્રીવિષ્ણુભગવાને મથુરાં કે જ્યાં વૃંદા રહેતી હતી ત્યાં જવા નક્કી કર્યું. મથુરાં જતાં રસ્તામાં એક સુંદર બગીચો બનાવી દીધો અને પોતે તેમાં તપસ્વી થઇ બેઠા. તે બગીચો એવો સુંદર બનાવ્યો કે મોહિનીરૂપ થઇ ગયો, અને વૃંદાને શ્રીવિષ્ણુએ મોહિત કરી, જેથી એનો સ્વામી મરી ગયો, અને વૃંદા ને વિષ્ણુ જ્યાં હતાં. ત્યાં, જાલંધરનું મસ્તક આવી પડયું. આ જોઇ વૃંદાએ જાણ્યું કે કાંઇ ગફલત થઇ છે. પછીથી

॥ अर्जुन उवाच ॥

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

॥ श्री भगवानुवाच ॥

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिण. ॥५२॥

---

પોતાના પતિવ્રતપણાના બળથી વિષ્ણુ ભગવાનને ઓળખી ક્રોધમાં શાપ દીધો કે હે વિષ્ણુ! તમે મારૂં પાતિવ્રત્ય ભંગ કર્યું માટે પાષાણરૂપ બની જાઓ. વિષ્ણુ ભગવાને તેને તેના પુર્વસંસ્કારને લીધે આ બનાવ જાણી કાષ્ટરૂપી વૃંદાને શાપરૂપે કાંઇક કહ્યું. આથી તેના સંસ્કાર મટી ગયા અને તેને જ્ઞાન થયું કે જગતપાળક વિષ્ણુભગવાનને મેં અયોગ્ય કીધું. પછી તેનો પસ્તાવો કરી શ્રી-વિષ્ણુભગવાનને વિનંતી કરી કે હે પ્રભુ હવે મારો ઉદ્ધાર કરો. આ વિનંતી પ્રભુએ સ્વીકારી, અને ખરા ધર્મના ટેકને અને ફરીથી સ્ત્રીઓ ટેક રાખી આવી રીતે થવાને પુષ્ટિ મળવાને શ્રીવિષ્ણુભ-ગવાને વૃંદાને આશીર્વાદ દીધો કે જા હું તને ગ્રહણ કરીશ. તારા વગર કોઇ પણ થાળ કે પ્રસાદ હું આરોગીશ નહિ. કદાચ કોઇ શંકા કરશે કે સત્ય રીતે ચાલનાર વૃંદાને કપટમાં ફસાવવી એ ભગવાને અયોગ્ય કર્યું પણ એમાં ભગવાનનો દોષ નથી, કારણ કે શ્રી હરી ભક્તનેજ તારે છે. વૃંદાના પૂર્વસંસ્કાર ન્યૂન હોવાને લીધે આ તેનો મોક્ષનો છેલ્લો અવતાર છે, એ શ્રીવિષ્ણુભગવાનના દર્શનથી પહેલું ચિહ્ન છે. જાલંધર જેવો સ્વામી મળ્યો એજ એના પ્રાયશ્ચિતનું ચિહ્ન છે છતાં પણ વૃંદા આવા સ્વામીને પણ વિષ્ણુભગવાનરૂપ માનતી હતી. તેનુંજ ફળ એ તે વિષ્ણુ દર્શન, અને જાલંધરે જગન્માતા પાર્વતી તરફ કુદ્રષ્ટિ કરી તેનું ફળ તેનું મોત.

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवं विधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५३॥

भक्त्या त्वनन्ययाशक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥

---

આ ઉપરથી સાર એટલોજ લેવાનો કે સ્વામી સારો કે નઠારો જોવાનો સ્રીને અધીકાર નથી, પણ માત્ર પોતાના સ્વામીને પ્રભુરૂપ ગણી તેની સેવા કરવી એજ એ ભવસાગરમાંથી તરવાનું ઉત્તમ સાધન છે.

શ્રી વિષ્ણુ ભગવાન તેજરૂપ તત્ત્વ છે અને તુલસી કે જે વૃંદા પણ તેના પ્રમાણમાં તેજમય છે, કારણકે તુલસી એક માત્રા છે કે જેનો રસ મરણ વખતે બહુ જ ઉપયોગમાં આવે છે. તુલસી હમેશાં પવિત્રજ ગણાય છે. વિષ્ણુ જે પરમ પવિત્ર છે તેનો અને એ બન્નેના ગુણનો મુકાબલો થઈ શકે, માટે વૃંદા પૂર્વ સંસ્કારને ભોગવવા જાલંધરને થોડા વખત માટે પામી હતી. જેમકે સતીમાતા દ્રૌપદીએ પાંચ પાંડવોને પામી બહુ દુઃખ ભોગવ્યું તેમ વૃંદા જાલંધરથી દુઃખ પામતા પહેલાં પ્રભુએ ઉગારી એ એના પૂર્વના સારા સંસ્કારનું ચિહ્ન છે. માટે સ્રીઓએ પોતાના સ્વામીનેજ ઇશ્વરરૂપ ગણવાને પ્રયાસ કરવામાં તુલસી પુજા એ એક મૂળ પગથીઉં છે. એ પગથીઉં ચૂકવું નહિ અને દ્રઢતા રાખી સ્રીઓએ તુલસીપૂજન કરવું.

એ તુલસીપૂજનની વિધિ આગળ પ્રમાણે.

ભણેલી સ્રીઓએ પોતાના પતિ પાસે શીખવું અને પિતા પાસે રહેનારી બાળાઓએ પિતા પાસે શીખી તેમ કરવું.[1] (ઉક્ત

---

૧ આગળ સંક્ષેપે બતાવી છે તેમ કરવું. તેમ પણ કરવા વખત ના હોય તો માત્ર જળ ચઢાવી પગે લાગવું.

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ॥
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥
अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ॥
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥

---

## ॥ श्रीगणेशायनमः ॥

जयदेव जयदेव जयशङ्कर शंभो ॥ जयशङ्कर० ॥ मामुद्धर भवजलनिधिमग्नं भगवन्भो ॥ जयदेव० ॥ १ ॥ यस्य स्मृतिमात्रेणह्यशिवं भवति शिवम् ॥ अशिव ॥ यद्ध्यानामृतपानादनृतं भवति नुतं जयदेव० ॥ २ ॥ यद्भासा रोचयते जडमपि जगदखिलं । जडमपि० ॥ तं वंदे परमानंदघनं परमशिवम् ॥ जयदेव० ॥ ३ ॥ यदि पुनरपराधशतैरनुरक्तं त्वं माम् ॥अनुरक्तम्॥ जानीषे जगदीश्वर शरणागत वंधो ॥ जयदेव० ॥ ४ ॥ त्रयीविधात्मक सर्वोपनिषद्मयशूलिन् ॥ उपनिषद्० ॥ विद्यावेदिहृदिस्थो विहरन्प्रमथगणैः ॥जयदेव० ॥ ५॥ अंडजवाहप्रमुखाखंडलदेवगणा ॥ खंडलदेव० ॥ चंडिशतवार्चीतोजाता जगदीशा ॥ जयदेव० ॥ ६ ॥ कुंडलिभूषणशिरसामंडितगाङ्गजला ॥ मंडित० ॥ पंडितकुलदैवत हर परिपालय विश्वम् ॥ जय० ॥ ॥ ७ ॥ इति ॥

---

## ॥ अथ रामरक्षा प्रारभ्यते ॥

॥ श्रीगणेशाय नमः ॥

अस्य श्रीरामरक्षास्तोत्रमंत्रस्य बुधकौशिक ऋषिः ॥ श्रीरामचंद्रो देवता ॥ अनुष्टुप् छंदः ॥ सीता शक्तिः ॥ श्रीमद्धनुमान् कीलकम् ॥ श्रीरामचंद्रप्रीत्यर्थे रामरक्षास्तोत्रमंत्रजपे विनियोगः ॥ अथ ध्यानम् ॥ ध्यायेदाजानुबाहुं धृतशरधनुषं बद्धपद्मास-

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ॥
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ॥
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

---

नस्थं पीतं वासो वसानं नवकमलदलस्पर्धिनेत्रं प्रसन्नम्॥ वामांकारूढसीतामुखकमलमिलल्लोचनंनीरदाभंनानालंकारदीप्तं दधत मुरुजटामंडलं रामचंद्रम् ॥ १ ॥ चरितं रघुनाथस्य शतकोटिप्रविस्तरम् ॥ एकैकमक्षरं पुंसां महापातकनाशनम् ॥ १ ॥ ध्यात्वा नीलोत्पलश्यामं रामं राजीवलोचनम् जानकीलक्ष्मणोपेतं जटामुकुटमंडितम् ॥ २ ॥ सासितूणधनुर्बाणपाणिं नक्तचरांतकम् ॥ स्वलीलया जगत्रातुमाविर्भूतमजं विभुम् ॥ ३ ॥ रामरक्षां पठेत्प्राज्ञः पापघ्नीं सर्वकामदाम् ॥ शीरो मे राघवः पातु भालं दशरथात्मजः ॥४॥ कौसल्येयो दृशौ पातु विश्वामित्रप्रियःश्रुती ॥ घ्राणं पातु मखत्राता मुखं सौमित्रिवत्सलः ॥ ५ ॥ जिह्वां विद्यानिधिः पातु कंठं भरतवंदितः ॥ स्कंधौ दिव्यायुधः पातु भुजौ भग्नेशकार्मुकः ॥ ६ ॥ करौ सीतापतिः पातु हृदयं जामदग्न्यजित् ॥ मध्यं पातु खरध्वंसी नाभिं जांबवदाश्रयः ॥ ७ ॥ सुग्रीवेशः कटिं पातु सक्थिनी हनुमत्प्रभुः ॥ ऊरू रघूत्तमः पातु रक्षःकुलविनाशकृत् ॥ ८ ॥ जानुनी सेतुकृत्पातु जंघे दशमुखांतकः ॥ पादौ विभीषणश्रीदः पातु रामोऽखिलं वपुः ॥ ९ ॥ एतां रामबलोपेतां रक्षां यः सुकृती पठेत् ॥ स चिरायुः सुखी पुत्री विजयी विनयी भवेत् ॥ १० ॥ पातालभूतलव्योमचारिणश्छद्मचारिणः॥ न द्रष्टुमपि शक्तास्ते रक्षितं रामनामभिः ॥ ११ ॥ रामेति रामभद्रेति रामचंद्रेति वा स्मरन् ॥ नरो न लिप्यते पापैर्भुक्तिं मुक्तिं च विंदति ॥ १२ ॥ जगज्जैत्रैकमंत्रेण रामनाम्ना-

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ॥
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥
मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ॥
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

---

ऽभिरक्षितम् ॥ यः कंठे धारयेत्तस्य करस्थाः सर्वसिद्धयः ।१३। वज्रपंजरनामेदं यो रामकवचं स्मरेत् ॥ अव्याहताज्ञः सर्वत्र लभते जयमंगलम् ॥ १४ ॥ आदिष्टवान्यथा स्वप्ने रामरक्षामिमां हरः ॥ तथा लिखितवान् प्रातः प्रबुद्धो बुधकौशिकः ॥ १५ ॥ आरामः कल्पवृक्षाणां विरामः सकलापदाम् अभिरामस्त्रिलोकानां रामः श्रीमान् स नः प्रभुः ॥ १६ ॥ तरुणौ रूपसंपन्नौ सुकुमारौ महाबलौ ॥ पुंडरीकविशालाक्षौ चीरकृष्णाजिनांबरौ ॥ १७ ॥ फलमूलाशिनौ दांतौ तापसौ ब्रह्मचारिणौ ॥ पुत्रौ दशरथस्यैतौ भ्रातरौ रामलक्ष्मणौ ॥ १८ ॥ शरण्यौ सर्वसत्त्वानां श्रेष्ठौ सर्वधनुष्मताम् ॥रक्षःकुलनिहंतारौत्रायेतांनोरघूत्तमौ ॥१९॥ आत्तसज्जधनुषाविषुस्पृशावक्षयाशुगनिषंगसंगिनौ ॥ रक्षणाय मम रामलक्ष्मणावग्रतः पथि सदैव गच्छताम् ॥ २० ॥ सन्नद्धः कवची खड्गी चापबाणधरो युवा ॥ गच्छन्मनोरथोऽस्माकं रामः पातु सलक्ष्मणः ॥ २१ ॥ रामो दाशरथिः शूरो लक्ष्मणानुचरो बली ॥ काकुत्स्थः पुरुषः पूर्णः कौसल्येयो रघूत्तमः ॥२२॥ वेदांतवेद्यो यज्ञेशः पुराणपुरुषोत्तमः ॥ जानकीवल्लभः श्रीमानप्रमेयपराक्रमः ॥ २३ ॥ इत्येतानि जपेन्नित्यं मद्भक्तः श्रद्धयान्वितः ॥ अश्वमेधायुतं पुण्यं संप्राप्नोति न संशयः ॥ २४ ॥ रामंदूर्वादलश्यामं पद्माक्षं पीतवाससम् ॥ स्तुवंति नामभिर्दिव्यैर्न ते संसारिणो नराः ॥ २५ ॥ रामं लक्ष्मणपूर्वजं रघुवरं सीतापतिं सुंदरं काकुत्स्थं करुणार्णवं गुणनिधिं

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ॥
अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ॥
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

---

विप्रप्रियं धार्मिकम् ॥ राजेंद्रं सत्यसंधं दशरथतनयं श्यामलं शांतमूर्तिं वंदे लोकाभिरामं रघुकुलतिलकं राघवं रावणारिम् ॥ २६ ॥ रामाय रामभद्राय रामचंद्राय वेधसे ॥ रघुनाथाय नाथाय सीतायाः पतये नमः ॥ २७ ॥ श्रीराम राम रघुनंदन राम राम श्रीराम राम भरताग्रज राम राम ॥ श्रीराम राम रणकर्कश राम राम श्रीराम राम शरणं भव राम राम ॥ २८ ॥ श्रीरामचंद्रचरणौ मनसा स्मरामि श्रीरामचंद्रचरणौ वचसा गृणामि ॥ श्रीरामचंद्रचरणौ शिरसा नमामि श्रीरामचंद्रचरणौ शरणं प्रपद्ये ॥ २९ ॥ माता रामो मत्पिता रामचंद्रः स्वामी रामो मत्सखा रामचंद्रः ॥ सर्वस्वं मे रामचंद्रो दयालुर्नान्यं जाने नैव जाने न जाने ॥ ३० ॥ दक्षिणे लक्ष्मणो यस्य वामे तु जनकात्मजा ॥ पुरतो मारुतिर्यस्य तं वंदे रघुनंदनम् ॥ ३१ ॥ लोकाभिरामं रणरंगधीरं राजीवनेत्रं रघुवंशनाथम् ॥ कारुण्यरूपं करुणाकरं तं श्रीरामचंद्रं शरणं प्रपद्ये ॥ ३२ ॥ मनोजवं मारुततुल्यवेगं जितेंद्रियं बुद्धिमतां वरिष्ठम् ॥ वातात्मजं वानरयूथमुख्यं श्रीरामदूतं शरणं प्रपद्ये ॥ ३३ ॥ कूजंतं रामरामेति मधुरं मधुराक्षरम् ॥ आरुह्य कविताशाखां वंदे वाल्मीकिकोकिलम् ॥ ३४ ॥ आपदामपहर्तारं दातारं सर्वसंपदाम् ॥ लोकाभिरामं श्रीरामं भूयो भूयो नमाम्यहम् ॥ ३५ ॥ भर्जनं भवबीजानामर्जनं सुखसंपदाम् ॥ तर्जनं यमदूतानां रामरामेति गर्जनम् ॥ ३६ ॥

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ॥
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥
दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ॥
देशे काले च पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥ २० ॥

---

रामो राजमणिः सदा विजयते रामं रमेशं भजे रामेणाभिहता निशाचरचमू रामाय तस्मै नमः ॥ रामान्नास्ति परायणं परतरं रामस्य दासोऽस्म्यहं रामे चित्तलयः सदा भवतु मे भो राम मामुद्धर ॥ ३७ ॥ रामरामेति रामेति रमे रामे मनोरमे ॥ सहस्रनाम तत्तुल्यं रामनाम वरानने ॥ ३८ ॥

॥ इति श्रीबुधकौशिकविरचितं रामरक्षास्तोत्रं संपूर्णम् ॥

॥ श्रीरामचंद्रार्पणमस्तु ॥



यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ॥
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥
अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ॥
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

# સામાન્ય પુરૂષ ધર્મ.

## સંસારમાં જન્મેલા મનુષ્ય જોડે શું જાય છે?

૧. મહાન પુરૂષાર્થ કરીને જીંદગીના છેડા સુધી મોટાં પરાક્રમો કરી અને મરજી પ્રમાણે વર્તી સર્વ કુટુંબીઓની ઇચ્છા તૃપ્ત કરેલી છે જેણે એવા મનુષ્યની સાથે, તેમના ઘરની નારી કે જે મુખેથી પોતાના સ્વામીના સુખની ઇચ્છા રાખનાર છે અને પ્રસંગે સાથે આવીશ એમ બોલનાર તે પણ જોડે આવતી નથી, તેમ ફરી મળવા પણ ઇચ્છતી નથી, માત્ર તે તો ખરા સુખને નહિ પણ જગતસુખની ઇચ્છા તરફ દોરનાર છે. કવચિત જ કોઇ સ્ત્રી પતિ એજ પરમેશ્વર એમ ગણી તે પરાયણ રહે છે. પણ આખરે કોઇ કોઇનું નથી અને અંતે એકલ જ જવાનો વખત આવે છે. પૈસો કે સંબંધ હશે ત્યાં લગણ સગાં વહાલાં સૌ મળે છે અને હેતભાવ બતાવે છે, પણ જ્યારે પૈસો ખુટે છે ત્યારે કોઇ મદદ કરતું નથી. માટે સારભૂત ધનને મેળવી આપણું શું થશે તેનું ચિંતન રાખવું, કારણકે તે આપણી સાથે તે આવનાર છે.

૨. મરણ પછી જે કર્મનો અભ્યાસ દ્રઢ થયો છે તેની જોડે પ્રાણવાયુ મનરૂપ થઇ જાય છે; અને તેવાંજ ફલને તે પ્રાપ્ત કરે છે. મહાન કપિલ મુનિએ પોતાના મનની સત્તાથી સારાં કર્મ કરી નિર્ણય કર્યો છે કે પ્રકૃતિ એટલે માયા. એ

ॐतत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ॥
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥
तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ॥
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

---

માયાના બે સ્વભાવ છે. (૧) અનુલોમ પરિણામ અને (૨) પ્રતિલોમ પરિણામ. જ્યારે પ્રતિલોમ પરીણામ થાય છે ત્યારે દ્રઢ ભાવ થાય છે, અને જ્યારે અનુલોમ પરીણામ થાય છે ત્યારે અંતરમુખ આત્મામાં જાય છે કે જે "આત્મા" શુદ્ધરૂપ છે, માટે આત્માને તો અનુલોમ પરીણામ મોક્ષનું કારણ છે બીજો એકે ઉપાય નથી. સમદમાદિકથી જ્યારે મન જોડાય છે ત્યારે એવું નક્કી કરે છે કે સર્વ બ્રહ્મ છે, અને જેનું ચિત્ત નિર્વાસનિક થાય છે તેનું જ્યારે મરણ થાય છે ત્યારે તેનું ચિત્ત ચિદાકાશમાં લીન થઇ જાય છે. પણ જેનું ચિત્ત વાસના સહિત છે તે એક શરીરનો ત્યાગ કરી મન, ચિત્ત, બુદ્ધિ તથા અહંકાર એના આવેશથી ફરી પાછું શરીર ધારણ કરે છે. તેથી હંમેશાં સત્ત્વગુણગ્રાહિ થવું અને સાત્વિક બુદ્ધિ કરવા પ્રયત્ન કરવો કે તે આપણી સાથે આવે છે.

શરીરનો નાશ થયે આત્માનો અંત આવતો નથી, પણ જો વાસનાનો ક્ષય થાય તો આત્માનો નાશ થાય છે. જીવ જ્યાં સુધી શરીરને પામે છે ત્યાં સુધી તેની સાથે વાસનાઓ રહે છે તે સંચિત કર્મરૂપ સંસ્કાર કહેવાય છે.

કર્મ ત્રણ પ્રકારનાં છે. (૧) સંચિત. (૨) આગામી. (૩) પ્રારબ્ધ.

(૧) ભૂતકાળમાં કરેલાં કર્મ કે જે કર્મથી તેનો સંસ્કાર બંધાયો એનું નામ સંચિત કર્મ.

(૨) ભવિષ્યમાં એટલે હવે પછી થવાનાં જે કર્મ તે આગામી, કે જેને જાણવા સમર્થ કોઇ વિરલ હોય છે.

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ॥
दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥ २५ ॥
सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ॥
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥

---

(૩) ગયા જન્મમાં કરેલાં, ચાલુ જન્મમાં હેતુરૂપ તેને પ્રારબ્ધ કહે છે.

આ ત્રણે મળી સંસ્કાર બંધાય છે અને તે વાસનારૂપ દૃઢ થઇ જન્મ મરણ લેવડાવે છે. તે પ્રમાણે જાણનાર તર્કશાસ્ત્રી એમ કહે છે કે વેદ, પુરાણ, શાસ્ત્ર એ સર્વ સત્ય છે, અને તેના ત્રણ ભેદ છે. ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ.

ઉત્તમ—પ્રારબ્ધવાન પુરૂષો તેને કહે છે કે જેમનો ઉત્તમ, પ્રાણ, વર્તમાન, પ્રારબ્ધને ભોગવી આત્મારૂપ પરમાત્મામાં અંત સમે લયને પામે છે.

મધ્યમ—ગંગાદિ તપ તીર્થ કરી મરણ સમયે યોગ્ય રીતે દેહપાત કરી સારા સંસ્કાર સાથે લઇ જઈ જન્મ પામી મોક્ષને પામે છે.

કનિષ્ઠ—એ બીજાં શાસ્ત્રો વિગેરે જાણી તે પ્રમાણે સત્ય વર્તી લાંબી મુદતે મોક્ષને પામે છે, પણ એ સઘળું પૂર્વ સંસ્કાર ઉપર પૂર્ણ આધાર રાખે છે, માટે ચાલુ વર્તમાનકાળને શુભ ચિંતનમાં દોરવા યત્ન કરવો કે જે મરણ સમયે સંસ્કારરૂપ પોટલું બંધાઈ જલદી જન્મ મરણનો પાર આણે.

મહાત્મા વસિષ્ઠજી કહે છે કે જેવું જીવ શુભ અશુભ કર્મ કરે છે તેના બંધાયલા કર્મને મરણ સમયે પ્રાણ લઇ જાય છે. તેથી સારા સંસ્કારના ઉપાય શાસ્ત્ર મુજબ કરવા કે જેથી તે સાથે આવે.

પહેલાં બધાં શાસ્ત્ર જોવાં આવશ્યક છે, પછી તેનો સારાંશ બરાબર સમજી અને જાણ્યા પછી આત્મવિચાર સમજવો એ ઘણો

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ॥
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ॥
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥

---

ઉપયોગી છે. એ આત્મવિચારનું રહસ્યશાસ્ત્ર સમજ્યા વગર સમજાતું નથી એવો સિદ્ધાન્ત છે. આત્મવિચાર અવશ્યનો છે, માટે હંમેશાં બ્રહ્મ મૂહુર્તમાં ઉઠી આત્મવિચાર કરવા પ્રયત્ન કરવો અતિ ઉપયોગી છે. જેમકે આપણા એક શ્વાસની બરોબર સંપૂર્ણ પૃથ્વીનું ધન નથી તો આત્મવિચારમાં જો એકજ વખત શ્વાસ રોકાશે તો અતિ ઉત્તમ સસ્કારને તે મનુષ્ય પ્રાપ્ત કરશે.

શ્રી વસિષ્ટ મુનિનું વચન છે કે જો મનુષ્ય પોતાના ખરા અંતઃકરણથી એટલુંજ વિચારશે કે હું કોણ છું ? કયાંથી આવ્યો છું ? અને કયાં જવાનો છું ? અને મારૂં શું થશે ? તેજ વખતથી તેના સારા સંસ્કાર બંધાશે, માટે હંમેશાં સન્માર્ગે આત્મચિંતન કરવા પ્રયત્ન કરવો કે જે મરણ પછી જોડે આવનાર છે એ નક્કી સમજવું.

(૨) સંસારમાં જન્મેલા મનુષ્યને નીચેના દશ ઉપદેશ છે.

## ૧ सत्यंवद.

સત્ય એ સદાચરણનું મૂળ છે. કારણ કે સત્ય વડે વાયુ વાય છે તથા સૂર્ય આકાશમાં પ્રકાશે છે, વળી સત્ય બોલનારની પ્રતિષ્ઠા વધે છે અને સત્યમાંજ સર્વસ્વ છે, માટે સત્ય એ શ્રેષ્ઠ છે. જેમકે જગતમાં જુઠું બોલનારને મિત્રતા, પુણ્ય તથા જશ મળતો નથી, અને ઝેર ખાનાર મનુષ્યની માફક તેનું કોઇ પણ ઠેકાણે કલ્યાણ થતું જણાતું નથી, માટે સત્ય બોલવું એ મુખ્ય છે.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां यो० श्री कृ०
श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः ॥१७॥

---

## ૨ ધર્મ.

જે આચરણને આર્ય પુરૂષો વખાણે છે તેનું નામ ધર્મ, અને જેને માટે નિંદા કરે છે તે અધર્મ કહેવાય છે, માટે પોતાના ધર્મ પ્રમાણે શાસ્ત્રોમાં કહેલી બાબતોને સમજી હંમેશાં તે પ્રમાણે ચાલવા પ્રયત્ન કરવો. જેથી મનુષ્ય ખરા સુખને પ્રાપ્ત કરી મોક્ષને પામે.

જાતિમાં હલકો માણસ ધર્મે કરી ઉત્તમ ગણાય છે, અને ઉંચી જાતિવાળો મનુષ્ય અધર્મે હલકી પદવીને અર્થાત્ નિંદાને પામે છે.

વિશ્વામિત્રાદિ ઋષિઓ ધર્મથી ઉત્તમપણાને પામ્યા છે પણ જાતિએ કરીને નહિ. અર્થાત્ જે મનુષ્ય પોતાના ધર્મને જાણી તે પ્રમાણે ચાલે છે તે અંતે જય મેળવે છે. જેમકે ક્ષત્રિ ધર્મ પ્રમાણે ચાલ્યો ક્યારે ગણાય કે જેનામાં નીચેનાં લક્ષણો હોય. જે પ્રજાનું રક્ષણ કરવામાં નિપુણ, શુરવીર, જીતેંદ્રિય, પરાક્રમી, દુષ્ટોને દંડ દેવાના સ્વભાવવાળો, અંતઃકરણમાં દયાવાળો, જે શત્રુ નમીને ચાલે તેને ક્ષમા કરે, અને બ્રાહ્મણોને તથા ગાય જેવા પ્રાણીઓનું રક્ષણ કરવામાં પોતાની વૃત્તિ રાખે તેને ક્ષત્રિ જાણવા. તેમજ ધર્મ હંમેશાં પોતપોતાની જાતિમાં જે પ્રમાણે હોય તેજ પ્રમાણે ચાલી આગળ વધવું એજ ઉત્તમ છે. પોતાની જાતિ તેમજ પોતાના દેશના નઠારા રિવાજોને સુધારવા પ્રયત્ન કરવો એ પણ ધર્મ છે.

## ૩ વિદ્યાભ્યાસ કરવો.

જેણે વિદ્યાભ્યાસ નથી કર્યો તેને માટે લોકો ઉંચો મત રાખતા નથી કારણકે વિદ્યા માતાની પેઠે રક્ષા કરે છે, પિતાની

॥अर्जुन उवाच॥

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ॥
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

પેઠે હિતમાં જોડે છે, સ્ત્રીને ઠેકાણે ખેદને ટાળી આનંદ પમાડે છે, લક્ષ્મીને વધારે છે, અને સઘળે ઠેકાણે કીર્તિ ફેલાવે છે તથા બધું મેળવી આપે છે. વળી વિદ્યા મનુષ્યને અતુલ કીર્તિ આપનારી, પડતી દશામાં આશ્રયરૂપ, કામદુઘાની પેઠે ઇચ્છિત ફળ દેનારી, સ્નેહીઓના વિયોગ સમયે પણ આનંદ આપનારી, ત્રીજા નેત્રરૂપ માન અપાવનારી, કુલનો મહિમા વધારનારી તથા રત્ન વિનાનું ભૂષણ છે. માટે બીજું બધું પડતું મુકી વિદ્યા સંપાદન કરવી એ શ્રેષ્ઠ છે. વળી વિદ્યારૂપી ધન કોઇથી ચોરાતું, લુંટાતું, તેમ વહેંચાતું નથી. તેમ દેશ પરદેશ લઈ જવામાં ભારરૂપ થઇ પડતું નથી પરંતુ વાપરવાથી વધે છે તેથી એ મુખ્ય છે, માટે બાળકોને તે વિદ્યારૂપી ધન સંગ્રહ કરવા યોગ્ય છે.

જે બાળકને તેના માબાપે વિદ્યાભ્યાસ નથી કરાવ્યો તે તેના શત્રુરૂપ છે, કારણકે જેમ હંસના ટોળામાં કાગડો શોભતો નથી તેમ વિદ્વાન માણસોમાં અભણ માણસ શોભતો નથી. વિદ્યા મેળવવામાં આળસ ના કરવી. વિદ્યા મેળવનાર જીજ્ઞાસુ વિદ્યાર્થીઓએ "નાના પ્રકારની ઇચ્છા" જેવી કે ક્રોધ, લોભ, સ્વાદ, શૃંગાર, નાચ, રંગ, આળસ અને વધારે નિદ્રા એ આઠ વસ્તુનો ત્યાગ કરવો.

વળી દરેક વિદ્યાર્થીએ પોતાનો વખત કેવી રીતે ગાળ્યો તેનો હિસાબ રાખવો; અને શું મેળવ્યું તે તપાસવું. હંમેશાં જેને માટે આપણે બંધાએલા છીએ એટલે જે પાઠ તૈયાર કરી આપવાનો છે તે પુરો કર્યા વગર બીજે કામે વળગવું નહિ. પણ તેથી મા બાપનું કામ નહિ કરવું એમ નહિ સમજવું. તેમનું કામ પહેલું કરવું અને વખત મળે પરમાર્થ પણ કરવું.

॥ श्रीभगवानुवाच ॥

काम्यानांकर्मणांन्यासंसंन्यासंकवयोविदुः॥
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

વિદ્યાર્થીને પરમાર્થ કામ પૈસાથી જ કરવાનું છે એમ સમજવાનું નથી, પણ પોતાને આવડતું હોય અને કોઇ પૂછવા આવે તો તેને શીખવવું. અહંકારનો ત્યાગ કરવો તેને માટે રાજા ભર્તૃહરિએ કહ્યું છે કે જ્યારે હું થોડું જાણતો હતો ત્યારે એમ સમજતો હતો કે મારા સમાન બીજું કોઇ નથી, પણ જ્યારે મને વિદ્વાનોની સોબત થઇ ત્યારે મને અનુભવથી નક્કી થયું કે મારા જેવો કોઇ મૂર્ખ નથી. એ ઉપરથી એમ સમજવું કે હજી આપણે કાંઇ પણ સમજતા નથી, જેમ બને તેમ પંડિતોની સોબત રાખવી અને અનિંદિત કામ કરી અહંકારનો ત્યાગ કરવો. વળી શક્તિ પ્રમાણે જેટલી વિદ્યા સંપાદન થાય તેટલી કરવા ચુકવું નહિ. પણ તે સઘળું શરીરને સાચવીને કરવું. વિદ્યા એક જાતની નથી. શરીરને અનુકૂળ હોય તેવી વિદ્યા સંપાદન કરવી .એટલે વધારે ભણવાનું ન બને તો ઉદ્યમ વગેરે મેળવવા પ્રયત્ન કરવો. પણ વખત નકામો ગાળવો નહિ.

### ૪ ગુરુ અથવા આચાર્યની સેવા વગેરે.

સાંપ્રત કાળમાં શ્રી પરમાત્માની કૃપાથી વિદ્યાભ્યાસ કરવાની અનુકૂળતા માટે શાળાઓ વગેરે ઘણાં સાધન છે. માબાપ પૈસા ખરચી ભણાવે છે અને આપણને ખરે રસ્તે દોરે છે માટે તેમની સેવા કરવી જોઇએ, વળી તેમના કહેવા પ્રમાણે સીધે રસ્તે ચાલવું જોઇએ. માબાપની આજ્ઞાથી આપણી બુદ્ધિ ખીલવનાર આચાર્ય કે જે ભણ્યા પછી અનુભવમાં આણે છે તેમની સેવા નિરંતર યથાશક્તિ કરવી. બુદ્ધિ વિદ્યા કરતાં ઉત્તમ કહેવાય છે, માટે બુદ્ધિ આપનારની સેવા કરવી. સેવા ત્રણ પ્રકારની છે. (૧) કાયિક—તેને માટે ફેરા ખાવો અગર મહે-

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ॥
यज्ञदानतपः कर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥
निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ॥
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

---

નતનું કંઇ કાર્ય હોય તે કરવું. (૨) વાચિક—કોઇ ઠેકાણે તેમનું ભલું થતું હોય તો વાસ્તવિક રીતે કહેવું તે. (૩) માનસિક—તેનું ભલું ઇચ્છવું તે. એ રીતે ત્રણ પ્રકારે સેવા થાય છે. વિદ્યા સંપાદન કર્યા પછી ગૃહસ્થાશ્રમમાં અવાય છે માટે પોતાના વડીલો અને સ્ત્રીઓને સુધારવા પોતે જાતે પ્રયત્ન કરવો.

## (૫) गृहस्थाश्रम.

ગૃહસ્થ થયા પછી સત્ય પ્રમાણે ચાલવામાં આળસ ન કરવું. આથી પુરૂષે સત્ય રીતે પોતાનો નિર્વાહ ચલાવવો. કેટલાક પુરૂષો પોતાના નિર્વાહ માટે સત્ય માર્ગે પ્રવર્તે છે. તેઓ એમ દ્રઢ ઇચ્છા રાખે છે કે મનુષ્યો આપણા ઉપર વિશ્વાસ કરે એટલા માટે જે કરે છે તે સત્ય છે એમ તેઓ મનાવવા પ્રયત્ન કરે છે. આથીજ કરીને બીજાને કહે છે કે હું સાચે રસ્તે ચાલું છું" અને પરમાત્મા મને આવી સારી બુદ્ધિ આપો એમ પણ પ્રસંગે બોલે છે. તેથી સિદ્ધ થાય છે કે જુઠું બોલવામાં પણ સાચું જણાવવાની જરૂર છે, માટે સાચું એ શ્રેષ્ટ છે. તે પ્રમાણે ચાલનાર સુખી થાય છે, માટે ખરો સત્ય માર્ગ છે તેને દ્રઢતાથી છોડવો નહિ. તે પ્રમાણે ચાલવામાં વખતે દુઃખ આવતું હોય તોપણ સહન કરવું જેથી આખરે તો જય મળશે માટે સત્ય રીતેજ ગૃહસ્થાશ્રમ ચલાવવો.

## ૬. धर्माचरण.

ઋષિમુનિઓએ ધર્માચરણનાં નવ લક્ષણ કહ્યાં છે. અહિંસા, સત્ય, ચોરી ન કરવી, પવિત્રતા, ઇંદ્રિયનિગ્રહ પરોપકાર, દયા, મનનું દમન, તથા ક્ષમા, એ સર્વેને ધર્મનાં સાધન

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ॥
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ॥ ५ ॥

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ॥
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

---

કહ્યાં છે. આ વિષયો ઉપર વિવેચન કરવાથી લંબાણ થઇ જાય છે માટે એટલુજ કહેવાનું કે હરેક મનુષ્યે વિવેકથી રહેવું, સાર અસારનો વિચાર કરી સત્ય રસ્તે ચાલવું કે જેથી નિંદાને પાત્ર ન થવાય. આહાર, નિદ્રા, ભય, અને મૈથુન એ ચારે મનુષ્ય તથા પશુમાં સરખાં છે, ફક્ત મનુષ્યમાં વિચાર વિવેક રૂપી ધર્મ અધિક છે, આથી માણસે તેને નૌકા રૂપ સમજી તે પ્રમાણે ચાલવા પ્રયત્ન કરવો. માટે હમેશાં ગૃહસ્થાશ્રમમાં રહી જે માણસ મોક્ષ પામવાના ઉપાય કરે છે તે શ્રેષ્ઠ છે. જે પુત્ર આદિને તજીને કરે છે તે મધ્યમ છે કારણકે તજેલાને ફરી પાછા મળી તેની સાથેના સંસ્કાર ભુક્તમાન કર્યા વગર સિદ્ધિ નથી માટે સુખદુઃખ વેઠી આપણું કાર્ય કરી લેવું કે જેથી આનંદયુક્ત ઘર, સારા બુદ્ધિશાળી પુત્ર, પોતાને અનુકૂળ સ્ત્રી, જોઇતું ધન, એક પત્નીવ્રત, આજ્ઞા પાળનાર ચાકર, પરોણાગત, હમેશાં ઇશ્વરચિંતન, ઘરમાં રૂચતાં અન્નપાણી, સજ્જનની મિત્રતા તથા નિરંતર નિરોગીપણું એવું મળે છે. એજ ગૃહસ્થાશ્રમમાં શ્રેષ્ઠ છે. માટે પુત્ર આદિ તજવાં નહિ પુત્ર આદિથી કંટાળી પોતાનો આશ્રમ તજીને કાંઇ કરે છે તે કનિષ્ઠ છે.

જેના આશ્રયથી ઘણા જીવે છે તેજ સંસારમાં જીવતો છે. બાકી કાગડાએ પોતાનું પેટ તો ભરે છે. દયાળુ મનુષ્ય હરેક પ્રાણીને અભય આપે છે તો તેને પ્રાણી માત્ર અભય આપે છે, એ સત્ય છે. સ્ત્રી પોતાના પતિના ચર્ણોદકથી જેવી શુદ્ધ થાય છે તેવી દાન, સેંકડો ઉપવાસ તથા તીર્થ સેવન કરીને પણ શુદ્ધ થતી નથી.

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ॥
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्त्तितः ॥ ७ ॥
दुःख मित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ॥
सकृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥

## ७. कुशळ रहेवामां आळस न करवु.

શરીર એ પ્રાણી માત્રનું સંસારરૂપી દરીઆમાંથી પાર ઉતરવાને માટે નૌકા છે માટે આળસ નહિ કરતાં હમેશાં શરીરને પોતાના સદ્‌વિચારમાં જોડાય એવી રીતે કુશળ રાખવું, અને ચિંતા દુર કરવી. બુદ્ધિમાને હમેશાં રાખવાનાં બે લક્ષણ છે. (૧) જ્યારે આપણને વિદ્યા અને ધન મેળવવાની ઇચ્છા હોય ત્યારે અજર અને અમર છીએ એમ માની વિદ્યા તથા ધન સંપાદન કરવામાં પ્રયત્ન કરવો (૨) જ્યારે આપણે આપણા વહેવારમાંથી દૂર થઇ ધર્માચરણ તરફ દ્રષ્ટિ કરીએ ત્યારે કાળરૂપ મૃત્યુએ આપણા કેશ ઝાલેલા છે, એમ સમજીને જે કાંઇ કરવાનું હોય તે તરત કરવું. ધર્મ હમેશાં સત પુરૂષોમાં કરવો તથા તેમના કહેવા મુજબ ધર્માચરણ આચરવું કારણકે અણસમજથી ધર્મ પણ અયોગ્ય થાય છે જેમકે વિદ્યાભ્યાસી વિદ્યાર્થીનો ધર્મ માતપિતાની સેવા કરવી, ગુરૂને રાજી કરવા તથા કોઇ પણ માણસને અણગમો ન થાય એવાં લક્ષણ શીખવાં ઇત્યાદિ છે.

દરેક માણસે સ્નેહીને ઘર સદા જવું, અર્થાત જે ઠેકાણે આપણને આવો, બેસો, વગેરે સન્માન હમેશા મળે, અને તેવી ચાહના રાખે તેવાની પાસે જવું અયોગ્ય નથી. મનુષ્યે પો-

શ્રી રામચંદ્રજીએ વસિષ્ટ જેવા ગુરૂને પણ એમ કહ્યું હતું કે હે ગુરૂ મારાથી આપને કાંઇ દાન નહિ અપાય માત્ર બે હાથ ને ત્રીજું માથું કે જેનાથી નમસ્કાર કરૂં છું. ( પિતાશ્રીની આજ્ઞા વગર પૈસાઆદિ દાન, આપવા પુત્રને અધિકાર નથી ) પુત્રને હાથે તે સાથે એ માતપિતા તથા ગુરૂની યથાર્થ સેવા તેજ છે.

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ॥
सगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥
न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ॥
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥

---

તાનું ધારેલું કાર્ય સત્ય માર્ગે કરતાં પહેલાં કોઇને કહેવું નહીં, પણ વિવેક અને વિચારથી મનમાં સમજી પુરૂષાર્થ કરી લાભ મેળવવો.

(૮) સમૃદ્ધિ મેળવવામાં આળસુ થવું નહિં. સમૃદ્ધિ બે પ્રકારની છે. ધન અને બીજી પોતાને કેવી રીતે વર્તવું તે. માત, પિતા, ભાઇ, સ્રી, પુત્ર, તથા સંબંધીઓ ધનથી આનંદ પામે છે. અને તેમના આનંદથી આપણે સુખ પામીએ છીએ, માટે તેમને સત્ય માર્ગે મેળવેલા ધનથી સંતોષી સત્ય રસ્તે ચાલી બને તે પ્રથરને આનંદ આપવો.

ધનનો સદુપયોગ કરવો એ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે, કારણ કે ધન પગની રજ સમાન, યૌવન પર્વતની નદીના વેગ સરખું, આયુષ્ય જલ બીંદુ સમાન તથા જીવતર ફીણ સમાન. છે. એમ સમજ્યા છતાં જે નિશ્ચય મતિવાળો પુરૂષ પરોપકાર કરતો નથી અને સત્ય ભોગ ભોગવતો નથી, તે વૃદ્ધ થયા પછી અને મરણ સમયે પશ્ચાતાપયુકત થઇ શોકરૂપ અગ્નિવડે બળે છે.

(૯) અનિંદિત કર્મ કરવાં અને નિંદિત કરવાં નહિં. કારણ કે લોકોમાં યશ તથા સત્કાર અનિંદિત કર્મ કરનારને મળે છે. બીજાને તે મળતાં નથી. ભર્તૃહરિ રાજાએ કહ્યું છે કે, હે આ મનુષ્યદેહધારનાર પ્રાણી ! તું હંમેશા તૃષ્ણાનો છેદ કર, ક્ષમા રાખ, મિથ્યા અભિમાન તજ, પાપ કર્મમાં પ્રીતિ રાખ નહિ, સાચું બોલ, અને સત પુરૂષની રીતિએ ચાલવા યત્ન કર તથા વિદ્વાનોની સોબત કર, લાયક મનુષ્યોને માન આપ, શત્રુને પણ પ્રસન્ન કર, પોતાના ગુણુની પ્રસંશા ન કર, યશવાન થા અને દુઃખિત

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ॥
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥

ઉપર દયા કર. કારણ કે ઉપર બતાવેલાં સઘળાં લક્ષણો સત પુરૂષોનાં હોય છે. વળી અગ્નિ, વડીલ, પંડિત, ગાય, કુમારી, વૃદ્ધ તથા બાળક તે સર્વને કોઈ પણ દિવસ પગવતી સ્પર્શ કરવો નહિ. તથા ધીર પુરૂષે હંમેશાં સત્ય બોલવું અને પોતાનાં વખાણ તથા પારકાની નિંદાનો ત્યાગ કરવો.

(૧૦) કુશળ થવું એટલે ગુરૂ આદિ વડીલોના સારા ગુણ હોય તે ગ્રહણ કરવાને યત્ન કરવો. ગમે તેવા મનુષ્યો સાથે સમાગમ થતાં જેમ માટીમાંથી સોનું કાઢે છે તેમ સારાં લક્ષણ રૂપ સાર ગ્રહણ કરવો. શત્રુના પણ ગુણ ગ્રહણ કરવા પણ ગુરૂના દુર્ગુણ જોવા ઈચ્છા કરવી નહિ અને હમેશાં દેશકાળને અનુસરી સત્ય રસ્તે ચાલવું, સદા પોતાના કલ્યાણને વાસ્તે દુર્ગુણ છોડી સદ્‌ગુણી થઇ સદાચારથી વર્તવું અને સર્વશક્તિમાન, દયાળુ પરમેશ્વરની ભક્તિમાં તત્પર થઇ બને તેટલો વખત સદ્‌ગુણોને શરણે રહી આ સંસાર રૂપી દરિયામાંથી પાર ઉતરવાને યત્ન કરવો.

ગતિહીનપણું, અતિ વિશ્વાસ અને જ્ઞાનના અભ્યાસમાં અરૂચિ એ શિષ્યના ત્રણ ગુણ મૂર્ખપણાના છે, અને પોતાના ગુરૂને અમાન્ય છે માટે તેનો સત્વર ત્યાગ કરવો.

આ ઉપદેશ પ્રમાણે હાલના સમયને અનુસરી ચાલવાનું નથી બનતું તેનું મુખ્ય કારણ એ છે કે હમેશાં આપણા હાલના મનુષ્યોમાં અવક્રિયા બહુ થતી જાય છે. આળસનું પ્રધાનપણું (ચા[1] આદિ વ્યસનો) અને શારીરિક નિયમોમાં હીનપણું એનો જો સુધારો થાય તો જરૂર સારી સ્થિતિને મનુષ્ય પામે. માટે તેમ વર્તવા યત્ન કરવો.

---

૧. ચાથી પોતાનું વીર્ય બગડે છે માટે જે પુરૂષો પોતાના ધનરૂપ વીર્યને સાચવવા ધારતાં હોય તેમણે કદી ચાને છાંયે પણ જવું નહિ.

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ॥
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥
पंचैतानि महाबाहो कारणानि निबोध मे ॥
सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥
अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ॥
विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥

---

શ્રી.

# નિત્ય નિયમ.

## ( પુરૂષો માટે. )

૧. સવારમાં ઘણું વહેલું ઉઠવું એટલે પથારીનો ત્યાગ કરવો, અને ગુરૂમંત્રની ઓછામાં ઓછી એક માળા કર્યા સિવાય કાંઇ ચીજ ખાવી નહિં.

૨. જ્યારે તમે ખાતા હો ત્યારે બોલતા નહીં.

૩. પરમેશ્વરને અર્પણ કર્યા સિવાય કાંઈ પણ વસ્તુ ખાવી યા પીવી નહિ, એટલે કે પરમાત્મા શ્રી હરી હું તમને આ વસ્તુઓ અર્પણ કરૂં છું તેથી આપ સંતુષ્ટ થાઓ. એવી રીતે બોલી ખાવું યા પીવું.

૪. કોઇ પણ રીતનું દુર્વ્યસન રાખવું નહિ.

૫. સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળી કોઇ પણ રીતે તુટે નહિં તેવી ઘણીજ કાળજી રાખવી. વીર્ય અસ્ખલીત રાખવાને અત્યંત કાળજી રાખો. સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ અગર અયોગ્ય રીતે વીર્ય જવા દેવું નહિ. જે વસ્તુઓને જોવાથી અગર સ્પર્શ કર્યાથી અગર જે વસ્તુઓના વિચાર માત્રથી વીર્ય સ્ખલિત થવાનો સંભવ છે તે સઘળી વસ્તુઓનો હરેક રીતે સંબંધ ત્યાગ કરવો.

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ॥
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥
तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ॥
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

---

૬. સંસારી પુરૂષોએ પોતાની સ્ત્રીનીજ સાથે (પરસ્ત્રીનો લેશ માત્ર સંબંધ રાખ્યા સિવાય) સંગ કરવો અને તે સંગ એવી રીતે હોવો ન જોઇએ કે જેથી અતિશય વીર્ય સ્ખલિત થઇ શરીર તથા મનને હાનિ પહોંચે વળી તે સંગ વારંવાર કરવો નહિ. પણ સાધારણ રીતે સાત્વિક મનથી ઘણોજ અલ્પ કરવો. નાકના ડાબા છિદ્રમાંથી શ્વાસ ચાલતો હોય ત્યારે બીલકુલ સંગ કરવાની મનાઇ છે. પોતાની સ્ત્રી તરફ હમેશાં વફાદાર થાઓ.

૭. કોઇ પણ અજાણ્યા માણસની સાથે બહુ પરિચય રાખવો નહિ. પછી તે કોઇ સાધુ હોય કે મહાન્ યોગી હોય પણ તમારી શક્તિ પ્રમાણે તેની સેવા કરો.

૮. અતિશય પૈસાનો ખર્ચ કરવો નહિ. તમારો દર રોજનો હિસાબ રાખો. અને તમારી આવકના પ્રમાણમાં મધ્યમ રીતે હમેશાં રહો કે જેથી તમારો ખર્ચ આવક કરતાં વધી જાય નહિ.

૯. જે માણસો ઇશ્વરથી ડરતા નથી અને જેઓ પોતાની તરફ પણ ચોખ્ખા દીલથી વર્તતા નથી તેમની સંગતનો ત્યાગ કરો.

૧૦. જો કોઇ પણ વ્રત કરવાની તમારી મરજી હોય તો એકાદશીનું વ્રત કરો, અને તે દિવસે શ્રીમદ્ભાગવત એકાદશ સ્કંધ શ્રવણ યા વાંચીને મનન કરો.

૧૧. સંધ્યાકાળે ઇશ્વર સ્તુતિ કરવા ચુકશો નહિ.

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ॥
हत्वापि स इमाँल्लोकान्न हंति न निबध्यते ॥ १७ ॥

૧૨. જ્યારે તમે રાત્રે ઉંઘવાને માટે પથારીમાં જાઓ ત્યારે તમે એમ તપાસ કરો કે તે દિવસે તમે શું અને કેટલાં સારાં કૃત્યો કીધાં અને કેટલાં અને શું ખરાબ કામ કર્યાં. તેનો વિચાર કરી સારા કર્મને માટે ઇશ્વરનો આભાર માનો અને ખરાબ કર્મને માટે પશ્ચાતાપ કરો. પોતાની ફરજમાં જે ગલફત યા ગેરવર્તણુંક થઇ હોય તેને માટે હાથ જોડી પરમેશ્વરની માફી માગો અને ભવિષ્યમાં કોઈ પણ નઠારૂં કૃત્ય નહિ થાય એમ પરમેશ્વરની ખરા દીલથી પ્રાર્થના કરો. બીજે દિવસે સહવારમાં ઉઠો કે તરતજ આગલા દીવસનાં સઘળાં કૃત્યોને યાદ કરો અને પરમાત્માને સંતોષ થાય તેવી હરેક જાતની તમારી ફરજો બજાવવાને તમારામાં પુરતી શક્તિ આપે તેટલા માટે પરમેશ્વરની સ્તુતિ કરો.

૧૩. જે મનુષ્યો ઉપર દર્શાવેલા નિયમો પ્રમાણે ખરા અંતઃકરણથી ચાલશે તે આ લોકમાં તેમજ પરલોકમાં પૂર્ણ સુખી થશે.

॥ श्री सत्य ॥

## પુત્રે પિતાનો હુકમ માનવો.

वरमेको गुणी पुत्रो नच मूर्खशतान्यपि ।
एकश्चंद्रस्तमोहन्ति नचतारागणोऽपिच ॥
एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगन्धिना ।
वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥

અર્થઃ—સો મૂર્ખ પુત્રો કરતાં એક ગુણવાન પુત્ર સારો. કેમકે એક ચંદ્રમા અંધકારને હણી નાખે છે. કાંઇ તારાઓથી અંધારૂં દૂર થઈ શકતું નથી.

જેમ એક સારા વૃક્ષના ફુલોની સુગંધીવડે આખું વન મહેકી રહે છે તેમ એક સારા પુત્ર વડે આખું કુળ દીપી નીકળે છે.

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ॥
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥
ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ॥
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥
सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ॥
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥

એતો નિર્વિવાદજ છે કે માતાના અગાધ ઉપકારથી તે સેવવા યોગ્ય છે ને તેનો બદલો જન્માન્તરની સેવાથી પણ વળી શકે એવો નથી; પણ આ ઉપરથી કેટલાકના મનમાં શંકા થશે કે આથી પિતાની સેવાની ઓછી અગત્ય હશે, પણ તેમ નથી. માતા અને પિતા એ બન્નેનું પ્રતિબિંબ બાળક છે, એટલે તેની વૃત્તિ બાંધવામાં તથા તેને ઉછેરીને મોટા થવામાં માતાપિતા બન્નેની સરખી અગત્ય છે. જેમ જગતની ઉત્પત્તિમાં પ્રકૃતિ અને પુરૂષ બન્નેની સરખી જરૂર છે તે પ્રમાણે બાળકની ઉત્પત્તિમાં પણ સમજવું. તેથી દરેક માણસે માતા પ્રમાણે પિતાની પણ બરાબર તન મન અને ધનથી સેવા કરવી જોઇએ. પિતાની સેવાનાં આગળ ઘણાં દૃષ્ટાંતો છે.

## પિતાની આજ્ઞા પાળવી એ ઉતમ ધર્મ છે.

યયાતિ રાજાને બે રાણીઓ હતી. એકનું નામ દેવયાની અને બીજીનું નામ શર્મિષ્ટા હતું. દેવયાની શુક્રાચાર્યની પુત્રી હતી. તે યયાતિ રાજાને શુક્રાચાર્યે એવી સરતે પરણાવી હતી કે શર્મિષ્ઠા સાથે બીલકુલ વાતચીત કરવી નહિ. પણ તે સરત નહિ પળાયાની એક દિવસ ઋષિને ખબર પડવાથી તેને શ્રાપ દીધો કે તને (યયાતિને) વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાઓ. આવા શ્રાપથી ગભરાઇને રાજાએ ઘણી આજીજી સાથે તેમના કાલાવાલા કરી માફ માગવા માંડી, અને કહ્યું કે મારે હજુ ઘણા વર્ષો લગી જે કાંઇ કરવાનું છે તેનાથી હું સંતોષ પામ્યો નથી. તેથી વિ-

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ॥
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥
यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ॥
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

---

ચાર કરી શુક્રાચાર્યે કહ્યું કે જો તારો કોઇ પણ છોકરો તેની યુવાવસ્થા તને આપે તો તારે જે ભોગ ભોગવવાના છે તે ખુશીથી ભોગવજે. શુક્રાચાર્યનું આવું વચન સાંભળી યયાતિ શાંત થઇ પોતાને ઘેર આવ્યો. પહેલાં દેવયાનીના બે પુત્રોને પુછયું કે તમારી યુવાવસ્થા મને આપો પણ તેઓએ ના કહી. પછી શર્મિષ્ટાના ત્રણ પુત્રોને પૂછતાં બેએ ના કહી પણ છેલ્લા અને નાના "[1]પુરૂ" નામના પુત્રે હા કહી. શાસ્ત્રમાં કહ્યું છે કે પિતાના કહેવાથી જે પુત્ર તરતજ કામ કરે તે ઉત્તમ પુત્ર ગણાય છે. કહ્યા પછી વિચારીને કરે તે મધ્યમ. ને કહ્યા પછી શ્રદ્ધા વિના કરે તે અધમ પુત્ર ગણાય. આખરે રાજાએ પોતાનું ચક્રવર્તિરાજ પુરૂને આપ્યું અને છોકરાઓને શીખામણ દીધી કે ઇંદ્રિઓના ભોગોથી તૃપ્ત થવાતું નથી એ મારા અનુભવ સિદ્ધ છે, માટે હમેશાં આપણા ધર્મમાં રહી મુક્તિનો પ્રયત્ન કરજો. એવો આશીર્વાદ આપી વનમાં તપશ્ચર્યા કરવા ચાલ્યા ગયા.

## પરશુરામ વિષે.

જમદગ્નિ નામના ઋષિને ચાર પુત્રો હતા. તેમણે પોતાના છોકરાઓને તેમની માને તેના ગુન્હા બદલ મારી નાખવા આજ્ઞા કરી. મોટા ત્રણ છોકરાઓને અયોગ્ય લાગવાથી તેમણે માતા ઉપર હાથ ઉપાડયો નહિ; પણ સૌથી નાનો છોકરો કે જે શ્રીહરિના અવતાર પરશુરામજી નામે જગતમાં હાલ પ્રખ્યાત છે, તેને પોતાના પિતા જમદગ્નિ ઋષિએ એવી આજ્ઞા કરી કે, તારા ભાઇ

---

૧. પુરૂ પાસે ૧૦૦૦૦ વર્ષ સુધીની યુવાવસ્થા પોતે લીધી અને વૃદ્ધાવસ્થા પુરૂએ ભોગવી.

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ॥
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥
यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ॥
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

સાથે તારી માને મારી નાખ. હુકમને આધીન થઈ પરશુરામ તે પ્રમાણે વર્ત્યા. આથી પ્રસન્ન થઈને ઋષિએ તેને વરદાન માગવા આજ્ઞા કરી. ત્યારે શ્રી પરશુરામે આજીજી સાથે તે બધાને સજીવન કરવા વિનંતિ કરી. જમદગ્નિ ઋષિ સજીવન વિદ્યા જાણતા હોવાથી તેમને સજીવન કર્યા. આ પ્રમાણે પિતાની આજ્ઞા પણ પાળવી જોઇએ.

હાલના વખતમાં પુસ્તકોનો પ્રચાર ઘણો હોવાથી કેટલાક પંડિતો તેવા ગ્રંથોના અવલોકનથી પોતાને જ્ઞાની સમજે છે પરંતુ શાસ્ત્રોથી અને અનુભવથી સિદ્ધ થયું છે કે જ્ઞાનની ખરી કુંચી ગુરૂગમ્યજ છે. શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂ સિવાય ખરૂં આત્મજ્ઞાન કોઈને મળ્યું નથી. માટે દરેક જીજ્ઞાસુએ પોતે વર્ણાશ્રમ ધર્મો પ્રમાણે ચાલી સદ્‌ગુરૂને શરણે જવું કે જેથી સત્વર આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય. અગાઉના વખતમાં રામચંદ્રજી જેવા અવતારી મહાત્માઓએ પણ સદ્‌ગુરૂથીજ જ્ઞાન ગ્રહણ કર્યું છે.

આત્મજ્ઞાનને માટે અધિકારી થવાને પહેલ વહેલો દ્રઢ નિશ્ચય એ કે આત્મ સત્ય, જગત્ મિથ્યા અને ગુરૂનું વાક્ય એ જ સાધન સમજવું. તેમાં પ્રથમ ચિત્તનો એટલે મનનો નિગ્રહ કરવો જોઇએ. કારણ કે આત્મજ્ઞાનમાં મુખ્ય મનોનિગ્રહ એ પહેલું પગથિયું છે. મનોનિગ્રહ કરવો કઠણ છે. શ્રી વસિષ્ઠે કહ્યું છે કેઃ—

अप्यब्धिपानान्महतो मेरोरुन्मूलनादपि ।
अपिवह्न्यशनात्साधोत्रिषमश्चित्तनिग्रहः॥

સમુદ્રનું પાન કરવું હોય, મહા મેરૂનું ઉન્મૂલન કરવું હોય, અગ્નિનું ભક્ષણ કરવું હોય એ સર્વથી પણ ચિત્તનો નિગ્રહ ક-

अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ॥
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

मुक्तः संगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ॥
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ २६ ॥

---

રવો કઠિન છે. *અર્જુને પણ કહ્યું છે કે વાયુનો નિગ્રહ કરવો જેવો કઠિન છે તેવો મનનો નિગ્રહ કરવો પણ કઠિન છે. એટલું જ નહિ પણ સુદુષ્કર છે. અતિ કષ્ટે કરીને સધાય તે દુષ્કર છે. અને તેથી પણ અધિક કષ્ટવાળું તે સુદુષ્કર. એમ મનોનિગ્રહ વાયુ નિગ્રહથી પણ દુષ્કર છે. એનું કારણ એવું છે કે મન ઘણું ચંચળ છે. મન ગમે તેવી રીતે કબજે રાખ્યું હોય તો પણ ખશી જાય છે. એટલુંજ નહિ પણ પ્રમાથિ છે. એટલે ઇંદ્રિઓ માત્રને મથન કરી નાખે એવું છે. અર્થાત ઇંદ્રિયાદિથી પણ વશ ન થાય તેવું છે. તેમ સહજમાં ઇંદ્રિયાદિને ઉથલાવી પાડી વિહ્વળ કરે તેવું છે. એટલુંજ નહિ પણ ગમે તેવા સમર્થની પણ પ્રતિકુળ થઇ તેને તે પરાસ્ત કરે એવું બળવતર છે. માટે ઘણા જન્મોને અંતે આ મનુષ્ય દેહ મળ્યો છે અને તે મનુષ્ય દેહ નાશવંત છે. માટે [1]મનોનિગ્રહ કરવા તીવ્ર પ્રયાસ કરવો જેથી

---

* ગીતા અધ્યાય ૬ માં અર્જુને કહ્યું છે—( મણીલાલ નભુભાઇની ગીતા.

૧. મહા સમુદ્રને ઉલેચવાનું કમ કુશાગ્રે એક એક બિન્દુ લેઇ કરવા માંડતાં જે ધીરજ રાખવી પડે તેવી ધીરજથી ખેદ ન પામી પ્રયાસ કરતાં મનોનિગ્રહ થાય છે. નિગ્રહ થવામાં પણ અનેક વિક્ષેપ આવે છે. લય, વિક્ષેપ, કષાય ને રસાસ્વાદ એ ચાર સમાધિ દોષ છે. તેમાં નિદ્રાદિલય થાય તો જાગ્રત થઈ ચિત્તને સ્થિરતામાં લાવવું, સંકલ્પાદિ વિક્ષેપથી ખશી જાય તો તેને યુક્તિથી ઠેકાણે રાખવું, સંસાર ભોગની વાસના કષાયથી ભાવનામાં પડે તો જ્ઞાનદ્રષ્ટિથી તેની અનિત્યતાની ભાવના સામી ઉપજાવી આખરે મનોનિગ્રહ જે તીવ્ર પુરૂષાર્થથી થાય છે તે કરવા ચુકવું નહિ.

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ॥
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ॥
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥

---

જન્મનું સાફલ્ય થાય. વળી શ્રીમદ્ ભાગવત્ એકાદશ સ્કંધના નવમા અધ્યાયમાં કહ્યું છે કે, જ્ઞાન આપનારો એકજ ગુરૂ હોવો જોઇએ અને ગુરૂ પાસેથી જ્ઞાન સંપાદન કર્યા પછી પોતાની બુદ્ધિવડે ઉપદેશનાં અનુકુળ બીજાં દ્રષ્ટાંતો લઇ તે પ્રમાણે ચાલવા દઢ નિશ્ચય કરવો જોઇએ. નહિ તો જ્ઞાન સ્થિર થાય નહિ અને તેમાં વધારો પણ થાય નહિ. તેથી હમેશાં ગુરૂના વચનને સંભારી પોતાની બુદ્ધિ પ્રમાણે ઘણાં દ્રષ્ટાંતો લઇ પુરૂષાર્થ વધારવો, અને ગુરૂ પાસેથી મળેલા જ્ઞાન માર્ગને કદી છોડવો નહિ. તેથીજ જ્ઞાન સ્થિર થાય છે.

છાન્દોગ્ય ઉપનિષદ્‌માં ( સપ્તમ પ્રપાઠમાં ) ભૂમવિદ્યા વિષે પ્રસિદ્ધ છે. તેમાં એક એવા પ્રસંગની વાત છે કે, એક વખતે સનત્કુમાર પાસે શ્રી નારદમુનિ આવ્યા અને કહ્યું કે, હે ભગવાન! આત્મજ્ઞાની જે પુરૂષ છે તેને શોક થતો નથી અને હું શોક સહિત છું માટે અજ્ઞાન છું તો મને એવો ઉપદેશ કરો કે જેથી મારૂં અજ્ઞાન દૂર થાય. તે વખતે શ્રી સનત્કુમારે શ્રી નારદજીને કહ્યું કે હે નારદ! " ભૂમા " સર્વ શોક રહિત છે. સુખ રૂપ છે. " ભૂમા " કરતાં અલ્પમાં સુખ નથી કારણ કે તે અલ્પમાં અર્થાત્ તે શિવાય બીજામાં અધિક તૃષ્ણા છે, અને તૃષ્ણા છે એ દુઃખનું બીજ છે. " ભૂમા " થી ભિન્ન બધું તુચ્છ છે અને તે દુઃખનું સાધન છે. એ જ "ભૂમા" નામ બ્રહ્મનું છે. એ રીતે બ્રહ્મથી ભિન્ન જે વસ્તુ તે સકળ દુઃખનું સાધન છે. માટે ભૂમા શોક રહિત છે.

નારદ જેવા મહાન ઋષિને પણ ગુરૂની જરૂર પડે છે તો

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ॥
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥
प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ॥
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥३०॥

---

આપણે પણ મનુષ્ય દેહમાં અવતાર ધારણ કર્યો છે માટે એવા તત્ત્વવેત્તા ગુરૂ પાસેથી ઉત્તમ જ્ઞાન ( બ્રહ્મજ્ઞાન ) મેળવવા યત્ન કરવો.

એજ રીતે વળી શ્રી રામચંદ્રજીએ વસિષ્ઠ ગુરૂ પાસે તત્વ-જ્ઞાનનો બોધ લીધો હતો, અને એ બોધ શ્રવણ કરતાં પહેલાં "જગત્ મિથ્યા છે ને બ્રહ્મ સત્ય છે" એ નિશ્ચય રાખવા શ્રી રામચંદ્રજીને આગ્રહ કરી કહ્યું છે તે પ્રમાણે શ્રી રામચંદ્રજી તત્ત્વબોધ ગ્રહણ કરતી વખતે પરમ ગુરૂ પરમાત્મા રૂપ વસિષ્ટજી ઉપર શ્રદ્ધા રાખી શ્રવણ કરી શંકાનું સમાધાન કરતા અને મળેલા જ્ઞાનને મનન કરી આખરે મોક્ષ ધામને પામ્યા.

એક સમયે શ્રી વસિષ્ઠજી મુનીએ શ્રી રામચંદ્રજીને જે ઉપ-દેશ આપેલો છે તેનું કથન અલ્પ બુદ્ધિથી કરૂંછું:—

હે રામજી ! આત્મા નિરાખ્યાત છે તે ચારે ખ્યાતથી રહિત છે તેમજ તે આભાસ વગરનો છે અને ચારે ખ્યાત એના આ-ભાસ છે. ચારેના નામ (૧) આખ્યાત. (૨) વિપર્યખ્યાત. (૩) અસત્યાખ્યાત (૪) આત્માખ્યાત. આખ્યાત એટલે જ્ઞાન યાને સમજણ છે. કોઇ કહેશે કે હું કોણ તે હું સમજતો નથી એનું નામ આખ્યાત. પોતાની દેહેન્દ્રિયને જાણવું એનું નામ વિપર્યખ્યાત જગદ્ અસત્ય જાણવું એનું નામ અસત્યાખ્યાત. અને આત્માને ઓળખે છે તેનું નામ આત્માખ્યાત છે. એ ચારે આત્માના રજ માત્ર આભાસ છે. આત્મસત્તા નિર્વિકલ્પ, અચેતન, ચિન્હ માત્ર છે તેમાં વાણી નિગમ નથી. માટે જગત્ પણ તેજ રૂપ છે અને ઘનશિલાની માફક અચિંત્ય સ્વરૂપ છે.

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ॥
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥

अधर्मं धर्ममिति या मन्यते तमसा वृता ॥
सर्वार्थान् विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥

---

"હે રામચંદ્ર!" એક મોટી શિલા છે તેનો વિસ્તાર કોટી યોજન પર્યંત છે, અને તેનો કોઇ પણ ઠેકાણે અંત નથી. વળી તે શાલીગ્રામની માફક સુંદર છે. શાલિગ્રામ ઉપર જેમ શંખ, ચક્ર, ગદા, અને પદ્મની રેખા છે તેવીજ તેનાપર અનેક રેખાઓ છે. વળી તે વજ્રથી પણ વજ્ર છે, તેમ નિર્વિકાસ અને નિરાકાર છે. તેના ઉપર પૃથ્વી, તેજ, વાયુ અને આકાશ એ સર્વે રેખા છે.

રામજી પુછેછે—તે કોઇએ જોઇ છે? અને જોઇ છે તો હજુ આખી છે કે ભાંગી ગઇ છે?

શ્રી વસિષ્ઠજી—મેં તે જોઇ છે અને યત્ન કરશો તો તમે પણ જોઇ શકશો. એના શિવાય કોઈ બીજું છેજ નહિ. એટલે ભાંગવા અથવા તુટવાપણું તો હોયજ ક્યાંથી! વળી જગતના જેટલા પદાર્થો, પૃથ્વી, પર્વત, વૃક્ષ, જલ, તેજ, આકાશ, દેવતા, દાનવ, સૂર્ય અને ચંદ્રમા આદિ છે તે બધી તેની રેખાઓ છે.

રામચંદ્રજી—જ્યારે તે આદિ, અંત અને મધ્યથી રહિત છે ત્યારે તમે શી રીતે જોઇ શકયા?

વસિષ્ઠજી—એ તો પોતાના અનુભવથીજ જણાય છે. તેથી મેં તેમાં સ્થિર થઇ જોયું છે. હે રામજી! હું પણ તેની રેખા છું.

રામચંદ્રજી—એ કેવી શિલા છે, અને તેના ઉપર કઇ કઇ રેખાઓ છે તે કૃપા કરી યથાર્થ કહો.

धृत्या यया धारयते मनः प्राणेन्द्रियक्रियाः ॥
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी ॥ ३३ ॥
यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ॥
प्रसंगेन फलाकाक्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥

---

વસિષ્ઠજી—એ પરમાત્મા રૂપી શિલા છે. શિલારૂપ એટલા માટે કહ્યું કે એ મહાન ચૈતન્ય છે. એના વગર બીજું કશું છેજ નહિ. સર્વે ઠેકાણે એજ પ્રકાશે છે. એનાપર પંચ તત્વ રેખા છે, તે પણ એજ રૂપ છે. તેમાં એક મોટી રેખા આકાશ છે. તેમાં બીજાં બધાં તત્ત્વો રહે છે. બધા પદાર્થો આકાશમાં છે. હું પણ તેમાંજ છું અને તમે પણ તેમાંજ છો. પૃથ્વી, જળ, આકાશ વાયુ, તેજ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર આદિ બધાં પદાર્થો અને બીજાં કર્મો દેખાય છે તે બધાં બ્રહ્મરૂપ શિલાની રેખા છે, બીજુ કશું છેજ નહિ. હવે હે રામચંદ્રજી! જે પુરૂષ સ્વભાવ સત્તામાં સ્થિર થઇ રહે છે તેમને આ ચાર આખ્યાત કહ્યા છે, અને તે બધું તમે જાણુશો ત્યારે મોટા શબ્દથી બોલતાં છતાં નક્કી પાષાણુ શિલાની માફક મૌન રહેશો અને બધાને મૌન્ય દેખશો. ખાશો, પીશો, ઉંઘશો પરંતુ તમારો જે આત્મામાં નિશ્ચય છે તેમાંથી તમે જરા પણ ડગશો નહિ. જેવી રીતે પાષાણુ શિલામાં સ્ફુરણા થતી નથી તેમ તમે પણ રહેશો. હે રામજી! જરા જાગીને જુઓ, બધું તમારૂં રૂપ છે. મિથ્યા ભ્રમણુમાં પડી ભિન્ન ભિન્ન શું જુઓ છો! સર્વ શબ્દ અર્થ વગરના નથી. અને જે શબ્દના અર્થનો વિચાર છે તે સંકલ્પથી થાય છે. જ્યારે ચિત્તમાં આત્મ અભિમાન થાય છે ત્યારેજ સંકલ્પ થાય છે. તે ચિત્તને આત્માસાગરમાં લીન કરો. જ્યારે ચિત્તને આત્માસાગરમાં લીન કરશો ત્યારે જગત ભાસે છે તે બધું શાંત થઇ જશે, અને જગત કાંઇ વસ્તુ નથી. એમ નિ-

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ॥
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥ ३६ ॥

---

શ્રેય થશે. જ્યારે ચિત્ત શાંત થાય છે ત્યારેજ દ્વૈતકલ્પના મટી જશે. હે રામજી! આ મોક્ષનું શાસ્ત્ર મેં તમને કહ્યું. છે એના અર્થનો વિચાર કરીને સંકલ્પોને ત્યાગીને પરમાનંદ સ્વરૂપમાં લીન થાઓ.

આ પ્રમાણે શ્રી રામચંદ્રજી જેવાને પણ ગુરૂ વગર જ્ઞાન થયું નથી. અને આખું યોગવાસિષ્ઠ પણ એજ સાબીતી કરી આપે છે. માટે શુદ્ધ કર્મોથી પવિત્ર થઇ સદ્ગુરૂ દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવું.

હવે જ્ઞાનને માટે વિદ્યાની જરૂર છે. વિદ્યા ૧૪ પ્રકારની છે તે નીચે મુજબ છે.

ब्रह्मज्ञान रसायनं सुरधरं वेदं तथा ज्योतिषं ।
व्याकरणं च धनुर्धरं जलतरं मंत्रस्यकर्षोपरं ॥
विद्या वाहन वाजनं नह नृतं संबोधनचातुरी ।
विद्यानाम चतुर्दश प्रतिदिनं कुर्वंतुनोमंगलं ॥

તેમાં સૌથી શ્રેષ્ઠ ( ब्रह्मज्ञान ) બ્રહ્મવિદ્યા છે તેને પ્રાપ્ત કરવાના સાધનમાં ગુરૂ શિષ્ય સંવાદ.

तावद्गर्जन्तिशास्त्राणि जम्बुकाविपिनेयथा ।
न गर्जति महाशक्तिर्यावद्वेदान्तकेसरी ॥

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ॥
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ॥
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ॥
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

---

ब्रह्मरूप अरि ब्रह्मवित् ताकीबानी बेद ।
भाषा अथवा संस्कृत करत भेद भ्रम छेद ॥

શ્રીગણેશાયનમઃ

શિષ્ય કહે છે—હે સદ્ગુરૂ ભગવાન! હૃદય શુદ્ધ કેમ કરી શકાય?

હે શિષ્ય! ઉત્તમ કર્મોથી.

હે ગુરો! હૃદય શુદ્ધિની નિશાની શું છે?

હે શિષ્ય! પરમેશ્વરના ચરણમાં પ્રીતિ થવી.

હે ગુરો! પ્રીતિની નિશાની શું?

હે શિષ્ય! વિષયનો ત્યાગ.

હે ગુરો! સંસારથી કેમ તરાય?

હે શિષ્ય! આત્મજ્ઞાનથી.

હે ગુરો! આત્મજ્ઞાન કેવી રીતે થાય?

न तदस्ति पृथिव्यां वा दिवि देवषु वा पुनः।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥
ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ॥
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥
शमोदमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ॥
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥

---

હે શિષ્ય! ચાર સાધનોથી.

હે ગુરો! ચાર સાધનો કયા કયા?

હે શિષ્ય! પહેલું વિવેક, બીજું વૈરાગ્ય, ત્રીજું ષટ્સંપદા, અને ચોથું પરમ મોક્ષની ઇચ્છા.

હે ગુરો! એ ચારેનું સ્વરૂપ કેવું છે તે કૃપા કરી કહો.
હે શિષ્ય!

૧. વિવેક—આત્મા અવિનાશી અચળ, શરીર નાશવંત તથા ચળ છે.

૨. વૈરાગ્ય—બ્રહ્માથી તે આ લોક પર્યંત જે ભોગો છે તેમને કાકવિષ્ટાની માફક જાણી સર્વથા ત્યાગ કરવો.
૩. ષટ્સંપદા ( છ સાધન જેમાં છે ) શમ, દમ, ઉપરીત, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન.

હે શિષ્ય શમ—મનથી વાસનાનો ત્યાગ કરવો.
દમ—ઇંદ્રિઓની વૃત્તિઓને રોકવી.
ઉપરીત—મળેલા વિષયનો ( સમજીને ) ત્યાગ કરવો.
તિતિક્ષા—નિંદા, સ્તુતિ, ક્ષુધા, તૃષા, માન, અપમાન, સહન કરવું.

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ॥**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥**
**कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम्**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥**

---

*શ્રદ્ધા-જે [1]સદ્‌ગુરૂ, સંત, શાસ્ત્રોએ કહેલું છે તે સાચુંજ છે.

સમાધાન—ગુરૂએ કરેલા ઉપદેશને વિસારવો નહિ.

**(૪) મોક્ષની** ઇચ્છા-સંસારના બંધનમાંથી હું કયારે છુટીશ એવી હંમેશાં હૃદય વિષે ઇચ્છા રાખવી.

---

*શ્રદ્ધા ત્રણ પ્રકારની છેઃ- સાત્વિકી, રાજસી ને તામસી. એ શ્રદ્ધા સ્વભાવજ એટલે સ્વભાવથીજ થએલી હોય છે. "**आयुः कर्म च वित्तं च विद्या निधनमेव च पंचैतानि विलिख्यंते गर्भस्थस्यैवदेहिनः**" એ વચનમાં કહેલું છે તેમ પ્રાગ્ભવીય પુણ્યાપુણ્યાદિ સંસ્કાર તે સ્વભાવ જાણવો. અંતઃકરણ ગત જે સંસ્કાર એટલે પ્રાગ્ભવીય વાસના તેને લીધે શ્રદ્ધામાં ભેદ પડે છે. એમ અંતઃકરણના પોતાના ભેદે કરીને પણ શ્રદ્ધાભેદ થઈ આવે છે; અને જેની જેવી વાસના હોય, તે પ્રકારે શાસ્ત્રાર્થ ન જાણતાં પણ શ્રદ્ધા માત્રથી તે કર્મ કરે તેમાં તેની નિષ્ઠા સ્થિતિ જાણવી; કેમકે પુરૂષ જીવ છે તે શ્રદ્ધામય છે. શ્રદ્ધારૂપ છે તેથી જેની જેવી શ્રદ્ધા હોય તેવો તે થાય છે એ નિયમ છે. આ પ્રકારે શ્રદ્ધાનો ત્રિપ્રકારે નિયમ જાણવો. સાત્વિક સ્વભાવવાળો દેવતાનું યજન કરે છે, રાજસ સ્વભાવવાળો યક્ષ રાક્ષસાદિનું યજન કરે છે, ને તામસ સ્વભાવવાળા ભુત પ્રેતાદિનું યજન કરે છે.

૧. સદ્‌ગુરૂ—શિષ્યનું ભલું ઇચ્છનાર અને પ્રપંચાદિથી નિર્લેપ એવા હોય તેમના ઉપરજ શ્રદ્ધા રાખવી યોગ્ય છે. (વિશેષ ગુરૂ મહાત્મ્ય ગ્રંથોમાં જુવો.) અંધશ્રદ્ધા નકામી છે. ગુરૂ-તત્ત્વદર્શી એટલે યથાર્થ તત્વ-વિવેક જાણનાર, અવિદ્યા વિદ્યા ઇત્યાદિ વિવેકપુરઃસર પિંડ બ્રહ્માંડના ઐક્યને તત્ત્વદ્વારા ઘટાવી અનુભવમાં ઉતારનાર હોય તે શુદ્ધજ્ઞાનનો ઉપદેશ કરી શકે છે.

૨. કર્મ કાંડમાં આચાર મુખ્ય છે તેમ યોગાભ્યાસમાં યમ નિયમ

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥ ४५ ॥
यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ॥
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥ ४६ ॥

---

હે ગુરો ! યથાર્થ જ્ઞાનનું સ્વરૂપ શું ?

હે શિષ્ય ! આપણે આપણું જોવું તે.

હે ગુરો ! તે કેવી રીતે જોવું ?

હે શિષ્ય ! વિચાર કરી જોવું અને તે વિચાર આચારથી સુધરે છે માટે આચાર પ્રથમ પાળવો.

---

મુખ્ય છે. શ્રી માર્કંડેય પુરાણમાં કહ્યું છે કેઃ—

नाध्मातःक्षुधितःश्रान्तोन च व्याकुलचेतनः
युञ्जीत योगं राजेन्द्र योगसिद्ध्यर्थमात्मनः ।
नातिशीतेनचवोष्णेनद्वन्देनानिलान्विते
कालेष्वेतेपुयुञ्जीतनयोगंध्यानतत्परः ॥

આવા દોષો હોવાથી સર્વ વાતમાં મધ્યમ માર્ગે રહી જેમ વિક્ષેપ ન થાય તેમ સુખરૂપ વ્યવહાર કર્યાથી યોગ સાધી શકાય છે. અથવા યોગ્ય આહાર વિહાર રાખનારને, તેમજ કર્મ માત્રમાં યથાયોગ્ય ચેષ્ટા ( આચાર ) રાખનારને, તે સાધન જેમ સુખરૂપ થાય છે તેમ યોગ માર્ગે જનારને "યમ નિયમ" સાધન રૂપ થઈ દુઃખ માત્રની નિવૃત્તિ કરી શકે છે, માટે આચાર પ્રથમ ગણાય છે. અને તેનો સર્વેએ આશ્રય ક્રમે ક્રમે કરવો. દરેકને અનુકુળ પડે તેવો શાસ્ત્રે નિયમ ( આચાર ) બતાવેલો છે. માટે તેમ વર્તવા યત્ન કરવો ઉત્તમ છે. ( આચાર રોગી તથા વ્યવસાયવાળાને પણ અનુકુળ પડતો બતાવ્યો છે. )

૩. શ્રી વસિષ્ઠ મુનીએ ક્રમ નિગ્રહ આ પ્રમાણે બાંધ્યો છે.

उपविश्योपविश्यैव चित्तज्ञेन मुहुर्मुहुः ।
न शक्यते मनोजेतुं विनायुक्तिमनिन्दिताम् ॥
अङ्कुशेनविनामत्तोयथादुष्टमतङ्गजः ।
अध्यात्मविद्याधिगमःसाधुसङ्गमएवच ॥

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्व ष्ठितात् ॥
स्वभावनियतं कर्म वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥
सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ॥
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

---

૨ આચાર—आचार = आ + चर् + भावे घञ्। चरित्र। चाल-चलण मनु आदिए कहेलो स्नान आचमनादि व्यवहार.

આ ઠેકાણે આચારના બે ભેદ છે. "આચાર" અને "યમ નિયમ" બ્રહ્મવિદ્યાના જીજ્ઞાસુએ, "યમનિયમ" પાળવા અને કર્મ

---

वासनासंपरित्यागःप्राणस्पन्दनिरोधनं ।
एतास्तायुक्तयः पुष्टाः सन्तिचित्तजयेकिल ॥
सतीष्वेतासुयुक्तिषुहठान्नियमयन्ति ।
चेतस्तेदीपमुत्सृज्यविनिघ्नन्तितमोऽञ्जनैः

ચિત્તનો સ્વભાવ જાણનાર ગમે તેટલા પ્રયત્ન કરે પણ વિશુદ્ધ યુક્તિના જ્ઞાન વિના, અતિ દુષ્ટ અને મદોન્મત હાથી જેવું ચિત્ત વશ થઇ શકે નહીં. એનો મુખ્ય ઉપાય તો અધ્યાત્મવિદ્યા વિના બીજો નથી. (પણ જેમને એ વિદ્યાનો બોધ ન સમજાતો હોય તેમણે સાધુ સમાગમ રાખવો તે સાધુ કેવા કે જેના ગુણો શ્રીમદ્ ભગવત્ ગીતામાં વર્ણવેલા છે.) એનો અપરોક્ષાનુભવ થવાથી આત્માતિરિક્ત વસ્તુ માત્રનું મિથ્યાત્વ સિદ્ધ થતાં, ચિત્તને કોઇપણ આત્માતિરિક્ત વિષય રહે નહિ એટલે ચિત્ત સ્વતઃ જ શમી જઇ નિર્મૂળવત થાય. પણ જેમને એ વિદ્યાનો અનુભવ (બોધ) ન સમજાતો હોય કે ન સ્મરણમાં રહેતો હોય તેમણે સાધુ સમાગમ કરવો એ પણ એક ઉપાય છે. વળી શ્રીમદ્ભગવત ગીતાના ચતુર્થાધ્યાયમાં કહ્યા છે તેવા તત્ત્વવેત્તાનો સમાગમ પણ અધ્યાત્મ વિદ્યાના પરિશીલન ઉપરાંત રાખવો કે જેથી પુનઃપુનઃ સંસ્કાર દૃઢ થઇ અપરોક્ષાનુભવ ફળે કદાપિ વિદ્યામદાદિથી અહંભાવે ચઢી એમ કરવે અસમર્થ હોય તો તેણે વિદ્યા પરિશીલન ઉપરાંત વાસના ક્ષયને માટે પ્રયત્ન કરવો અને વાસના પણ બહુ પ્રબલ હોય તો, પ્રાણસંરોધન અર્થાત પ્રાણાયામ ગુરુક્ત

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ॥
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥
सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ॥
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥

ચીજ ચિત્તશુદ્ધિ કરનારને પરમાત્મા તરફનો નિશ્ચય કરી ( સર્વ કર્મ શ્રી ભગવાનને અર્પણ કરવા અર્થાત નિષ્કામ કર્મનીજવૃત્તિ રાખવી ) કર્મો કરનારે નીચે પ્રમાણે યોગ્ય આચાર પાળવા યત્ન કરવો.

આચાર માટે આ પ્રમાણે કહ્યું છે:-

' नित्याचाराः ' याज्ञवल्क्य ' श्रुतिः स्मृतिः सदाचारः स्वस्यचप्रियमात्मनः । सम्यक्सङ्कल्पजः कामो धर्ममूलमिदं स्मृतम् ॥ ( वसिष्ठः )—आचारः परमोधर्मः सर्वेषामिति निश्चयः। हीनाचारः परीतात्मा प्रेत्यचेह विनश्यति ॥ नैनं तपांसि न ब्रह्मनाग्निहोत्रं न दक्षिणा । हीनाचाराश्रितं भ्रष्टं तारयन्ति कथश्चन ॥ तपोदानोपवासेषुव्रतेषु नियमेषु च इज्याध्ययनधर्मेषु- योऽनासक्तः सनिष्क्रियः ॥ ( पराशरः ) संध्या स्नानं जपो होमः स्वाध्यायोदेवतार्चनम् । वैश्वदेवातिथेयश्च षट्कर्माणि दिने दिने ॥

માર્ગે આચરવો કે જેથી ધીમે ધીમે વાસના માત્રનો ક્ષય થાય. પ્રાણની ગતિ સાથેજ વાસનાનો સંબંધ છે માટે તેને રોધવાથી ( ગુરૂએ બતાવેલા માર્ગે રોકવાથી ) વાસના પણ ક્ષીણ થાય છે.

આવો વિવેક કરતાં અધ્યાત્મ વિદ્યા માટે એજ મુખ્ય ઉપાય સમજાય છે. પ્રાણાયામ માટે અભ્યાસ, અને વાસના ક્ષય માટે વૈરાગ્ય. એ બન્ને પુરૂષાર્થથી સિદ્ધ થાય છે તે શ્રી વસિષ્ઠે દ્રઢ કરી આપ્યું છે. માટે " અભ્યાસથી અને વૈરાગ્યથી ' યોગ સિદ્ધ થાય છે. એ બતાવેલા બન્ને માર્ગે નિષ્કામ કરનારને ફળ આપે છે ને તે પુરૂષાર્થથીજ સિદ્ધ થાય છે. ( અર્જુનને શ્રી ભગવાને કહ્યું છે કે તત્ત્વાભ્યાસ કરતાં પ્રારબ્ધ ભોગ બળવત્તર હોય તોપણ પ્રયત્નવાનથી સર્વ સિદ્ધ થઇ શકે છે. ) માટે ગૃહસ્થોએ વ્યવહારમાં રહીને) ' યમનિયમ ' જેમ યોગને માટે પ્રથમ પગથીઉં છે તેમજ ગૃહસ્થોને આચાર પ્રથમ પગથીઉં છે. " આચાર " પાળવા અનુકુળ પુરૂષાર્થ કરવો.

बुद्ध्याविशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ॥
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ॥
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥

(दक्षः) आचारः प्रथमो धर्मः श्रुत्युक्तः स्मार्तएवच। तस्मादेतत्समायुक्तं गृह्णीयादात्मनो द्विजः ॥ आचाराल्लभ्यते पूजा आचाराल्लभ्यते प्रजा आचारादन्नमक्षय्यं तदाचारस्यलक्षणम् ॥ आचारात्प्राप्यते स्वर्ग आचारात्प्राप्यते सुखम् । आचारात्प्राप्यते मोक्ष आचारात्किन लभ्यते ( तस्मात् )—चतुर्णामपि वर्णानामाचारोधर्मपालनम् ॥ आचारभ्रष्टदेहानां भवद्धर्म पराङ्मुखः॥ दुराचारोहि पुरुषो लोके भवति निन्दितः । दुःखभोगी च सततं रोगी चाल्पायुषी भवेत् ॥ ( दक्षः ) अनाश्रमी नतिष्ठेत दिनमेकमपि द्विज॥आश्रमेण विनातिष्ठन्प्रायश्चित्तीभवेद्द्विजः ( विष्णुपुराणे ) यत्कृते दशभिर्वर्षैस्त्रेतायां हायनेनयत् ॥ द्वापरे यत्तुमासे न अहोरात्रेण तत्कलौ ॥ तपसो ब्रह्मचर्यस्यजपादेश्च-फलंद्विजाः । प्राप्नोति पुरुषस्तेनकलिमाप्नोति मानवः ॥ कपर्दिकायाम्—यत्रैविद्यात्मकं कर्म श्रौतंतदभिधीयते । श्रुतिस्मृत्यात्मकं कर्मस्मार्तंचैवतदुच्यते ॥

याजुर्वेदोमखेऽध्वर्युर्होताऋक्शाखिकस्तथा ।
उद्गातासामवेदीच श्रौतंकर्मत्रिधास्मृतम् ॥

આચાર માટે (મણીલાલ નભુભાઇ દ્વિવેદીના) ચારિત્ર નામના ગ્રંથમાં કહ્યું છે કે જનમંડળના વ્યવહારમાં આચાર પાળવાની આવશ્યકતા છે એ ખરૂં છે પણ કેવળ બકવૃત્તિ શુદ્ધ આચારમાં લેશ પણ મારો આશય નથી. આચારથી મનુષ્યની આંતર વૃત્તિ સ્પષ્ટ જણાય છે. તેની પ્રકૃતિ ઘણામાં ઘણી પ્રિય હોય

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ॥
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥
ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ॥
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

તો તે સર્વનું કાંઈને કાંઈ ભાન થઈ આવે છે. પણ આવા સાહજિક આચાર વિના કૃત્રિમ આચારના નિયમ જનસમુદાય બાંધે છે. જેને "રીત" "લોકરીવાજ" "ફેશન" "એટીકેટ" કહેવામાં આવે છે તે એટલા બધા ઉપયોગના નથી. ઉત્તમ આચારનું મુખ્ય લક્ષણ વિનય અને આર્દ્રતા એ બેમાં સમાએલું છે. આચાર એ અંકુશરૂપ છે. જેમ જનમંડળમાં ભળતી વખતે પોતાની જાત, પોતાનું મન અને પ્રાણ ઉપર કાંઈ અંકુશ રાખવો જોઈએ, નહિં તો તેવા માણસ પાસે ઉભા રહેવું પણ રૂચે નહિં તેમ પોતાના શુદ્ધ અને દ્રઢ મને કરી જો પ્રથમ આચાર સુધારી કર્ત્તવ્યપરાયણ થાય તો સારા વિચારો પર આવી આખરે મોક્ષ માર્ગને પામે છે. માટે શુદ્ધ આચાર પાળવો એ ઘણોજ અગત્યનો છે.

॥ श्लोकः ॥ देहात्मबुद्धिजंपापं नतद्गोवधकोटिभिः ॥ आत्माहंबुद्धिजंपुण्य नभूतंनभविष्यति ॥ १ ॥ श्लोकः ॥ सत्संगेनपरंप्राप्य दुस्तरंतरतेचिरात् ॥ तस्मादतिप्रयत्नेन सत्संगंसततंकुरु ॥ १ ॥ यदाचर्मवदाकाशं वेष्टयिष्यन्तिमानवाः । तदादेवमविज्ञायदुःखस्यांतोभविष्यति ॥ इति श्रुतेः ॥ कुलंपवित्रंजननीकृतार्था ॥ वसुंधरा पुण्यवतीचतेन ॥ अपारसच्चित्सुख सागरेऽस्मिन् ॥ लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥ १ ॥ अथ प्रातःस्मरणस्तोत्रप्रारंभः ॥ प्रातःस्मरामिहृदिसंस्फुरदात्मतत्त्वं सच्चित्सुखंपरमहंसगतिं तुरीयं ॥ यत्स्वप्नजागरसुषुप्तमवैतिनित्यं तद्ब्रह्मनिष्कलमहं नचभूतसंघः ॥१॥ प्रातर्भजामिमनसोवचसामगम्यं वाचोविभांतिनिखिलायदनुग्रहेण ॥ यन्नेतिनेतिवचनैर्नि-

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ॥
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥ ५५ ॥
सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ॥
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥

---

गमा अवोचुस्तंदेवदेवमजमच्युतमाहुरग्र्यं ॥ २ ॥ प्रातर्नमामि-
तमसः परमर्कवर्णं पूर्णसनातनपदंपुरुषोत्तमाख्यं ॥ यस्मिन्निदं
जगदशेषमशेषमूर्तौ रज्ज्वांभुजंगम इवप्रतिभासितंवै ॥ ३ ॥
श्लोकत्रयमिदंपुण्यं लोकत्रयविभूषणं ॥ प्रातःकालेपठेद्यस्तु स-
गच्छेत्परमंपदं ॥ इति श्री भगवत्पादाचार्यविरचितं प्रातःस्मर-
णस्तोत्रंसंपूर्णम् ॥ अथ आत्मषट्कस्तोत्रमारम्भः ॥ मनो बुद्ध्य-
हंकारचित्तानि नाहं न च श्रोत्रजिव्हे न च घ्राणनेत्रे ॥
न च व्योम भूमिर्न तेजो न वायुश्चिदानंदरूपः शिवोऽहं शिवो-
ऽहम् ॥ १ ॥ अहं प्राणवर्गो न पंचानिला मे न तोयं न मे.
धातवो नैव कोशाः ॥ न वाक् पाणिपादौ न चोपस्थपायू चि-
दानंदरूपः शिवोऽहं० ॥ २ ॥ न मे द्वेषरागौ न मे लोभमोहौ
मदो नैव मे नैव मात्सर्यभावं ॥ न धर्मो न चार्थो न कामो न
मोक्षश्चिदानंदरूपः शिवोऽहं शिवोऽहम् ॥ ३ ॥ न पुण्यं न पापं
न सौख्यं न दुःखं न मंत्रो न तीर्थं न वेदा न यज्ञाः ॥ अहं
भोजनं नैव भोज्यं न भोक्ता चिदानंदरूपः शिवोऽहंशिवोऽहम्
॥ ४ ॥ न मे मृत्युशंका न मे जातिभेदः पिता नैव मे नैव माता
न जन्म ॥ न बंधुर्नमित्रं गुरुर्नैव शिष्यश्चिदानंदरूपः शिवो-
ऽहंशिवोऽहम् ॥ ५ ॥ अहं निर्विकल्पो निराकाररूपो विभु-
र्व्याप्य सर्वत्र सर्वेंद्रियाणि ॥ सदा मे समत्वं न मुक्तिर्नबंधश्चि-
दानंदरूपः शिवोऽहंशिवोऽहम् ॥ ६ ॥ इति श्री मच्छंकराचार्य
विरचितमात्मषट्कस्तोत्रं समाप्तम् ॥ अथात्मपंचक मारम्भः ॥

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ॥
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥
मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ॥
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ ५८ ॥

---

नाहं देहो नेंद्रियाण्यंतरंगं नाहंकारः प्राणवर्गो न बुद्धिः ॥ दारापत्यक्षेत्रवित्तादिदूरः साक्षी नित्यः प्रत्यगात्मा शिवोऽहम् ॥ १ ॥ रज्ज्वज्ञानाद्भाति रज्जुर्यथाहिः स्वात्माज्ञानादात्मनो जीवभावः ॥ आप्तोक्त्याहि भ्रांतिनाशे सरज्जुर्जीवो नाहं देशिकोक्त्याशिवोऽहम् ॥ २ ॥



## "બ્રાહ્મણ તથા પુરોહિતના ધર્મ."

અગાઉના વખતમાં જ્યારથી ચાતુર્વર્ણ્ય બંધાઇ ત્યારથી તે વર્ણોમાં બ્રહ્મણની તથા પુરોહિતની મહત્તા સૌથી અધિક મનાયેલી છે. બ્રાહ્મણ બ્રહ્માનું મુખ કહેવાય છે. મોટા ચક્રવર્તી રાજાઓ પણ બ્રાહ્મણની અર્ધ્ય ઘે પૂજા કરી હાથ જોડી આજ્ઞાધીનપણે વર્તતા હતા. આવી ઉત્તમ મહત્તા બ્રાહ્મણોએ પોતે નિષ્કામ વૃત્તિથી તથા અહંભાવ રહિત આચરણથી ઇશ્વરપરાયણ રહી મેળવી હતી એટલે તેટલા માનને તેઓ યોગ્યજ હતા. એવા બ્રહ્મદેવોના હાલના સંતાનોને જોઇએ તો આપણને સખેદ આશ્ચર્યજ લાગશે. ભીખ માગવી એ તો જાણે એમને પરવાનોજ મળ્યો હોય તેમ તે કાર્યથી તેઓ બીલકુલ શરમાતા નથી. "બ્રાહ્મણોના છોકરાને શી આપદા છે? કાંઇ ધંધો નહિ મળે તો ભીખ માગી ખાશે" આ વચન તો તેમની ગળથુથીમાં માતાઓએ નાનપણથીજ રેડી મુકયું હોય છે. એક દિવસ જમવાનું મળ્યું કે એક પાઇ દક્ષિણા મળી કે જાણે તે કૃતાર્થ થયો હોય એમ માની લે છે. પોતાના કર્મકાંડ કે પરધર્મનું તો તેને ભાનજ હોતું નથી.

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ॥
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥
स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ॥
कर्तुं नेच्छसियन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥

---

બ્રાહ્મણ શબ્દનો અર્થ તથા તે અર્થનું સાર્થક શામાં છે તે સંબંધી ઘણાંજ થોડા વિચાર કરે છે. અને જેઓ વિચાર કરે છે તેઓ તો તે પ્રમાણે વર્ત્તવા પ્રયત્ન કરતા નથી, તેથીજ આવી અધમ દશા પ્રાપ્ત થઇ છે. માટે બ્રાહ્મણોએ શાસ્ત્રોક્ત વિહિત કર્મો કરી પોતાની ગયેલી મહત્તા મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. અને એવું થશે ત્યારેજ આ ભારતવર્ષનો પુનરૂદ્ધાર થશે. જેવી મહત્તા બ્રાહ્મણોની હતી તેવીજ રાજાના પુરોહિતોની હતી. તેમની પણ આજે અધમગતિ થઈ છે. માટે હવે પછી બ્રાહ્મણોની ફરજ તથા પુરોહિતના કર્તવ્ય સંબંધી કાંઇ લખવું ઉચિત છે એમ ધારી શ્રી સરસ્વતી દેવીને નમન કરી બ્રાહ્મણોના ધર્મને વર્ણવુંછું. તેમાં પ્રથમ આજકાલ બ્રાહ્મણોમાં પ્રચાર ચાલે છે કે, બ્રાહ્મણોને દાન લેવું એ મુખ્ય ધર્મ છે એમ માની સમજ્યા વગર ગાડર્યો પ્રવાહ ચાલે છે, પણ તેમાં મહત્તાનું શું છે તે સમજી મારા પ્રિય બ્રાહ્મણ બંધુ પોતાની અસલ સ્થિતિએ આવવા સદ્ગુરૂની સહાય લઈ તે પ્રમાણે યત્ન કરશે એવી આશાએ આ વર્ણન કર્યું છે.

શ્રી "સત્ય."

## "બ્રાહ્મણોના ધર્મ તથા પુરોહિતની ફરજ."

ધર્મ એ ધૃ ધાતુ ઉપરથી યોજાએલોછે ધૃ એટલે ધારણ કરવું. શુ ધારણ કરવું ? "ધર્મ." ધર્મ એટલે ફરજ. આપણી ફરજો પાળવી તે આપણો ધર્મ એ કોઇ બીજી વસ્તુ નથી પણ આપણી ફરજોનો સમૂહ છે. જેમ ટેકા વગર ઘર રહેતું નથી તેમ મનુષ્ય જીવન વ્યવહાર ધર્મ વિના બરોબર ચાલી શકતો નથી.

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।।**
**भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ।। ६१ ।।**
**तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।।**
**तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ।। ६२ ।।**

ધર્મ એ સર્વનો ટેકો છે. જીવન વ્યવહારને સાંગોપાંગ ચલાવનાર ધર્મ છે. ફરજરૂપી યંત્ર છે. જેમ યંત્રનો કોઇપણ ભાગ તુટી ગયો હોય તો તે બરોબર ચાલતો નથી તેમ મનુષ્ય વ્યવહાર, એક પણ ફરજથી વિહીન થતાં ક્રિયાનુસાર ચાલતો નથી. એક વરાળયંત્રનું એન્જીન હજારો ખાંડી ભારના ડબા ખેંચી જાય છે તેમ મનુષ્ય વ્યવહારના દુઃખોના ભારને ધર્મરૂપી યંત્ર બરાબર ખેંચી જાય છે. ધર્મશીલનો સર્વ વ્યવહાર નિર્વિઘ્ને ચાલ્યો જાય છે. કદાચ દુઃખ આવતું હશે તો તેની ફરજોની પરીક્ષાને અર્થેજ.

ધર્મ છ પ્રકારના છે.

( ૧ ) વર્ણધર્મ—બ્રાહ્મણ લોકોએ સર્વદા મદ્ય માંસ ઇત્યાદિ અભક્ષ્ય પદાર્થોનો ત્યાગ કરવો તે.

( ૨ ) આશ્રમધર્મ—બ્રહ્મચારીએ હમેશાં અગ્નિની સેવા કરવી તથા ભિક્ષાનું અન્ન જમવું ઇત્યાદિ.

( ૩ ) વર્ણાશ્રમધર્મ–બ્રાહ્મણવર્ણના બ્રહ્મચારીએ હમેશાં ખાખરની સોટીનો દંડ રાખવો ઇત્યાદિ.

( ૪ ) ગુણધર્મ—શાસ્ત્રોક્ત વિધિથી રાજ્યાભિષેકને પામેલો ઇત્યાદિ ગુણવાન રાજાએ પ્રજાનું સંરક્ષણ કરવું.

( ૫ ) નિમિત્તધર્મ—શાસ્ત્રી એટલે ( science ) સાયન્સ. આપણો વૈદિક ધર્મ સાયન્સને આધારે રહેલો છે. આપણા ધર્મના નિયમો કુદરતનાજ નિયમો છે. માટે ગમે તે પંક્તિનો ગમે તે ધર્મ આપણા શાસ્ત્રના ધર્મો તથા કુદરતના નિયમોમાં ચાલશે નહિ, તો તે શિક્ષાને પાત્ર થશે. કારણ કે કુદરત સર્વને સરખીજ શિક્ષા કરે છે.

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ॥
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥
सर्वं गुह्यतमं भूयः श्रृणु मे परमं वचः ॥
इष्टोऽसिमे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥

(૧) સાધારણુધર્મ—જીવહત્યા ન કરવી, સત્ય બોલવું ઇત્યાદિ જે ધર્મો શાસ્ત્રોમાં કહ્યા છે તે બ્રાહ્મણથી તે ચાંડાળ સુધી સર્વને લાગુ છે.

ગુરૂએ ઉપનયન સંસ્કાર કર્યા પહેલાં છોકરાને યથેષ્ટ આચરણ તથા વિનયથી બોલતાં શીખવવું.

પરંતુ જનોઇ દીધા પછી સત્ કર્મોની શિખામણ દેવી તથા શૌચ ( પવિત્રતા ) શીખવવી. શૌચ તથા સત્કર્મ કરવાની જરૂર છે. અને પછી વેદાધ્યયન ઇત્યાદિ જરૂર શીખવવું. ધર્મ શાસ્ત્રમાં ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચારેનું વર્ણન કર્યું છે. તેમાં ધનવાનોને અને નિર્ધનને અનુકૂળ પડે તેવું બતાવ્યું છે.

ગુરૂ પાસે રહી તેમની અનુકૂળતા પ્રમાણે વર્તવું અને તેમનું વાચિક અને માનસિક હિત ચહાવું. વળી ગુરૂ જે જે હિતની વાતો કહે તે સાંભળવી અને જે જે માટે તે આગ્રહ કરી કહે તે તો અવશ્યજ કરવું. ઉપર પ્રમાણેના ધર્મોમાં મુખ્ય બ્રાહ્મણના ધર્મો નીચે પ્રમાણે છે. તથા પુરોહિતની શી ફરજો છે તેનું વર્ણન કરેલું છે.

બ્રહ્મને જાણનાર અર્થાત શ્રી હરિ પરમાત્માના નિયમોને અનુભવ કરી જેણે સિદ્ધ કરેલા છે તેને [1]બ્રાહ્મણ કહે છે. મહાન ગૌતમ ઋષિનું વાકય છે કે આપત્તિ કાળે બ્રાહ્મણે ઇતર જાતની પાસે વિદ્યા શીખવી ને ગુરૂની સેવા કરવી પણ ગુરૂ તો બ્રાહ્મણજ કહેવાય. ( ભાવાર્થ ) બ્રાહ્મણને યજન, અધ્યયન, અને દાન એ ત્રણ કર્મ તથા ધર્માર્થ તથા યાજન અને અધ્યાપન, એ પરમાર્થને માટે જાણવા. ( કદાચ ) યજ્ઞઆદિ આવશ્યક છે પણ પ્રતિગ્રહાદિક આવશ્યક નથી. વ્યવહારમાં કલેશ શાથી થાય છે

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ॥
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥

---

અને તેને દૂર કરવાના શા ઉપાય છે તે તથા ખરો ધર્મ કયો છે, તે જાણવા પ્રયત્ન કરે છે અને જાણ્યા પછી અનુભવે છે તે બ્રાહ્મણ છે, અને તે ધીરે ધીરે ઉપર કહેલા બ્રહ્મને જાણે છે.

ક્લેશના પાંચ પ્રકાર છેઃ—

( ૧ ) અવિદ્યા—આપણે કયાંથી આવ્યા, અને કયાં જઈશું તથા આપણું ખરૂ સ્વરૂપ કેવું છે એ વાતનું અજાણપણું તે.

( ૨ ) અસ્મિતા—પોતાનું વાસ્તવિક સ્વરૂપ અને સ્થિતિ જાણ્યા સિવાય "હું છું" એ રીતે જે "અહંપદ" માનવામાં આવે છે તે.

( ૩ ) રાગ—આ વસ્તુથી સુખ થશે એવું માની તે વસ્તુપર મનનું બહુ વેગથી દોડવું તે.

( ૪ ) દ્વેષ—આ વસ્તુથી દુઃખ થશે એવું માની તે ઉપર મનની નાખુશી તે.

( ૫ ) અભિનિવેશ—હરેક વાતનું ખોટું અભિમાન પકડી રહેવું અને માન્ય વસ્તુનું અમાન્યપણું તે.

બ્રાહ્મણને સત્ય રસ્તે ચાલવામાં ( મુલાક્ષર ) નીચે મુજબના નિયમો જાણવા અને તે દરેકને સમજાવવા ( જાણવા યોગ્ય ) અને તે પ્રમાણે વર્તવાના છે.

---

૧. ब्राह्मण-ब्रह्म ( वेदं ) शुद्धं परचैतन्यं वावेत्ति अधीतेवाअण्.

જે વેદ તથા શુદ્ધ ચૈતન્યને જાણે છે, અથવા તે જાણવા અભ્યાસ કરે છે તે.

" ब्रह्मण अपत्यंअण् " ब्रह्माना सन्तान ( મુખથી ઉત્પન્ન થયા છે ) વિપ્ર.

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ॥
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥
य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ॥
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥

અહિંસા—પ્રાણી માત્રને દુઃખ ન દેવું તે.

સત્ય—ખરૂ બોલવું અને બીજાને પ્રિય લાગે એવું બોલવું. (સત્ય હોય પણ અપ્રિય હોય તો તે બોલવું નહિં.)

અસ્તેય—જે આપણને આપેલું નથી તે ન લેવું.

શૌચ[1]—સવારથી સાંજ સુધી હમેશાં પોતાના અવયવોને જરૂરની રીતે સ્વચ્છ રાખવાં તે. અને શરીર અને મન શુદ્ધ તથા ઇંદ્રિય નિગ્રહ-આંખ, નાક, કાન, જીભ, અને ત્વચા એ પાંચ જ્ઞાન ઇંદ્રિયો તથા વાણી, હાથ, પગ, અને બે ગુહ્ય સ્થાન, એ પાંચ કર્મ ઇંદ્રિઓએ બન્ને મળી દશ ઇંદ્રિયો પોતાના વશમાં રાખવી તે.

દાન—પોતાની શકિત અનુસાર દુર્બળ પ્રાણીને અન્નજળ આપી તેમનું દુઃખ દૂર કરવું તે.

દમ—અંતઃકરણને સ્વાધીન રાખવું તે.

દયા—સંકટમાં પડેલા પ્રાણીનું રક્ષણ કરવું તે.

ક્ષમા—પોતાનો બગાડ થયો છતાં ક્રોધ વિગેરે વિકાર થાય નહિં તે.

ઉપર પ્રમાણેના સાતે ધર્મો પાળી બ્રાહ્મણે પોતાની આજીવિકા નીચે પ્રમાણે મેળવવી એ ઉત્તમ છે.

કુશળ કહેતાં કોઠી અને કુંભી કહેતા માટલી એટલા ધાન્યનો સંગ્રહ કરે, અને કુંભી ધાન્યમાં પોતાના કુટુંબનું પોષણ ના થઇ શકે તો બાર દિવસના ધાન્યનો સંગ્રહ કરવો.

---

૧. બ્રાહ્મણજાતી, "ब्रह्म जानाति ब्राह्मणः" પર બ્રહ્મને જાણવાવાળા. शौच-शुचे र्भावः अण्, शुद्ध, (સફાઇ) પવિત્રતા, નિન્દિતોનો સંગ ન કરવો અને આપણા ધર્મમાં રેહેવું તે પણ શૌચ.

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ॥
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥
अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ॥
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥

---

છ દિવસ સુધીના ધાન્યનો સંગ્રહ કરવો અથવા ત્રણ દિવસના ધાન્યનો સંગ્રહ કરવો. અને ઉત્તમ તો એ કે આજનાજ દિવસનો સંગ્રહ કરે. આવતી કાલે શું કરીશું તેનો વિચાર ન રાખે તેજ બ્રાહ્મણ થવાને અધિકારી છે. પણ કાળબળને અનુસરી માત્ર સંતોષી થવું અને બહુ લોભ ન કરતાં થોડે પણ રાજી થવું.

"બ્રાહ્મણે દાન ન લેવું."

બ્રાહ્મણો દાન લે તો તેનું બ્રહ્મ તેજ ઘટી જાય છે. અને દાન લેવું તો તે પરમાર્થ થતો હોય અને પોતાને આપત્તિ જેવા વખતે જરૂરીનું દાન લેવું અને તે પણ દાનનો વિધિ સમજીને દાન લેવું, વિધિ જાણ્યા વગર કદાપિ મરણ થતું હોય તો પણ દાન ન લેવું.

સોનાનું તથા ઝવાહીરનું દાન લીધાથી દાન લેનારનું આયુષ્ય તથા ખાધેલું અન્ન બળી જાય છે, પૃથ્વી તથા ગાયનું દાન લેવાથી શરીર બળી જાય છે, ઘોડાનું દાન લેવાથી નેત્ર બળી જાય છે, વસ્ત્રનું દાન લેવાથી ચામડી બળી જાય છે, ઘીનું દાન લેવાથી વીર્ય જતું રહે છે, અને તેલનું દાન લીધાથી પ્રજાનો નાશ થાય છે.

અવિદ્વાન બ્રાહ્મણે થોડું પણ દાન લેતાં ડરવું; કારણ કે દાન લેનાર માણસ કીચડમાં ફસેલી ગાય જેવો છે. ધર્મ અથવા કુટુંબને અર્થે પીડા પામનાર બ્રાહ્મણે સોના રૂપા સિવાય ધાન્ય, વસ્ત્રનું દાન ( દાન તરીકે નહિ પણ નિર્વાહ માટે ) લેવું. તથા

श्रद्धावाननसूयश्च श्रृणुयादपि यो नरः ॥
सोऽपि मुक्तःशुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणा ॥ ७१ ॥
कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ॥
कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ ७२ ॥

---

યજ્ઞ-યાગ માટે ધન વિગેરે જોઈએ તો ક્ષત્રિય વર્ણના રાજા પાસેથી માગી લેવું. પણ તે રાજા * જો લોભી તથા આપવાને નાખુશ હોય તો લેવું નહિ.

अनाज्ञातेषु धर्मेषु कथंस्यान्निश्चयो वद ।
यंशिष्टा ब्राह्मणा ब्रूयुः सधर्मस्यादशङ्कितः ॥

કોઈ વખતે શાસ્ત્રને વિષે એવી શંકા થાય છે કે શાસ્ત્રમાં સામાન્ય વિધિ કહ્યો છે, પણ વિશેષ વિધિ કહ્યો નથી. માટે શાસ્ત્રમાં જેને માટે કહ્યું ન હોય તેનું શુ કરવુ ? તેનો જવાબ એટલો કે વિદ્વાન શિષ્ટ બ્રાહ્મણો વિચાર કરીને ધર્મનું લક્ષણ બતાવે તેજ ધર્મ જાણવો.

શિષ્ઠ બ્રાહ્મણ—જે વેદ તથા વેદના અંગ એટલે મીમાંસા, ન્યાય, ધર્મ, શાસ્ત્ર અને પુરાણ વગેરેના અર્થ બરોબર કરી શકે એવા હોય અને વેદમાંથી ધર્મનું પ્રત્યક્ષ પ્રમાણ શોધી આપે તે શિષ્ઠ બ્રાહ્મણ જાણવા. પ્રત્યક્ષ કરી આપવાને એ શ્રુતિ કારણરૂપ છે.

" બ્રાહ્મણોના મોક્ષના સાધન."

વેદાભ્યાસ (વેદ ભણી અર્થ સમજવો)-તપ (કૃચ્છ ચાંદ્રાયણાદિ) જ્ઞાન (બ્રહ્મને ઓળખવું) ઇંદ્રિય સંયમ (ઇંદ્રિયો

---

* શ્રદ્ધા વગરના રાજા પાસેથી યજ્ઞને માટે "પણ" દાન લેવું નહિ-કારણ કે યજુર્વેદની સંહિતાના અધ્યાય ૧૯ માંના મંત્ર ૩૦માં કહ્યું છે કેઃ—

व्रतेन दीक्षा माप्नोति दीक्षयाप्नोति दक्षिणाम् ॥
दक्षिणया श्रद्धामाप्नोति श्रद्धया सत्यमाप्यते ॥

॥ अर्जुन उवाच ॥

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ॥
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

વશ કરવી ), અહિંસા ( કોઇ પણ પ્રાણીને દુઃખ ન દેવું ), ગુરૂસેવા (ગુરૂપર પ્રેમ વૃત્તિ રાખવી ) એ સોમાં આત્મજ્ઞાન ઉત્તમ છે. અને તે વેદના અભ્યાસથી સાચું અને સરલરીતે સમજાય છે અને ત્યાર બાદ અભ્યાસથી તેને પ્રાપ્ત કરી શકાય છે.

## "પુરોહિતના લક્ષણ."

[1]પુરોહિત રાજાને ખરાબ રસ્તે જતાં રોકનાર, સારે રસ્તે દોરનાર અને તેમ ન ચાલે તો તેમને પ્રાયશ્ચિત આપનાર છે. તેમજ રાજાનું, પોતાનું તથા તેના રાજ્યનું કલ્યાણ થવું પુરોહિતના ઉપર આધાર રાખે છે. મહાભારતના શાન્તિપર્વમાં કહ્યું છે કેઃ—

योगक्षेमंहिराष्ट्रस्य राजन्यायतमुच्यते ॥
योगक्षेमंहिराज्ञश्च समायत्तं पुरोहिते ॥

રાજ્યનું કલ્યાણ રાજાના હાથમાં છે અને રાજાનું કલ્યાણ પુરોહિત ઉપર છે. પુરોહિત સારો રસ્તો બતાવનારો તથા નઠારા રસ્તાથી પાછો ફેરવનારો હોવાથી રાજાનો ગુરૂ અને રાજાની સત્તા નીચે રહેવાથી તેની પ્રજા છે અને પ્રજાનો ગુરૂ અને બંધુ એમ બન્ને છે. તેમજ રાજાને પ્રાયશ્ચિત આપનાર તથા વખત પડે તો તેને પતિત કરવા સમર્થ હોવાથી ધર્મનો રક્ષક છે, અને રાજાની કે રાજ્યની ઉપર કાંઇ સંકટ આવતું હોય તો તેનું

---

१. पुरोहित, पुरः ( अग्रे ) द्रष्टा द्रष्टफलेषु कर्म्मासुधीयते असौ धा + क लौकिक वा परलौकिक कामोंमें जिसे आगे किया जाता है राजाओंके परलोकके कामोंमें आगे किया हुआ जन आगे किया हुआ यज्ञयादि कर्म्म करानेहारा.

॥ संजय उवाच ॥

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ॥
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

---

નિવારણ કરનાર હોવાથી બધાનો પાળક છે માટે તે શુદ્ધ બ્રાહ્મણ હોવો જોઇએ. તે અર્થ સાથે પ્રયોગ ઇત્યાદિ ક્રિયા વિગેરે જાણ-નાર તથા કર્મનો અધિકારી, અને તે પ્રમાણે કર્મ કરનાર, ધર્મ, શાસ્ત્ર, તથા નીતિશાસ્ત્રમાં કુશળ, વખતને જાણનારો, સાચું બોલનાર, સારૂ આચરણ કરનાર ને શુદ્ધ હોવો જોઇએ. શ્રી મહાભારતના વનપર્વમાં પણ કહ્યું છે કેઃ—

जयश्चनियतोराज्ञः स्वर्गश्च तदनंतर ॥
यस्यस्याद्धर्मवित्प्रज्ञः पुरोधाःशीलवान् शुचिः ॥
पुरोहितमतेतिष्ठेद्यइच्छेद्धितमात्मनः ॥

જે રાજાનો પુરોહિત સારૂં આચરણ કરનાર ને પવિત્ર હોય તે રાજા આ લોકમાં વિજય ને કીર્તી મેળવે છે ને પરલોકમાં અનંત સુખને ભોગવે છે. રાજાને પોતાનું કલ્યાણ થાય એવી ઇચ્છા હોય તો પુરોહિતના કહેવા પ્રમાણે ચાલવું જોઇએ.

યાજ્ઞવલ્કય મુનિનું વચન છે કે,

पुरोहितं प्रकुर्वीत दैवज्ञमुदितोदितं ।
दंडनीत्यां च कुशलमाथैर्व्यांगिरसे तथा ॥

જો પુરોહિત યથાર્થ ગુણવાળો ન હોય તો આ વચન પ્રમાણે તેને સભાસદોના બહુ મતથી દુર કરવો અને તરતજ બીજો પુરોહિત નીમવો.

વળી મહાભારતના શાન્તિપર્વમાં કહ્યું છે કે,

यएवतुसतोरक्षेदसतश्चनिवर्त्तयेत् ॥
सएवराज्ञाकर्तव्यो राजन् राजपुरोहितः ॥

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ॥
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥
राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ॥
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

---

રાજપુત્રને નીતિ શિક્ષણ આપી સંતોષ કે વૈરાગ્ય ઉપજાવ્યા વગર ધર્મને ન છોડતાં અર્થ, કામ, સમ્પાદન કરી ઇંદ્રિય દમન કરવાની શિખામણ પુરોહિતે આપવી.

રાજાની મોટી સભામાં ને ગુપ્ત સભામાં પુરોહિતે બેસવું અને અધર્મની સભાને ન અનુસરી સાહસ ભરેલી સલાહથી રાજાને બચાવવો.

રાજા નાની ઉમરનો હોય તો રાજ્ય નિયમાનુસાર ચલાવવામાં પુરોહિતે ભાગ લેવો જોઇએ અને રાજાના શરીરને જાળવવાની કાળજી રાખવી જોઇએ.

## 'પુરોહિતની વાત'

( કીર્તિમંદિરમાંથી ઉતારો. )

સત્તરમી સદીમાં મેવાડના રાણા પ્રતાપસિંહ કે જે અકબર જોડે લડાઇ કરવામાં પ્રખ્યાત હતા, તે તેમની બાલ્યાવસ્થામાં એક વખતે પોતાના ભાઇ સુજનસિંહ સાથે જંગલ મધ્યે શિકાર કરવા ગયા હતા ત્યાં શિકાર કર્યા પછી તે બન્નેમાં નજીવો વિગ્રહ થયો, તે એ કે પ્રતાપસિંહે કહ્યું કે મેં શિકાર કર્યો છે ત્યારે સુજનસિંહે કહ્યું કે મારા બાણથી થયો છે. આ રસાકસીમાં બન્નેના મનમાં મહાન ક્રોધ સાથે દ્વેષ થઇ ગયો, અને આખરે થોડા દિવસ પછી એક વખત પ્રતાપસિંહ અશ્વને અનેક રીતે પોતાની આવડતો અનુભવી ખેલાવતો હતો ત્યાં તેનો નાનો ભાઇ સુજનસિંહ આવી પહોંચ્યો. દ્વેષના આવેશમાં પ્રતાપ-

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ॥
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥

સિંહ બોલી ઉઠયો કે આપણી શિકારની તકરાર આજે પુરી કરીએ, તે એવી રીતે કે આપણે બે જણુ તરવારથી યુદ્ધ કરીએ. બન્ને જણુ યુદ્ધ કરવા તૈયાર થયા અને રણુભૂમિમાં યુદ્ધ કરવા મચી ગયા. તે વખતે તેમના પુરોહિત જોડે હતા. તેમણે વિચાર કરી બન્ને જણુને બહુ સમજાવ્યા પણુ તેઓએ માન્યું નહિ, અને યુદ્ધ મહા ભયંકર અને સાહસ થાય એવા સ્વરૂપ પર આવી ગયું. આથી પુરોહિતે વિચાર કર્યો કે રાજ પુત્રો બહુ શૂરવીર છે. અને જો રસાકસમાં બન્નેનો નાશ થઇ જશે તો પૃથ્વી ઉપર આવા વીર્યવાન પુત્રની ખોટ પડશે માટે મારા પ્રાણુ જવાથી પણુ એમનો બચાવ કરવો, એમ ધારી પોતે તેમને યુદ્ધ ન કરવા ઘણુંએ સમજાવવા લાગ્યા, પણુ આખરે ન માનવાથી 'યુદ્ધ બંધ નહિ કરો તો તમારે માથે પાપ' એમ કહી ત્યાં કટાર ખોશી પોતાનો પ્રાણુ આપ્યો. આથી બન્ને જણુમાંથી પ્રતાપ એકદમ લડાઇ કરતાં રોકાયો અને સુજનને કહ્યું કે તું અહીંથી ચાલ્યો જા, તારૂં મોં ન દેખાડીશ. સુજન નમીને ચાલ્યો ગયો.

જેણે રાજ્યવંશ બચાવવાને પોતાનો પ્રાણુ પણુ અર્પણુ કર્યો એવા પુરોહિતને ધન્ય છે. તેણે મરણુથી પણુ પોતાનો ધર્મ અધિક ગણ્યો. આવા આધુનિક બનેલા બનાવથી પુરોહિતની મહત્તા કેવી હતી તે સમજાશે.

## ॥ अथ ब्रह्मकर्म विचारः ॥

'ब्रह्मकायस्य लक्षणम्' भगवान्धन्वन्तरिः ।
शौचमास्तिक्यमभ्यासोवेदेषु गुरुपूजनम् ।
प्रियातिथित्वमिज्या च ब्रह्मकायस्य लक्षणम् ॥

ભગવાન ધન્વન્તરિ બ્રાહ્મણુ દેહના લક્ષણુ નીચે મુજબ આપે છેઃ—" પવિત્રતા, ઇશ્વર ઉપર વિશ્વાસ, વેદાભ્યાસ, ગુરૂપૂજા

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ॥
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णा०
संन्यासयोगो नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥

'અતિથિ' એટલે પરોણા—અભ્યાગત—એની સેવા વિષે ભાવ અને યજ્ઞયાગાદિ કરવા કરાવવા વિષે તત્પરતા."

'ब्राह्मण लक्षणम्' आह्निककारिकानु—

शान्ताः सन्तः सुशीलाश्च सर्वभूतहितेरताः ।
क्रोधं कर्तुं न जानन्ति एतद्ब्राह्मणलक्षणम् ॥

"આહ્નિક એટલે દિનકૃત્ય અથવા દિનચર્યાના' 'કારિકા' કહેતા વિવરણના શ્લોકોમાં બ્રાહ્મણ લક્ષણ નીચે પ્રમાણે આપેલા છે:—શાન્ત એટલે ગભરાઈ ન જનારા, સારા, સારા 'શીલ' એટલે આચરણવાળા, બધા પ્રાણીઓના કલ્યાણ વિષે તત્પર તેમજ 'ક્રોધ' રીસ કરવાનું નહીં જાણનારા.

सन्ध्योपासनशीलश्च सौम्यचित्तोदढव्रतः ।
समः परेषु चस्वेषु एतद्ब्राह्मण लक्षणम् ॥

બીજું "સન્ધ્યોપાસન કરનારો, દયાર્દ્ર ચિત્તવાળો નિયમથી ન ચળનારો તેમજ જેમ પોતાના માણસો સાથે વર્તે છે તેવીજ રીતે પારકાઓ સાથે વર્તનારો."

एकाहारश्च सन्तुष्टः स्वल्पाशी स्वल्पमैथुनः ।
ऋतुकालाभिगामी च एतद्ब्राह्मण लक्षणम् ॥

એકવારના જમણથી પણ સન્તુષ્ટ એટલે ખુશી રહેવું, થોડું ખાવું, રતિ ભોગ પણ થોડો કરવો ને તે પણ સ્વભાર્યાના ઋતુની પહેલી સોળ રાત્રીમાંજ (પર્વણી વર્જ્ય કરીને).

परान्नं परवित्तं च पथिवा यदि वगृहे ।
अदत्तं नैवगृह्णाति एतद्ब्राह्मण लक्षणम् ॥

ઘરમાં અથવા રસ્તામાં પારકાનું અન્ન અને દ્રવ્ય તેના આપ્યા વિના લેવું નહીં એ પણ બ્રાહ્મણ લક્ષણ છે.

सत्यं ब्रह्म तपो ब्रह्म ब्राह्मचेन्द्रियनिग्रह: ॥
सर्वभूतदया ब्रह्म एतद्ब्राह्मण लक्षणम् ॥

સત્યને, તપને, ઇન્દ્રિયને વશ રાખવાને તેમજ પ્રાણીમાત્ર પર દયા કરવી તેને 'બ્રહ્મ' એ સંજ્ઞા છે. એ બધી વસ્તુઓ પાસે હોવી એ બ્રાહ્મણ લક્ષણ છે.

वसिष्ठः—योगस्तपोदमो दानं सत्यं शौचं दयाश्रुतम् ।
विद्याविज्ञानमास्तिक्यमेतद्ब्राह्मणलक्षणम् ॥

"યોગ" એટલે મનની ઉર્મીઓનો રોધ, તપ, દમ દાન, સત્ય શૌચ એટલે પવિત્રતા તેમજ વિદ્વતા 'વિજ્ઞાન' એટલે વેદાન્ત શાસ્ત્રનું જ્ઞાન અને સર્વદા ઇશ્વર ઉપર વિશ્વાસ હોવો આ બધા બ્રાહ્મણનાં લક્ષણ છે.

श्री "सत्य"

॥ श्री सत्यसद्गुरुभ्योनमः ॥

## ॥ श्रीराममाहात्म्यम् ॥

राम रामेति रामेति रमे रामे मनोरमे ॥
सहस्रनाम तत्तुल्यं राम नाम वरानने ॥ १ ॥
श्री राम रामरामेतिये जपन्ति च सर्वदा ।
तेषां मुक्तिश्चभुक्तिश्च भवत्येवनसंशयः ॥ २ ॥

### श्रीहरिमाहात्म्यम् ।

विपरीतेषुकालेषुपरिक्षीणेषुबन्धुषु ।
त्राहिमां कृपया कृष्ण शरणागत वत्सल ॥ १ ॥
कृष्णाय वासुदेवाय देवकीनंदनायच ॥
नंदगोपकुमाराय गोविन्दाय नमोनमः ॥ २ ॥

મારા પરમપૂજ્ય બ્રાહ્મણો તથા પુરોહિતો આ કાર્યને મહત્વનું સમજી જીર્ણોદ્ધાર કરવા યત્ન કરશો તોજ આપણા જન્મનું સાફલ્ય થશે.

હે શુકશૌનક ઋષિઓ! હે દેવના દેવ પરમાત્મા! આપની કૃપા વગર આ મહાન કાર્ય બનવું સંભવિત નથી. માટે ધર્મના રક્ષણાર્થે મહાન્ યશસ્વી કોઇ રાજનને આ ભારત ભૂમીપર જન્મ આપી ધર્મનું રક્ષણ કરાવો.

સાંપ્રત કાલમાં તારીખ ૧ ઑગષ્ટ ૧૯૦૪ ને સોમવારના સાંજ વર્તમાનમાંથી મેવાડના રાજાના હુકમનો ઉતારો.

'બ્રાહ્મણો સંધ્યા ન કરે તો દાન ન આપવું.'

મેવાડના રાજાના કુટુંબમાં થોડા દિવસ ઉપર લગ્ન થયા હતાં, જેની ખુશાલીમાં કેટલાક કરો કાઢી નાખવામાં આવ્યા હતા અને કેટલાક બીજા ફરમાનો કાઢવામાં આવ્યા હતા. તેમાં એક હુકમ એવો હતો કે જે બ્રાહ્મણો સંધ્યાવંદન ન કરે તેને દાન આપવું નહિ. ખરેખર આ વખતે આવા નરોની જરૂર છે. અને તે વગર કોઇપણ રીતે ઉદ્ધાર થવાનો સંભવ નથી. માટે પ્રભુ કૃપાવાન થઈ એવા રાજેન્દ્રને 'સત્ય' બુદ્ધિ આપી અમને કૃતાર્થ કરો.

આગળ ભોજરાજાએ પણ બ્રાહ્મણોના રક્ષણ માટે (બ્રાહ્મણો વિદ્વાન થાય માટે) જે નવો શ્લોક બનાવી લાવે તેને સવાલાખ ટકો બક્ષિશ કરવો એવો નિયમ રાખ્યો હતો. તેમ તેઓ ધર્મનું પરિપૂર્ણ પાલન કરતા હતા. હે પ્રભુ! એવા સુરક્ષિ વીરોને જન્મ આપો એવી અમારા જેવા પામરોની નમ્ર વિનતિ છે.

આ વખતે શ્રી રામચંદ્રજી જેવા *રામરાજા થાઓ અને

---

*(કલ્પિત) એક દૃષ્ટાંત શિખામણ રૂપ હોવાથી લીધું છે શ્રી રામચંદ્રજીના રાજ વખતે એક સન્યાસીએ પોતાની બેદરકારીથી પોતાનું જલપાત્ર સાચવ્યું નહિ તેથી તેમાં એક શ્વાને મોઢું ઘાલી તે પાત્રને અપવિત્ર કીધું. તેથી તે સંન્યાસી મહાત્માએ ગુસ્સે થઈ પેલા શ્વાનને લાકડીનો પ્રહાર કર્યો તે શ્વાને રામચંદ્રજીને ફરિયાદ કીધી તેથી શ્રી રામચંદ્રજીએ ન્યાયાસને

**સદ્ધર્મનું પાલન કરો. હે પ્રભુ ! બ્રાહ્મણોની સ્થિતિ દિન પર દિન પડતિમાં આવે છે. કારણ અર્થને સમજ્યા વગર તેઓ પોતાનું જીવન વ્યય કરે છે. એક સબળ દ્રષ્ટાંત ધ્યાનમાં લેવા જોગ છે. હાલમાં સ્વસ્તિનો અર્થ માત્ર દક્ષણા લેવી અને તે બ્રાહ્મણનેજ અધિકાર છે, પણ તે સમજ ફેર છે. માટે લક્ષ દઇ વાંચો.**

---

બેસી રહેલા સંન્યાસીને બોલાવી સંન્યાસીને કહ્યું કે તમો આશ્રમમાં ઉત્તમ એવા પૂજ્ય છો. પણ આ વખતે તમો પ્રજામાં વસતા શ્વાનની ક્રિયાદથી તમો ગુન્હેગાર તરીકે છો અને આશ્વાનની હકીકત જોતાં ન્યાય તમોને એમ કહે છે કે તમારી બેદરકારીને લીધે આ મુંગા પ્રાણીને બીન ગુન્હેગાર ગણી તમને ફરી જન્મની શિક્ષા કરવામાં આવે છે. હા ! હા ! કેવો ન્યાય, આપણે આપણો ધર્મ સાચવવો. કોઇના ઉપર આધાર રાખવો નહીં.

આ ઉપરથી શ્રી પરમાત્મા દયાળુને વિનતિ સાથે અરજ કરીએ છીએ કે આવા કર્તવ્યપરાયણ કરવા આવા ન્યાયી રાજાની જરૂર છે. (જો કે હાલમાં આપણાપર રાજ કર્તા ન્યાયી રાજા થઈ પોતાનો ધર્મ પાલન કરવાને કોઇને અડચણ રૂપ થતા નથી છતાં આપણે તે પ્રમાણે ચાલતા નથી, માટે આપણી ભૂલ છે. અને દેશી રાજાઓ કે જેના આશ્રયથી બ્રાહ્મણોનું પાલન થાય છે તેઓને પ્રભૂ સત્યબુદ્ધિ બક્ષે જેથી સારરૂપ ધર્મનું પાલન કરાવે અને કર્તવ્ય પરાયણ થાય.)



श्री "सत्य"

(એક વખતે ગુજરાતી ન્યુસમાં આ બાબતની શંકા કોઇ વિ-
દ્વાન વર્ગે છપાવેલી તેનો ઉતારો છે.)

॥ श्री सद्गुरुभ्योनमः ॥

## ॥ स्वस्तिहरलेशं ॥

એ શંકાનો પ્રતિઉત્તર નિચે મુજબ છે.

श्री स्वस्ति प्रदातारं निर्मलं शान्त पेजसं ।
जितात्मन् सच्चिदानंद नथुराम ? नतोस्मिते ॥ इतिमङ्गलम् ॥

'सुष्टु स्यात् स्वस्ति' સારૂં થાઓ એમ કહેવું તેનું નામ 'स्वस्ति'

શ્રી પાણિનિ મુનિના અષ્ટાધ્યાયીના બીજા અધ્યાયના ત્રીજા પાદના સોળમા સૂત્રમાં 'स्वस्ति' શબ્દને અવ્યય રૂપે ગણાવી, તે વાપરવા સંબંધી શબ્દને ચતુર્થી વિભક્તિ લગાડવા સૂચવ્યું છે.

नमःस्वस्ति स्वाहा स्वधालं वषड् योगाच्च ॥ २ ॥ ३ ॥ १६ ॥

ભાવાર્થઃ—નમઃ સ્વસ્તિ, સ્વાહા, સ્વધા, અલં ને વષટ્ એટલાનો યોગ થયો છતાં ચતુર્થી થાય છે. ઉદાહરણઃ—प्रजाभ्यः स्वस्ति (પ્રજાનું કલ્યાણ), हरये स्वस्ति (હરીનું કલ્યાણ)

ઉપર બતાવેલા નિયમ પ્રમાણે અવ્યય તરીકે स्वस्ति શબ્દનો પ્રસિદ્ધ વ્યવહાર છે. એવી રીતે વપરાય ત્યારે તેના નીચે મુજબ પ્રસંગ સદૃશ ભિન્ન ભિન્ન અર્થ થાય છે. (૧) અખંડ કલ્યાણ, (૨) ક્ષમાપણું, (૩) આશીર્વાદ, (૪) પુણ્ય, અને (૫) સ્વીકાર (દાન લેવું તે.)

ઉપરના નિયમોનો અપવાદ. કવચિત્ કવચિત, નામના વિશેષણના રૂપમાં પણ स्वस्ति શબ્દ યોજાયલો જણાય છે. ને તેને

એમ માનીને તે પરથી જુદા જુદા પ્રત્યય યોગે અન્ય શબ્દો ઉપજાવ્યા છે. આ વાત આગળના ઉદાહરણમાં સ્પષ્ટ થશે. **स्वस्ति (सु अस क्तिन्)** સુ ઉપસર્ગ અસ ધાતુ અને તિ પ્રત્યય લાગીને **स्वस्ति** શબ્દ નામરૂપ થયો છે, ને તેનો અર્થ સારૂં છે, હોય છે, થાય છે, એવો થાય છે. 'હવે સ્વસ્તિ ઉપરથી થયેલા શબ્દો બતાવાય છે.' **स्वस्ति (स्यात)** અવ્યય આશીર્વાદાત્મક બ્રાહ્મણો દક્ષિણા લઇ દક્ષિણા આપનાર પ્રતિ ભાવનાથી અભિવ્યંજક ધ્વનિ વડે સંકલ્પ બળને દ્રઢ કરીને કહે છે, ને તે કથનમાં **स्यान्** ગર્ભિત રહે છે. માટે તેનો ભાવ 'સારૂં (કલ્યાણ) થાઓ' એવો થાય છે.

આ શબ્દ વ્યવહારને ન્યૂનાધિક દ્રષ્ટ, અદ્રષ્ટ ફળ–દાતા અને દાન લેનારની યોગ્યતા, સંકલ્પ, સમયને ભાવનાનુસાર હોય છે.

ઉક્ત હેતુથી સંકલ્પ, ભાવના રહિત ધર્મ વ્યવહાર અથવા લૌકિક વહેવાર ફલોન્મુખ ન થાય એ સ્વાભાવિક છે.

**स्वस्ति श्री** વિશેષણ, પત્રારંભમાં શુભ સુચન બતાવવા આમ લખવા શિષ્ટાચાર છે, ને તેવે પ્રસંગે તે ગ્રામ નગરના ગુણ વર્ણે છે. એટલે તેનો અર્થ 'કલ્યાણ રૂપ' ને શોભિતું થાય છે.

**स्वस्ति हवेम (क्षेम)** અવ્યય, સુખી હાલતમાં સલામત અને આબાદ.

**स्वस्ति (स्वास्ति–शुभायहितंठन्)** આમાં 'શુભને માટે હિત' એવો **स्वस्ति**નો અર્થ છે ને તે વિશેષણ રૂપે છે. તેને ક પ્રત્યય લાગી ઉક્ત શબ્દ બન્યો છે. આ શબ્દનું નામ રૂપે પુલ્લિંગ ને નપુંસક લિંગ બંને રૂપમાં પ્રસંગોચિત લેવાય છે.

જો એને પુલ્લીંગે ગ્રહણ કરે તો એના આવા અર્થ થાય છે:–(૧) એક જાતનું આસન. (૨) ચોરો. (૩) ચોક (૪) એક જાતનું શાક. (૫) એક જાતનો ચોખાના લોટનો ત્રિકોણ આકારે બનાવેલો પદાર્થ. (૬) છીનાળવો. (૭) સાથીઓ.

પુર્વોક્ત અર્થ આમાંથી અંત્ય અર્થનું ગ્રહણ કરી બનેલો શબ્દ '**स्वस्तिकासन**' (સાથીઆના જેવું આસન) યોગના પ્રધાન ગ્રંથોમાં વપરાય છે.

**स्वस्ति** નપુસકલીંગે ગણુતાં પણ પુર્વોક્ત વ્યાખ્યાન સ્વીકારાય છે. પરંતુ તેનો અન્ય અર્થ (એક જાતનું ઘર) થાય છે.

**स्वस्तिमुख ( स्वस्ति मुखे यस्य )** 'જેના મુખમાં સ્વસ્તિ છે તે' પુલ્લીંગ અર્થ. (૧) બ્રાહ્મણ. (૨) કાગળ. (૩) દસ્તાવેજ. (૪) પત્ર (આસોંદરા વિગેરેનું માંગલિક ગણાતું પાંદડું અથવા કુંકુમ પત્રિકા.

**स्वस्तिवाचन ( शुभस्यविप्रद्वारावाचनं )** 'શુભનું વિપ્રદ્વારા બોલવું'' તે નપુસંક લિંગ. (૧) કર્મનાં પ્રારંભમાં વિઘ્નની ઉપશાંતિ, માટે બ્રાહ્મણુદ્વારા કર્તવ્યકર્મનું સારાપણું કહેવડાવવું તે.

**स्वत्यन ( शुभस्य अयनं यस्मात्** જેનાથી શુભતિ છે તે) કર્મના આરંભે શુભાવહ આશીર્વચન. હવે 'સ્વસ્તિ' શબ્દ પ્રથક્ પ્રથક ભાવમાં વપરાયાનું આલોચન અતિ સંક્ષેપમાં થાય છે.

**स्वस्तिर्यात्विना साक्षात् पुण्यकल्याण वृद्धिदा ।**
**विनायक प्रिया नित्यं त्वां स्वस्तिं ब्रुवन् तुनः ॥ १ ॥**

આ શ્લોક આબાળ વૃદ્ધ પર્યન્ત શ્રુત છે. યજમાનને ચાંલ્લો કરવામાં પુરોહિતનો વિનિયોગ કરે છે.

આ ઠેકાણે **स्वस्ति** શબ્દ નામરૂપે અલંકારમાં વપરાયો છે. ભાવાર્થ—જે વિના કલ્યાણ સંભવતું નથી અને જે પુણ્ય કલ્યાણને વૃદ્ધિ આપનાર છે એવી વિનાયક (ગણપતિ) ની પ્રિયા જે સરસ્વતિ તે ઓમ્કારરૂપ છે એવી હે 'સ્વસ્તિ' તું અમારૂં કલ્યાણ કરે.

**स्वस्त्युस्तुते कुशलमस्तु चिरायुरस्तु ।**
**गोवाजिहस्ति धन धान्य समृद्धिरस्तु ॥**

ऐश्वर्य मस्तु विजयोस्तु रिपु क्षयोस्तु ।
वंशे सदैव भवतां हरि भक्ति रस्तु ॥ २ ॥

આશીર્વાદાત્મક આ શ્લોકમાં પણ નામરૂપે સ્વસ્તિ છે.

ભાવાર્થ—તમારૂં કલ્યાણ થાઓ, કુશળ થાઓ, ચિરાયુ થાઓ, તમારે ત્યાં ગાય, ઘોડા, હાથી, ધન, ધાન્ય ને સમૃદ્ધિ થાઓ, તમો ઐશ્વર્યવાન થાઓ, તમારો વિજય થાઓ, તમારા શત્રુઓ ક્ષય પામો અને તમારા વંશમાં સર્વદા હરિભક્તિ થાઓ.

સર્વે માન્ય પંચ કાવ્યમાં કવિ કુળગુરૂ શ્રી કાળીદાસ પંડિતે શ્રી રઘુવંશમાં સ્વસ્તિનો પ્રયોગ કરેલો નીચેના શ્લોકથી જણાય છે.

प्रातर्यथोक्त व्रत पारणान्ते प्रास्थानिकंस्वस्त्ययनं प्रयुज्य ।
तौदंपती स्वंप्रति राजधानीं प्रस्थापयामास वशी वसिष्ठः ३

ભાવાર્થઃ—જીતેંદ્રિય એવા વસિષ્ઠ ઋષિ પ્રાતઃકાળે ગાયની સેવારૂપી વ્રતની સમાપ્તિને વિશે ( દિલીપ ને સુદક્ષિણાને ) તે દંપતિને ‘ શુભાવહ આશીર્વાદ ’ આપીને પોતાની રાજધાની વિશે જવાની આજ્ઞા આપતા હતા.

આ પ્રમાણે આચાર વ્યવહારનું યત્કિંચિત દિગ્દર્શન કરી પરમ પ્રમાણ એવા વૈદિક મંત્ર પ્રયોગો વિલોકીએ.

पितृ पात्राणि चालयित्वा स्वस्ति भवंतो ब्रुवंतु ।
स्वस्ति समाचारात् श्रीयजुर्वृद्धि श्राद्ध प्रयोगे ॥ ४ ॥

ભાવાર્થઃ—યજમાન કહે છે, પિતૃપાત્રને જરા ચલાયમાન કરીને આપ સ્વસ્તિ (કલ્યાણકર્તા આશિષ બોલો)પશ્ચાત્ પુરોહિત કહે છે તમારા સારા આચરણથી તમારૂં કલ્યાણ થાઓ.

स्वस्तिनो अग्नेदिवा पृथिव्या विश्वानिध
इति श्री गृ. सू. प्रक. ॥ ५ ॥

ભાવાર્થઃ—યાજક શ્રી આવસથ્યના અગ્નિને વિનવે છે, હે અગ્ને! અમારૂં અને પૃથ્વીના સમસ્ત લોકનું દિવસે (પ્રકાશમાં) તમે રક્ષણ કરો, કલ્યાણ કરો.

શ્રી આન્હિક સૂત્રાવલિમાં યાચનાના ભાવમાં નીચેનો સ્વસ્તિ પ્રયોજક મંત્ર ઉપલબ્ધ થાય છે.

स्वस्ति साम्राज्यं भोज्यं वैराज्यं पारमेष्ठयं राज्यं महाराज्यमाधिपत्यं समंतपर्यायीस्यात्सार्वभौमः सार्वायुषः आन्तादापरार्धात् ॥ ६ ॥

ભાવાર્થઃ—હે ઇષ્ટદેવ! હે પરમાત્મા! આપ અમને કે જે ભોગવવા યોગ્ય સામ્રાજ્ય વિશેષ વૈભવ યુક્ત સ્વરાજ્ય બ્રહ્મ લોકનું મહારાજ્ય એવા ઉત્તમપર્યાયવાળું સાર્વભૌમ અધિપત્ય આપીને (તે) બ્રહ્માના પચાશ વર્ષ (પરાર્ધ) સુધી ભોગવાય એવો આયુષ્માન કરો, અને અમારૂં કલ્યાણ કરો ને ઓંકારરૂપ કરો.

स्वस्ति श्रीमन् मदनगोपाळ ઇ. ઇ. श्रीमद् ભાગવતનું મંગળાચરણ કર્તા स्वस्ति श्री પ્રભુના વિશેષણરૂપે વપરાય છે.

एवइत् इन्द्रम् वृपणम् वज्रबाहु मिति वज्रबाहुम् वसिष्टासः अभिअर्चन्ति अर्कैः ॥ सः नः स्तुतः वीरवदिति वीरवत् धातु गोमदिति गोमत् यूयम् पात स्वस्तिभिरिति स्वस्तिभिः सदानः श्रीयजुर्वेदीय वाजसनेयी संहिताऽध्याय ( २० ) मंत्र (४७)

ભાવાર્થઃ—ઇંદ્રનેજ તે પ્રાપ્ત થાય (ઇંદ્ર કેવો છે તે કહે છે) કોઇથી પણ પરાભવ ન પામી શકાય એવો છે. વજ્ર ધારણ કરનાર છે (એના હાથમાં વજ્ર છે.) વસિષ્ઠ (સપ્તર્ષિ) વિગેરે જેની પૂજા કરે છે (બાર) આદિત્યો સાથે અમોએ એનું સ્તવન કરાવેલ છે (તે) વીર સરખો છે, ધાતુ અને પૃથ્વીની સમૃદ્ધિવાળો હોવાથી ગોમત્ ગણાય છે. હે ઇંદ્ર! (તમે) હમેશાં અમારૂં શ્રેય સાથે સંરક્ષણ કરો.

उतनोधियोगो अग्रः पूषन्विष्णवेवयावः कर्तानः स्वस्तिमतः

શ્રીઋક સંહિતા અધ્યાય ૧ અનુવાક ૬ મંત્ર ૫.

ભાવાર્થઃ-અથવા વાચામાં અગ્ર એવી બુદ્ધિને પોષણ કર્તા એવા જે શ્રી વિષ્ણુ તેને અમે શરણે જઇએ છીએ. જે શ્રી વિષ્ણુ અમારૂં કલ્યાણ કરનાર મનાએલ છે.

स्वस्तिना इन्द्रो वृद्धश्रवाः श्री शुक्ल यजुर्वेद रुद्राध्यायीषु दशमोऽध्याये प्रथम मंत्रः ॥ ९ ॥

ભાવાર્થ:—યજ્ઞમાં જેની ઘણું કીર્તિ છે, એવા ઇંદ્રદેવ અમારૂં કલ્યાણુ કરો; સમગ્ર જ્ઞાનવાળા પુષાનામ દેવતા અમારૂં કુશળ કરો; જેના રથના ચક્રની ધારા હણાઈ નથી, એવા વાયુદેવ અમારૂં કુશળ કરો; દેવોનું પાલણુ કરનાર દેવ (બ્રહસ્પતિ) અમારૂં કુશળ કરો.

अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताःप्रांजलया गृणंति स्वस्तीत्युक्त्वा महर्षि सिद्धसंघाः स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥ श्रीमद्भगवद्गीता अ. ११ श्लोक २९

ભાવાર્થ:—આ દેવતાઓના સમૂહ આપમાંજ પેસે છે. કેટલાક ભય પામેલા બે હાથ જોડીને સ્તુતિ કરે છે. મહર્ષિ અને સિદ્ધોના સમૂહ આ જગતનું કલ્યાણુ થાઓ એમ કહીને આપના પરિપૂર્ણુ અર્થનો બોધ કરનારા વચનોવડે સ્તુતિ કરે છે,

इदं य भागवत समाजिता वदात गग कर्मणो राजर्षेर्भरतस्यानु चरितं स्वस्त्य नामायुष्यं धन्यं पशस्यं स्वर्ग्यां पवर्ग्यं वाऽनुशृणो त्या ख्यास्यति अभिनन्दति च सर्वाहवाशिष आत्मन आशास्ते न कांचन परत इति इति श्रीमद्भाग. पंचस्कं. भरतोपाख्याने चतुर्दशोध्याये श्लोक ( ६ )

ભાવાર્થ:—શ્રી ભગવદ્ ભક્તોએ જેના નિર્મળ ગુણોનો તથા કર્મનો સત્કાર કરેલો છે એવા આ રાજઋષિ શ્રી ભારતમુનિનું આ ચરિત્ર જે કલ્યાણકારક, આયુષ્ય આપનાર, ધન, યશ, સ્વર્ગ તથા મોક્ષ આપનાર છે, તેને જે મનુષ્ય સાંભળે છે, વર્ણવે છે, અને તેનું માનપુર્વક ગ્રહણુ કરે છે, તે મનુષ્ય પોતાની મેળે સર્વ ઇષ્ટ પદાર્થોને મેળવે છે, પરંતુ કોઇ પણુ વસ્તુની બીજા પાસેથી આશા રાખતાં નથી.

## શ્રી "સત્ય."

# શ્રેય માટે થોડા ઉપયોગી પ્રમાણો.

( "સ્વસ્તિ" શબ્દનો અર્થ બ્રાહ્મણોએ કલ્યાણ સમજી પોતાનું શ્રેય કરવા પ્રયત્ન કરવો. તેમાં પોતાનું અને અન્યનું ભલુ કરી શકાય છે. )

પ્રવૃત્તિ લક્ષણવાળો તથા નિવૃત્તિ લક્ષણવાળો એમ વેદોક્ત ધર્મ બે પ્રકારનો છે. પ્રવૃત્તિ લક્ષણવાળો વૈદિકધર્મ અવૈરાગ્યવાન્ પુરૂષોને ક્રમે ક્રમે નિષ્કામ કર્મો કરવાનો બોધ કરી તેમની પાસે નિષ્કામકર્મો કરાવે છે, ને તે દ્વારા તેમના ચિત્તની શુદ્ધિ કરાવી તેમને નિવૃત્તિ લક્ષણવાળા ધર્મમાં પહોંચાડે છે, ને નિવૃત્તિ લક્ષણવાળો ધર્મ તો વૈરાગ્યરૂપ હોવાથી જ્ઞાનદ્વારા મોક્ષ સાધનરૂપજ છે. માટે નિષ્કામ કર્મો કરવા પ્રયત્ન કરવો.

કેટલાક આર્યોમાં આજકાલ જે આચારની શિથિલતા જોવામાં આવે છે, તે તેમનું અશ્રેય કરનારી છે, માટે તેનો તેમણે પ્રયત્નપૂર્વક ત્યાગ કરી શાસ્ત્રીય આચારનું પાલન કરવા હમેશ યત્નવાન્ રહેવું જોઇએ. શ્રીમનુભગવાન્ આચાર સંબંધી નીચે પ્રમાણે બોધ કરે છેઃ—

आचारः परमो धर्मः, श्रुत्युक्तः स्मार्त एव च ॥
तस्मादस्मिन्सदा युक्तो, नित्यं स्यादात्मवान्द्विजः ॥ १ ॥

ભાવાર્થઃ—વેદમાં તથા સ્મૃતિમાં આચાર એજ પરમ ધર્મ કહેલો છે, માટે જે બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય પોતાના આત્માના હિતની ઇચ્છા રાખતા હોય તેમણે સર્વદા આચારયુક્ત રહેવા યત્ન કરવો.

પ્રાતઃકાલના ઉત્થાનનો સમય શ્રીમનુભગવાને નીચે પ્રમાણે કહ્યો છેઃ-

ब्राह्मे मुहूर्ते बुद्धयेत, धर्मार्थावनुचिन्तयेत् ॥

ભાવાર્થઃ—બ્રાહ્મમુહૂર્તમાં જાગ્રત થાય, અને ધર્મ તથા અર્થનું અનુચિંતન કરે.

બ્રાહ્મમુહૂર્તનું લક્ષણ શ્રીવિષ્ણુપુરાણમાં નીચેપ્રમાણે આપ્યું છે—

रात्रेः पश्चिमयामस्य, मुहूर्तो यस्तृतीयकः ॥
स ब्राह्म इति विज्ञेयो, विहितः स प्रबोधने ॥

ભાવાર્થઃ—રાત્રિના પાછલા પ્રહરનો જે ત્રીજો મુહૂર્ત છે, તે બ્રાહ્મમુહૂર્ત છે, એમ જાણવું. તે જાગ્રત્ થવામાં વિહિત છે.

શયનમાંથી ઉઠીને શ્રી ભગવાનનું કીર્તન કરવું જોઇએ એમ શ્રીવિષ્ણુ કહે છેઃ—

शयनादुत्थितो यस्तु, कीर्तयेन्मधुसूदनम् ।
कीर्तनात्तस्य पापानि, नाशमायान्ति शेषतः ॥

ભાવાર્થઃ—શયનમાંથી જાગેલો જે પુરૂષ પરમાત્માનું કીર્તન કરે છે, તે કીર્તનથી તેનાં પાપો સંપૂર્ણપણે નાશ પામે છે.

ઉઠીને દર્શન કરવા યોગ્ય પદાર્થો શ્રીકાત્યાયને નીચે પ્રમાણે કહ્યા છેઃ—

रोचनां चन्दनं गन्धं, मृदङ्गं दर्पणं मणिम् ।
गुरुमग्निं रविं पश्येन्, नमस्येत्प्रातरेव हि ॥
श्रोत्रियं सुभगामग्निं, गां मृगं धार्मिकं महीम् ॥
प्रातरुत्थाय यः पश्येत्, स आपद्भ्यः प्रमुच्यते ॥

ભાવાર્થઃ—ગોરોચના, ચંદન, ગંધ, મૃદંગ, દર્પણ, મણિ, શ્રીગુરૂ, અગ્નિ, અને રવિને પુરૂષ પ્રાતઃકાળમાં જુએ, અને નમસ્કાર કરે, તેથી તે આપત્તિથી મોકળો થાય છે.

પ્રાતઃકાળમાં ઉઠીને જે પુરૂષ શ્રોત્રિયને, માતાને, અગ્નિને, ગાયને, મૃગને, ધાર્મિકને, અને પૃથ્વીને જુએ છે, તે આપત્તિથી મોકળો થાય છે.

સંધ્યા કરવાની આવશ્યક્તા વિષે શ્રીષડ્વિંશબ્રાહ્મણમાં નીચેનું વચન છેઃ—

तस्माद्ब्राह्मणोऽहोरात्रस्य योगे सन्ध्यामुपासीत ॥

ભાવાર્થઃ—તેટલા માટે બ્રહ્મની ઉપાસના કરનાર દ્વિજે રાત્રિએ અને દિવસે સંધિસમયે સંધ્યાવંદન કરવું.

શ્રૌતસ્માર્તકર્મમાં સંકલ્પની આવશ્યક્તા વિષે શ્રી બૃહન્નમે નીચે પ્રમાણે કહ્યું છેઃ—

संकल्पं च यथा कुर्यात्, स्नानदानव्रतादिके ॥
अन्यथा पुण्यकर्माणि, निष्फलानि भवन्ति च ॥

ભાવાર્થઃ—સ્નાન, દાન, ને વ્રતાદિમાં અવશ્ય સંકલ્પ કરવો, કેમકે તેમ કર્યા વિના બધાં પૂણ્ય કર્મો નિષ્ફળ થાય છે.

જપસંખ્યા શ્રીસ્મૃત્યન્તરમાં નીચે પ્રમાણે કહી છેઃ—

सायं प्रातश्च मध्याह्ने, सावित्रिं वाग्यतो जपेत् ॥

सहस्र परमां देवीं, शत मध्यां दशावराम् ॥

ભાવાર્થઃ—સાયંકાલે, પ્રાતઃકાલે, અને મધ્યાહ્નને વાણીને નિયમમાં રાખી ગાયત્રીનો જપ કરે. સહસ્રજપ ઉત્તમ, શતજપ મધ્યમ, ને દશમંત્રનો જપ કનિષ્ઠ છે.

શ્રીયાજ્ઞવલ્કયે નીચે પ્રમાણે બ્રહ્મયજ્ઞ કરવા કહ્યું છેઃ—

वेदाथर्वपुराणानि, सेतिहासानि शक्तितः ॥

जपयज्ञप्रसिद्ध्यर्थं, विद्यां चाध्यात्मिकां जपेत् ॥

ભાવાર્થઃ—જપયજ્ઞની સિદ્ધિને માટે શક્તિઅનુસાર ઇતિહાસો સહિત અથર્વાદી વેદો, પુરાણો, અને આધ્યાત્મિક વિદ્યાને જપે.

તર્પણની કર્તવ્યતા શ્રીપુરાણસમુચ્ચયમાં નીચે પ્રમાણે કહી છે.

देवताश्च मुनींश्चैव, पितृभ्यो हि न तर्पयेत् ।

देवादीनामृणी भूत्वा, नरकं स व्रजेदथ ॥

ભાવાર્થઃ—જે દ્વિજ દેવ, મનુષ્ય, અને પિતૃને તૃપ્ત ન કરે તે દેવાદિનો ઋણી થઇ નરકને પામે છે.

વૈશ્વદેવનું ફલ શ્રીમનુભગવાને નીચે પ્રમાણે કહ્યું છેઃ—

पञ्चसूना गृहस्थस्य, चुल्ली पेषण्युपस्करी ॥

कण्डणी चोदकुम्भी च, तासां पापस्य शान्तये ॥

पञ्च क्लृप्ता महायज्ञाः, प्रत्यहं गृहमेधिनाम् ॥

पञ्चैतान्यो महायज्ञान्, न हापयति शक्तितः ॥

स गृहेऽपि वसन्नित्यं, सुनादोषैर्न लिप्यते ॥

ભાવાર્થઃ—ચુલો, ઘંટી, સાવરણી, ખાંડણી, અને પાણીઆરૂં એ પાંચ પાપસ્થાન ગૃહસ્થના ઘરમાં છે, તેમના પાપની શાંતિને સારૂ ગૃહસ્થોને માટે પ્રતિદિવસ પંચમહાયજ્ઞો કલ્પ્યા છે. જે એ પંચમહાયજ્ઞોને તજતો નથી, પણ શક્તિઅનુસાર કરે છે, તે ઘરમાં વસતાં છતાં પણ પાપસ્થાનના દોષોથી લેપાતો નથી.

'इति शिवम्'

# સારાંશ જે. (ધર્મ).

આપણા હિંદુશાસ્ત્ર પ્રમાણે મનુષ્યના મન ઉપર ચાર પ્રકારની વૃત્તિઓ સત્તા ભોગવે છે.

(૧) પિશાચઃ–કામ, ક્રોધ, લોભ, વગેરે જેને મારી નાખવાની જરૂર છે. ( તેનો પ્રવેશ થવા દેવો નહિ તે. )

(૨) પશુઃ–આહાર, વિહાર, નિદ્રા જેને અંકુશમાં રાખવાની આવશ્યક્તા છે.

(૩) નરઃ–જેને જેમ બને તેમ શુદ્ધ કરવા ઉંચે પગથીએ લઇ જવાની અગત્ય છે.

(૪) પ્રભુઃ–એને પૂજવામાંજ ધર્મ છે. ફારસી લેખકો પ્રથમ બે વૃતિઓને, પિશાચ વા પશુ ગમે તે એકનાથી સંબોધે છે એટલે તેમના ગ્રંથોમાં ત્રણ વૃત્તિઓ બાબત ઈસારો હોય છે.

કુદરતમાં કાળીદાસ, શૃંગારમાં જયદેવ, હૃદયપટોદ્‌ઘાતમાં, ભવભૂતિ, વ્યવહારીક ઠરેલતા અને ખીટતામાં ભારવિ, પ્રેમરસમાં કૃષ્ણ, વિવેકમાં રામ, અને જ્ઞાનીમા જનક છે; ઋષિમાં વસિષ્ઠ, ગુરૂમાં વ્યાસ, અને સંન્યાસીમાં શંકરાચાર્ય છે; રાજ્યનીતિમાં ભીષ્મ, ગુણગ્રાહકમાં ધર્મ, અને શૌર્યમાં ભીમ છે; દંપતીમાં દ્રૌપદી, બાળક શુક, અને નીતિમાં વિદુર છે; ભક્તમાં ઉદ્ધવ, ગૃહસ્થમાં જરાશંઘ અને શાંતિમાં શિવ છે. વિશેષ શું ?

ડુબે દુનિયાં ઉચ્ચ માર્ગ ચૂકી,
સ્વાર્થે લહે ધર્મ રહ્યોજ મૂકી;
જીજ્ઞાસુ ઇચ્છે કદી માર્ગ સારો,
જાળે પડેલાં ઝટશું ઉગારો ?

મોહ, સ્વાર્થ, કે કામની વિવિધ વૃત્તિને લીધે એના ભિન્ન

ભિન્ન અર્થ સવડ પડતા કરવામાં આવે છે. તેમ કરવામાં પણ તાત્કાળિક કે અલ્પ લાભ, જીજ્ઞાસા કે વૃત્તિની તૃપ્તિ માત્ર પરજ લટકી રહી દીર્ઘદ્રષ્ટિ ભાગ્યેજ વપરાતી જોવામાં આવે છે. કોઈ કોઇવાર તો તરંગ માત્રજ એનું નિરાકરણ કરવા પૂરતો થઇ પડે છે, અને અંકુશ રહિત જે વૃત્તિઓ હોઠે તેજ ફરજ માત્ર ગણાય છે. વ્યહવારમાં આ અર્થ પ્રચલિત છે ત્યારે, "સૂક્ષ્મ તત્વોના ઉચ્ચ સમૂહના કાર્યે અને એ ઉચ્ચ સમૂહને કોઇ પણ બીજા હીન કે અધમ તત્વો સતાવે અથવા સંકોચે નહિ અને પોતાની ઉચ્ચતા સતેજ ઝળહળતા પ્રકાશમાં સમગ્ર રીતે જાળવી રાખે તે માટે જોઇતી દૃઢતા અને સાવધાની કે બચાવના માર્ગ" એજ "ધર્મ કે ફરજ" કહેવાય, અને એ અદા કરવાં એજ "કર્તવ્ય" કહેવાય.

"ધર્મ એ કંઇ વ્યક્તિ માત્રના અંતરથી બીજાં વ્યવહાર ઉપયોગી સાધન માફક જેમ હાલમાં માનવામાં આવે છે તેમ, બાહ્યભિન્ન વસ્તુ કે સાધન નથી. એ તો અંતરનુંજ સ્વકાર્ય છે." ધર્મ કંઇ સ્વાર્થ વૃત્તિ કરાવી ભય, દીનતા આણી સંકુચ કરી કલેશિત કરે નહિ કે અંહભાવથી ક્રોધ, તિરસ્કાર કે અવજ્ઞા ખીલવી વિશાળતા કે સમાનતાથી વિમુખ રાખે નહિ.

અંતે તે પરમકૃપાળુ પરમેશ્વર કે જેની કૃપાદ્રષ્ટિથી આ શુભ કાર્ય નિર્વિઘ્ને સમાપ્ત થવા પામ્યું, તેને નમસ્કાર કરી તથા મારા પૂજ્ય પિતાશ્રી રતનરામ તુલજારામ કે જેમની કૃપા પ્રસાદથી મને આવી બુદ્ધિ થઇ અને જેમના આશિર્વાદથી હું આજે ગમે તેવો પણ એક ગ્રંથ લખવાને શક્તિમાન્ થયો, તે પૂજ્ય પિતાશ્રીના ચરણકમળમાં વારંવાર મસ્તક નમાવીને આ ગ્રંથને સંપૂર્ણ કરૂં છું.

# આરતિ.

જય જય જય સદ્ગુરૂ, સાહ્ય કરો માબાપ, પ્રભુ સાહ્ય કરો માબાપ.
માત મારી ઉમીયાને વિનવું, પિતા છે પ્રાણાધાર;
પ્રભુ પિતા છે પ્રાણાધાર. જય૦ ૧
અંતરના ઇશ એ સાચા, પ્રભુ નામ છે રતનરામ; (૨) જય૦ ૨
રામાનંદજી માત તાત પ્રભુ, જગતના તારણહાર. (૨) જય૦ ૩
એકજ રૂપે સૌને નિરખું, મતિ એવી કરો દાતાર; (૨) જય૦ ૪
વિનતિ મારી ઉર ધરી, પ્રભુ રાખો હમેશાં પાસ. (૨) જય૦ ૫
દાસની બુદ્ધિ કરો તમમાં, પ્રભુ નિશ્ચે જાણી ઉપકાર; (૨) જય૦ ૬
અંત સમે બદ્રિ માગે, પ્રભુદર્શન એકજ વાર. (૨) જય૦ ૭



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૩ | ૧ | બધુ | બન્ધુ |
| २ | १ | भुज्यमानो | भुंजमानो |
| २ | १ | सरतः | सेरतः |
| ૩ | ૩ | તેઓજ | તેઓએજ |
| ४ | ३ | पृथ्वि | मार्थ |
| ४ | ५ | त्रीलँलोकान् | लोके |
| ૪ | ૯ | બધા | બધી |
| ५ | ४ | परानंदा | पराऽनंता |
| | ३ | ततोऽर्धे | तदर्द्धं |
| ७ | ३ | भक्तिसयुं | भक्तितसं तः |
| ૭ | ૮ | વિધાત્યે | વિધાત્યૈ |
| ८ | २ | बसुंधरे | वसुंधरे |
| ૮ | ૧૭ | જલ | જળ |
| ९ | ४ | गीतेत्युच्चार | गीतोच्चारण |
| १० | २ | वै..ठसमवाप्नोति | सवैकुंठमवाप्नोति |
| ૧૦ | ૨૦ | કર્તવ્ય | કર્તવ્ય |
| ११ | २ | लोकेगीता- यातापरं | गतास्तेपरमं |
| ૧૨ | ૨ | પ્રસન્ન (૨) | પ્રસન્ન (૧) |
| ૧૪ | ૨ | ધર્માન્ | ધર્માન્ |
| १५ | २ | दहते | दहति |
| १६ | १ | सर्वगत | सर्वतः |
| १८ | १ | शिखयै | शिखायै |
| १८ | ४ | नानावर्णाकृतिति | नाना वर्णा कृतिनि |
| ૧૯ | ૯ | જીતેંદ્રપણા | જીતેંદ્રિયપણા |

| | | | |
|---|---|---|---|
| २० | ३ | तोत्रव | तोत्रवे |
| २१ | २ | सुधीभोक्ता | सुधी भोक्ता |
| २१ | ४ | जगदूगुम | जग गुरुम् |
| २१ | ६ | स्यात् | स्या |
| २२ | १ | लोपला | लोत्पला |
| २२ | | पतिदवानां | पतिदेवानां |
| २३ | २ | बाधितम | बोधितम |
| २७ | १८ | प्रियहते | प्रियहिते |
| २९ | ३ | युयामन्युश्च | युधामन्युश्च |
| ३० | ३ | क्षत्रात् | क्षेत्रात् |
| ३० | ७ | ” | ” |
| ३१ | १ | त्यक्तजीवितः | त्यक्तजीविता |
| ३१ | ३ | भी[illegible]क्षितम् | भीष्माभिरक्षितम् |
| ३१ | ६ | मार्यया | भार्यया |
| ३१ | ७ | ” | ” |
| ३६ | १ | ल्दयानि | दयानि |
| ३७ | २ | स्थ | स्था |
| ૪૦ | ૮ | અંધતાથી | અંધતા |
| ૪૧ | ૩ | સામુ | સામી |
| ૪૧ | ૧૬ | જાઇએ | જોઇએ |
| ૪૮ | ૧ | પહેલુ | પહેલો |
| ૪૮ | ૪ | બીજું | બીજો |
| ૫૫ | ૫ | સર્યાતી | |
| ५८ | ३ | देहातर | देहांतर |
| ६२ | २ | धातयति | घातयति |
| ६४ | २ | विदित्वैनं | विदित्वैवं |
| ६६ | २ | वद | वेद |

| | | | |
|---|---|---|---|
| ६९ | २ | वादाथ | वादांश्च |
| ७१ | २ | द्धा | द्ध्या |
| ૭૨ | છેલ્લી | અત્ર | અમે |
| ७५ | ४ | द्धया | द्ध्योः |
| ૮૩ | ૧૦ | અજ્ઞાનુસાર | આજ્ઞાનુસાર |
| ૮૪ | ૧૮ | વળીને | વાળીને |
| ૮૬ | | દરિયાવલી | દોરવાયલી |
| ८८ | ३ | मा | मो |
| ९४ | १ | ग्न | शि |
| ९९ | | लाका | लोका |
| १०७ | २ | द्विद्वा | द्विद्वां |
| ११२ | २ | वेथ | वत्थ |
| ११३ | ३ | साधूना | साधूनां |
| १२५ | ३ | एव | एवं |
| ૧૨૮ | ૧૬ | સિત્ત | સિદ્ધ |
| १३१ | १ | संन्यसं | संन्यासं |
| १३३ | २ | योग | योगं |
| १३५ | ४ | मिवा | मिवां |
| ૧૪૬ | ૨૨ | સુદર | સુંદર |
| १४७ | ३ | बंधुरात्माऽऽत्म | बंधुरात्मात्म |
| १५१ | ३ | मशातात्म | मशान्तात्मा |
| १५४ | ४ | नाऽऽत्मा | नात्मा |
| १५८ | ३ | सदाऽऽत्मा | सदात्मां |
| १६१ | ३ | चचल | चंचलं |
| ,, | ४ | निग्रह | निग्रहं |
| ,, | ,, | वाया | वायो |
| ૧૬૬ | ૨ | કઠોળ | કઠોર |

| | | | |
|---|---|---|---|
| १६७ | ३ | भ्योपि | भ्योऽपि |
| १६८ | २ | योमा | योमां |
| १६९ | ४ | ज्ञास्यति | ज्ञास्यसि |
| १८३ | २ | चमा | चमां |
| ૧૮૩ | ૫ | સરખી | સરસી |
| १९० | ४ | परमा | परमां |
| २०९ | ३ | म | मे |
| २१५ | ६ | मा | मा |
| २१७ | ५ | यन्मा | यन्मां |
| २२१ | ६ | सिद्धाना | सिद्धानां |
| २२९ | ६ | खम | सुखम् |
| ૨૩૦ | ૧૮ | શ્રષ્ટ | શ્રેષ્ટ |
| ૨૩૦ | ૧૯ | જશ | યશ |
| २३२ | ६ | संदश्यंते | संदश्यते |
| २३७ | ३ | द्राणं | द्रोणं |
| २३७ | ३ | याध | योध |
| २३७ | ४ | मय | मया |
| २३८ | १ | कृता | कृतां |
| २३९ | १ | हपी | हृषी |
| ,, | २ | नमस्य | नमस्यं |
| ,, | ३ | गरीयस | गरीयसे |
| २४० | ४ | नमा | नमो |
| २४९ | १ | | संक्षेप तुलसी पूजा<br>श्री केशवाय नमः<br>श्री नारायणाय नमः |
| २५१ | ४ | ध्यायना | ध्या[illegible] |

| | | | |
|---|---|---|---|
| २६३ | ३ | भक्कि | भक्ति |
| २६४ | ३ | ज्वाह्ला | ठ्ह्ला |
| २६५ | २० | कचक्रधरं | एकचक्रधरं |
| २६५ | २० | एदेवं | देवं |
| २७० | ४ | वोये | योगे |
| ३०९ | १ | शतैव | शतैर्व |
| ३११ | ४ | दभे | दर्भे |
| ३१२ | १ | कोध | क्रोधं |
| ३१४ | १ | कौं | कौं |
| ૩૪૧ | ૧૨ | અં:ત | અંતઃ |
| ૩૫૩ | ૨૨ | પુરૂઃ | પુરઃ |
| ३५५ | १३ | वरतु | वस्तु |
| ૩૭૪ | ૨૮ | માહત્માઓ | મહાત્માએ |

